# મીલાવડો

OR

# THE MISCELLANY.

પુસતક ૩ જું.

જુન સને ૧૮૭૫ થી તે મે સને ૧૮૭૬ સુધી.

મુંબઈ:

યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ છાપ્યોછે.

૧૮૭૬.

# મીઆવડાનું સાંકળિયું.

# મીલાવડો.

OR

# THE MISCELLANY.



અંક ૨૫-પુ૦ ૩] મુંબઈ, મારચ જુન-સને ૧૮૭૫. [કીં૦ આના. ૨.

## દિલપસંદ રમુજી વાત.

(AMUSING LIGHT READING.)

હિંદુસ્થાનનો એક પાદશાહ મ્હોટો સતવાદી, ધર્મીષ્ટ અને પ્રજાનો પાલણહાર હતો. તેના વખતમાં પ્રજાને ઘણું સુખ હતું તેથી તે તેના હકમાં રાતદીવસ દુવા માગતી હતી. તેનો ખજાનો અને લાહો લશકર પણ ઘણું હતું. મતલબ કે તે સઘળી વાતે ભરપુર હતો, મગર તેને સંતાન તરફનો મ્હોટો પરીતાપ હતો, અને તેથી કરીને તે રાતદીવસ શોકાતુર રેહેતો હતો. તે પરમેશ્વરની નીત્ય પ્રાર્થના કરીને એક પુત્ર માગતો હતો. કેટલીક મુદતે તેને ઈશ્વર કૃપાથી છોકરો થયો. તેથી આંધળાને આંખ મળવાથી જેટલો આનંદ આયેછે તે કરતાં પણ વધારે આનંદ તેને થયો. આ મુબારકબાદી સાંભળતાંજ તેણે પોતાનો ખજાનો દાન ધર્મ કરવાને ખોલી દીધો. પ્રજાને ઘણી ખુશી પેદા થવાથી સઘળા શેહેરમાં આનંદ વરતાયો, અને એક મ્હોટા તેનાર જેટલી ધુમધામ સઘળા શેહેરમાં થઈ રહી. પાદશાહે નજુમીઓને બોલાવ્યા, તેઓએ હાજર થઈ તે છોકરાના ગૃહ વરતયા ને તેનું નામ નાદરશાહ રાખવાનું લેખીએ જાહેર કીધું. એ શાહજાદો અઢિ વરસની વયમાં વિદ્યા હુન્નર અને યુદ્ધ વિદ્યા સંપુરણ સીખ્યો, તેથી તેની કીર્તિ દીનપરદીન વધતી ચાલી. સોળ વરસની ઉમ્મરનો થયો ત્યારથી તેને શીકાર કરવાનો શોક લાગ્યો. જ્યારે તેની સ્વારી શીકાર કરવા જતી હતી ત્યારે તેની ખુબસુરતી, સીંહના જેવો જુરસો, મૃગનાં જેવી આંખો અને તેના પોતાનો ઘરકાટ જોઈ સઘળી રઈયત ખુશી થતી હતી. શાહજાદાનાં વખાંણ સાંભળી પાદશાહ ઘણો ખુશી થયો અને તેની શાદી મ્હોટા ઉમંગથી એક ખુબસુરત શાહજાદી સાથે કીધી. શાહજાદો ઈનસાફ વખત હંમેશાં પોતાના બાપની પાસે તખત ઉપર બેસતો, તે જોઈને સઘણું દરબાર ખુશ થતું હતું. તેનો બાકીનો વખત તે એશ આરામમાં ગુજારતો હતો.

એક વખત નાદરશાહ શીકાર કરવાને જંગલમાં ગયો. ત્યાં પેહેલાં પોતાના શીકારી ચીત્તાને છોડ્યો, તે એક હરણ પકડી લાવ્યો. બાજ જાનવરને મોકલ્યું તે એક કાબેર પકડી લાવ્યું અને કુતરાને દોડાવ્યો તે એક સસલું પકડી લાવ્યું. શાહજાદો આ ખેલોથી ખુશ થયો ને શીકાર ગૃહમાંથી પાછો ફરયો. રસ્તામાં એક સુંદર બાગ તેને નજર આવ્યો, તેમાં તે ન્હાના પ્રકારનાં ઝાડ, ફુલ, ફળાદીક જોતો અને તરેહ તરેહનાં અને રંગ બેરંગી પક્ષી-

ઓના જુદી જુદી રીતના સ્વરો સાંભળતો આગળ ચાલ્યો. આગળ જતાં એક સુંદર તળાવ તેના જોવામાં આવ્યું. તેની ચારે બાજુ ઉપર સફેદ પથ્થરથી ઓવારા બાંધેલા હતા. તેનો દેખાવ ઘણો ખુશનુમાં હતો. તળાવમાં કમળનાં ફુલ ખીલી રહ્યાં હતાં અને તે ઉપર ભમરા ગુંજાર કરી રહ્યા હતા. તેના એક કીનારા ઉપર એક ફકીર હાથમાં તુતીનું પાંજરૂં ઝાલી બેઠો હતો, અને ગાનતાન બનાવી રહ્યો હતો. નાદરશાહ તેનું ગાયન સાંભળી ખુશ થયો, અને મનમાં બોલ્યો કે, મેં મારી જીંદગીમાં આવું ગાયન કદી સાંભળ્યું નથી. પછી તે તેની પાસે ગયો અને સલામ કીધી, પણ તે ફકીર રાગમાં એવો તો મસ્ત થઈ ગયો હતો કે, તેણે કંઈ સલામ પાછી વાળી નહીં. આ જોઈ શાહજાદાને ઘણો ગુસ્સો આવ્યો, અને તેની આંખો લાલ વિકરાળ થઈ ગઈ, અને તે ફકીરને મારશે એવો તેનો જુસ્સો દેખાયો. તુતી તે જોઈ સમજી કે, શાહજાદાને ભારી ગુસ્સો આવ્યો છે. રખેને એ કંઈ નવું જુનું કરે. એવું વીચારી તેણે શાહજાદાની મીઠે સ્વરે ઘણીજ નમ્રતાઈથી સ્તુતી કીધી. તે સાંભળી તેની રીસ ઉતરી ગઈ ને તુતી લેવાનું તેનું મન થયું. પોતાની પાસે એક અમુલ્ય લાલ હતી, તે તેણે કાઢી ફકીરને કહ્યું કે, આ લાલ લઈ તું મને આ તુતી આપ. એના ઉપર મને ઘણો પ્યાર આવ્યો છે. ફકીર ગુસ્સાથી બોલ્યો કે, એ તુતી મારા પ્રાણ કરતાં વધારે વાહલી છે. તેથી તું કોટી ઉપાય કરે તોપણ હું તને તે કદી આપનાર નથી. માટે એ તુતી માગવાથી તું હાથ ઉઠાવ. નાદરશાહ બોલ્યો કે, અરે ફકીર, તું મને ઓળખતો નથી. હું પૃથ્વિપતી છઊં. ને તું મારો બોલ ઉથાપશે તો તુતી ને લાલ બન્ને તારા હાથમાંથી જશે. આ વાત સાંભળી ફકીરે વીચાર કરયો કે, એ પાદશાહનો છોકરો છે. અગર જબરદસ્તીથી તુતી છીનવી લેશે તો આપણો કંઈ ઈલાજ નથી. માટે તુતી આપી એને રાજી રાખવો એ કામ ડહાપણ ભરેલું છે. પછી તેણે લાલ લીધી અને તુતી તેને હવાલે કીધી. શાહજાદો તુતી લઈને પોતાના મેહેલમાં આવ્યો, અને તેને એક સોનાનાં પીંજરામાં રાખી. તે પીંજરૂં તેણે પોતાના મેહલમાં એક રોનકદાર ઓરડામાં ટાંગ્યું. એક રોજ નાદરશાહ પોતાની બેગમ સાથે હાસતીનોદ કરતાં કરતાં શરાબનાં પ્યાલાં પર પ્યાલાં પીને બન્ને મસ્ત થયાં. બેગમે તે વખત પોતાનો ચેહેરો આરસીમાં જોયો. તેને તે વખત એવુ લાગ્યું કે, મારા જેવી ખુબસુરત ઓરત દુનિયામાં કોઈ બીજી નથી. બેગમે શાહજાદાને પુછ્યું કે, મારા જેવી ખુબસુરત ઓરત કોઈ બીજી છે ખરી? શાહજાદો મનમાં વીચાર કરવા લાગ્યો કે, ખુદાની કુદરત એવીછે કે, તેણે એકએકથી અધીક ખુબસુરત માણસ દુનિયામાં પેદા કીધાંછે. અલબત એના કરતાં પણ કોઈ વધારે ખુબસુરત ઓરત જાહાનમાં હશેજ. પણ મારા જોવામાં તે આવી નથી તેથી હા અથવા ના કેહેવાથી હું જુઠું બોલવાના અપરાધમાં પડું છઊં. એવો અંદેશો કરવા લાગ્યો, એટલે બેગમ બોલી કે, અરે મારા પ્યારા શાહાજાદા, મારા સવાલનો જવાબ આપવાને કેમ વાર લગાડે છે? તે વખત તુતી નજદીક હતી તે ગુસ્સામાં આવી બોલી કે, અરે શાહજાદા, ખરા ખોટાનો વીચાર કરી જલદીથી જવાબ આપ. ત્યારે બેગમ ગર્મમાં બોલી કે, દીલજાન ખાવીંદ, તુતીની સલાહ લઈને જવાબ દો. શાહજાદાએ તુતીને ફરમાવ્યું કે, એ

વાતના ખુલાસાનો જવાબ તું આપ. તેણે ઉત્તર આપ્યો કે, મારા બોલવાથી મ્હોટો ઉતપાત થશે, માટે મને તું માફ કર. તુતીનાં આવાં વચન સાંભળી બેગમે તેને કહ્યું કે, તું એ વાતનો જવાબ નહીં દેશે તો હું તારો જાન લઈશ. તુતી લાચાર થઈ બોલી કે, તમો ઓરત બાદીલ ધ્યાન રાખીને મારી વાત સાંભળો. આ દુનિયાંના પરદા ઉપર બેહેરવરબાનું સરખી નાજનીન મારા જોવામાં આવી નથી. તેની ખુબસુરતી પરીને લજવાવે એવીછે. તેનું કપાળ ચંદ્રમાં સરખું, આંખો મૃગના લોચન સરખી, દાંત દાડેમની કળી જેવા, હોઠ પરવાળાંની મીસાલનાં, ગાલો નારંગી જેવા, કમર કેસરીની કટી સરખી, અને ચોટલો નાગની ફેણ જેવો કેડની નીચે લગી લાંબોછે. તેનાં સઘળાં અવયવો અને નાજુકી તથા ખુબસુરતાઈની જેટલી તારીફ કરૂં તેટલી ઓછીછે. તેની પાછળ મ્હોટા મ્હોટા સોદાગરના છોકરાઓ પાકા ચોળી જંગલમાં ગયાછે. જેની નજર તેના પર પડીછે તે તો જમીનમાં ગરક થઈ ગયાછે. જેની નજર તેનાં બદનનાં કોઈ ભાગ ઉપર સેહજ સાજ પડીછે તેના ધાહ્ક તો હજુ સુધી ઠરાયા નથી. જેમ સુર્ય પ્રકાશ થવાથી તારાઓ નિશતેજ થાયછે તે મુજબ આફતાબ ચેહેરેની બેહેરવરબાનું હાલની બાનુઓનાં અંદરછે. અરે શાહાજાદા, તારી બેગમ તેની રોશની આગળ સુર્યના તેજથી તારાઓ ઢંકાઈ જાયછે તે મીસાલેછે, એમ મારે આ વખત બોલવા વગર ચાલતું નથી. આ વાત સાંભળી શાહજાદો પાછો અંદેશામાં પડ્યો કે, એનું બોલવું ખરૂંછે કે ખોટું. તેની ખાતરી કરયા વગર કેમ જવાબ આપું. શાહાજાદાએ બેગમને સમજુતી આપી કે, તુતીના બોલવાની પ્રથમ ચોકશી કરી તારા સવાલનો જવાબ આપીશ.

નાદરશાહનાં શેહેરમાં બેનઝીર નામનો ચીતારો ઘણો નામાંકીત હતો તેને તેણે બોલાવ્યો ને ફરમાવ્યું કે, બેહેરવર બાનુંના દેશમાં જઈ તેની હુબેહુ તસવીર ઉતારી લાવ, હું તને તેને સારૂ ઘણું ભારી ઈનામ આપીશ અને તને નિહાલ કરીશ. બેનઝીરે અરજ કરી કે જહાંપનાહ, થોડી મુદતમાં તમારો હુકમ હું બજાવીશ. એમ કહીને તે ત્યાંથી રવાને થયો. ઘેર આવી તેણે મુસાફરીનો સામાન તઈયાર કીધો. નાદરશાહની તથા બીજા નામાંકીત લોકોની તસવીરો પોતાની પાસે રાખી, શુભ દીવસ જોઇને તે શેહેરમાંથી નીકળ્યો. અંજલ દર મંજલ જતાં તે મનસુવાદ શેહેરમાં આવી પોહોંચ્યો. તે શેહેરના મ્હોટા બાજારમાં એક દુકાન ભાડે રાખી તેમાં મુકામ કીધો. રાજારાણી અને રાંડીઓની તસવીરો પોતાની પાસે હતી તે દુકાનમાં ટાંગી દીધી. તે જોવા સારૂ તે શેહેરના ઘણા લોકો દુકાન ઉપર આવા લાગ્યા, અને તસવીરો જોઈ ખુશ થવા લાગ્યા ને તેની તારીફ જગે બ જગે કરવા લાગ્યા. તે શેહેરના પાદશાહને જાસુસે જાહેર કીધું કે, એક ચીતારો ઘણી સારી તસવીરો લઈને આવ્યોછે ને તેણે આપણા શેહેરનાં મ્હોટાં બાજારમાં દુકાન માંડી છે, ને તસવીરો તેમાં ટાંગેલીછે તે જોવા લાયક છે. પાદશાહે બેનઝીરને દરબારમાં બોલાવી મંગાવ્યો, ને પુછયું કે, તું કહ્યા દેશનો રેહેનાર છે. તેણે અદબસર જવાબ આપ્યો કે, હું ચીન દેશનો રેહેનાર છઉં. તમારી તારીફ જગે બજગે સાંભળી કે, સાત અકલીમમાં તમારા જેવો પાદશાહ બીજો કોઇ નથી. તેથી તમારાં કદમ જોવા આવ્યો છઉં. પાદશાહનાં ફરમાવ્યાથી

તેણે પોતાની પાસેની તસવીરો રજુ કીધી. તે જોઈ પાદશાહ ઘણો પ્રસન્ન થયો, અને તેને ભારે ઈનામ આપી વીદાએ કીધો. દરબારમાં એક દાસીના જોવામાં તે તસવીરો આવ્યાથી એ વાત તેણે બેહેરવરખાંનુંને જાહેર કીધી અને તસવીરોની તારીફ કરી કહ્યું કે, તે ચીતારા પાસે મ્હોટા મ્હોટા પાદશાહ અને બેગમોની તસવીરો છે અને તે બધી જાણે હમણાં બોલશે એવો તેનો દેખાવ છે. બેહેરવર ખાનુંને તે જોવાનો શોક ઉત્પન્ન થયો. તેણે ચીતારાને બોલાવવા એક દાસી મોકલી. તેણે ચીતારાના મુકામ પર જઈ તેને કહ્યું કે, તને બેહેરવર ખાનું બોલાવેછે. દાસીની વાત સાંભળી, બેનજીર ખુદાની બંદગી કરવા લાગ્યો કે, શુકર છે સાહેબ તારી જનાબમાં કે, આ બાહાને આજે બેહેરવરખાનું મારા જોવામાં આવશે. બેનજીર તસવીરો લઈને દાસી સાથે બેહેરવર ખાનુંના મેહેલમાં ગયો. તે પરદેથી બેઠી ને સખીની મારફતે તસવીરો મંગાવી જોવા લાગી તે જોઈ રહ્યા બાદ તે ઘણી ખુશ થઈ. ચીતારાના ઈશારાપરથી દાસીએ બહેરવર ખાનુંને ચેતવણી આપી કે, સઘળી તસવીરો જોઈ પણ તેની બગલમાં એક પેટીછે તેની અંદરની તસવીરો જોવામાં આવી નથી, ને તે જોવા લાયક છે. બેહેરવર ખાનુએ ચીતારાને ફરમાવ્યું કે, તે પેટીમાની તસવીરો બતાવ. તેણે જાહેર કરયું કે, પારકી ચીજ મારીથી દેખાડી શકાય નહીં; કેમકે મને ઈમાનનો બીહીક રેહેછે. માટે મને માફ કર, ને તે જોવાથી તું હાથ ઉઠાવ. આવાત સાંભળી બેહેરવર ખાનુંને તે જોવાનો મોહ વધારે થયો, ને તે બોલીકે, એ કાગળો એવા શું કિમતી છે કે, તું તે બતાવાને ઉજર કરેછે! બેનજીરે નમનતાઈથી ઉતર આપ્યો કે, એમાં બંગાળાના પાદશાહની છોકરીની તસવીર છે. તેણે મને ઘણી કિમતી લાલો આપી તે બનવાવી છે. તે લઈ હું તેને આપવા જાઊં છઊં. એની કિમ્મત આરાથી કરી શકાતી નથી. બેહેરવર ખાનુંએ કહ્યું કે, ફકત એક મરતબે તું તે મારી નજરે પાડ. ચીતારો બોલ્યો કે, એ તસવીરો હું તમોને હાથો હાથ આપું. બીજાનો વિશ્વાસ કરૂં નહીં. બેહેરવર ખાનુંએ પોતાની દાસી તરફ નજર કરી તેને કહ્યું કે, એ વૃદ્ધ પુરૂશ છે એની સામાં આવવાને કંઈ અંદેશો નથી. એમ કહી પરદો ઉઠાવ્યો, ને પોતે વિજળીની માફક બાહાર આવી ઉભી. ચીતારો તેને જોઈ મુર્છા પામ્યો, પણ પાછું દીલ મજબુત કરી તે હુશીઆર થયો. બેહેરવરખાનુંએ તેને પુછ્યું કે, તું વૃદ્ધ પુરૂશ થઈને કેમ આમ ગાફેલ થયો. તેણે જવાબ દીધો કે, મને વાઈનો આજારછે, ને વાઈ થઈ આવી તેથી પડી ગયો. બાદ તેણે પેટીમાંથી તસવીરો કાઢી તેના હાથમાં આપી. તે તસવીરોમાં નાદરશાહની તસવીર પણ હતી, તેનો દેખાવ જાણે તે ચુંબન કરવા ચાહેછે એવો હતો. આવા દેખાવથી અને તેની સુઘડતા તથા ખુબસુરતી જોઈને બેહેરવરખાનું તેના ઉપર આશક થઈ. તે વખતે તેના મનમાં એમ આવ્યું કે, આ પુરૂશ અને મળે તો મારો જન્મારો સફળ થાય. ચીતારાને તેણે પુછ્યું કે, એ કોની તસવીર છે. તે બોલ્યો કે, હિંદુસ્થાનના શાહજાદા નાદરશાહની એ તસવીરછે. તેના રૂપરંગ અને ગુણની કંઈ તારીફ થઈ શકતી નથી. ટુંકામાં કહું છઊં કે,તે ઈસુ પેગંમબર જેવોછે. જવાંમર્દીમાં રૂશતમ પેહેલવાન જેવો ગણાયછે. ચાલીશ ઘર ભરીને તેનો ખજાનોછે, અને તે ઘણો ઉદારછે. આ વાત સાંભળી બેહેરવરખાંનુંનું મન તે તસવીર ઉપર વધારે લાગ્યું.

તે બોલી કે, હવી તું જે કિમ્મત માગે તે તને આપું; એ તસવીર તું મને આપ. બેનજીર હાથ જોડી બોલ્યો કે, બાઈ દુઃખ લગાડશો નહીં; કેમકે મેં તેનું નીમક ખાધેલુંછે તે કેમ હરામ થાય. એ તસવીરનો માલીક તે પોતેછે. આખરશ બેહેરવરબાનુંના આગ્રહ ઉપરથી બેનજીરે તે તસવીર ચાર લાખ લઈને તેને હવાલે કીધી. પોતે ત્યાંથી રજા લઈ પોતાને મુકામે આવ્યો, ને બેહેરવરબાનુંને નજરે જોઈ તેજ મુજબની હુબહુ તસવીર તઈયાર કીધી. બાદ પોતાનો મુકામ ઉઠાવ્યો ને પાછો દીલ્હી શેહેરમાં આવ્યો. નાદરશાહ પોતાના મેહેલમાં હતો ત્યાં તે ગયો અને બેહેરવરબાનુંની તસવીર તેના હાથમાં આપી આદાબ બજાવી ઉભો રહ્યો. નાદરશાહ તસવીર જોતાંજ બેહોશ થઈ જમીનપર પડ્યો. તે જોઈ આજુબાજુના ખીદમતગારોએ પોકાર મારયો. પાદશાહને તુરત ખબર આપવાથી તે ત્યાં આવી પોહોંચ્યો. તેણે હકીમોને બોલાવ્યા. તેઓ અને ભુવા, જતી, મંત્રી, રમળ લાખનાર, જોશી ઈત્યાદિ ત્યાં આવી મળ્યા. સઘળાએ પોતપોતાનો હુનર અને ઇલમ અજમાવ્યા. તરેતરેનાં ઉપચારો કરયા, પણ કોઈની ટીકી લાગી નહીં. પાદશાહ આખરે લાચાર થયો ને પોતાના સાત વજીરો હાજર હતા તેઓને પુછ્યું કે, હવે શું ઈલાજ કરવો? બેનજીર ચીતારો એક બાજુ ઉપર ઉભો હતો તે પાદશાહની રૂબરૂમાં આવી, હાથ જોડી ઉભો, ને અરજ કરી કે, પાદશાહ સલામત; શાહજાદાને કંઈ રોગ નથી. એનું મન મુનસાવાદ શેહેરના પાદશાહની શાહજાદી ઉપર લાગ્યુંછે. પાદશાહને આ વાતથી સાતા થઈ ને વજીરોને ફરમાવ્યું કે, તે પાદશાહને માગું નલાગે એવી મજમુનનું ખત લખી જલદીથી મોકલો. વજીરોએ વીચાર કરી તે પાદશાહને ખત લખ્યું. એવી મતલબનું કે, તમારી શાહજાદી બેહેરવરબાનુંછે ને અમારે ત્યાં નાદરશાહ નામનો શાહજાદો છે. અગર તમારી મેહેરબાનીની નજર થાય તો ઘણી ખુશી ભરેલું કામ તરફેનથી કરવામાં આવે. આ કાગળ લઈ કાસદ, મુનસાવાદ શેહેરમાં ગયો. ત્યાંનો પાદશાહ તખ્ત ઉપર બેઠો હતો તેને આદાબ બજાવી તે કાગળ તેણે હાથો હાથ આપ્યો. પાદશાહ કાગળ વાંચી ગુસ્સે થયો ને તુરત જવાબ લખી આપ્યો કે, આજ સુધી હું એમ સમજતો હતો કે, બધા પાદશાહ કરતાં હિંદુસ્થાનનો પાદશાહ વધારે અકલમંદછે. પણ કાગળ વાંચતાં તમારી બાળક બુદ્ધી જણાયછે. માટે તમારે ત્યાં સાત વજીરોછે તેનાથી તરબીયત થવું જોઈયે. કાસદ જવાબ લઈને પાછો હિંદુસ્થાન આવ્યો ને પાદશાહને તે કાગળ હવાલે કીધો. વાંચતાંવારને પાદશાહની આશા ભંગ થઈ તેથી તે ઘણોજ શરમીંદો થયો. પોતાના મનમાં વિચાર આવ્યો કે, એક તો મારો વકર હલકો થયો ને બીજું એકનોએક છોકરો દુનિયામાંથી નીકળી ગયો, ને સઘળો મારો સંસાર સુનો થયો. બાદ વજીરોને એ વાત સમજાવીને કહ્યું કે, હવે તમારી નજરમાં આવે તે ઉપાય કરો. વજીરોએ એક ગોશો બેસી મનસુબો કીધો કે, એ શાહજાદો ઓરતો ઉપર આશક થયોછે, વાસ્તે આપણે ઓરત જાતની બદફેલીની વાતો એની આગળ કરવી, એટલે તેના ઉપરથી એનો મોહ ઉતરી જશે.

પેહેલો વજીર નાદરશાહ પાસે આવ્યો ને બોલ્યો કે, અરે શાહજાદા, મારી વાત એકચીતે સાંભળ. ઓરતને જો કોઈ પોતાનો

સાસ પ્રાણ સમજેછે, તે આખરે દુઃખને અંતે આવેછે. માટે ઓરત જાત ઉપર મન લગાડવું નહીં, તે ઉપર હું તને એક દ્રષ્ટાંત કહું છઊ. (અધુરૂં)

---

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૧૮૨ થી.)

લોકોનો ચાહા અને પ્રીતી મેળવવામાં હેસ્ટિંગ્સના જેવો હોશીયાર કોઈ અમલદાર થઈ ગયો નથી. એણે બંગાળી લોકો ઉપર જુલમ ગુજારીને અંગ્રેજ લોકોમાં વાહવા મેળવવા ચાહ્યું હતે અથવા તેથી ઉલટું બંગાળીઓ ઉપર રેહેમ નજર રાખી અંગ્રેજોના અખાડા કીધા હતે તો તેમ કરવું કંઈ મુશકેલ નોતું. પણ ખુબીની વાત એ હતી, કે જેમ આખી રઈયતનો એણે પ્યાર મેળવ્યો હતો તેમ એની જાતના જે થોડા અમલદારો હેના હાથ નીચે હતા તેઓ પણ એનીથી ઘણા રાજી થયા હતા. સિવીલ સરવીસને લાગતા વળગતાઓ એની તરફ જે ભાવ રાખતા હતા તે ખરે ઘણો વખાણવા લાયક હતો; અને મુસીબત અને આપદાના વખતમાં એના ભાઈ બંધો એની મદદે હંમેશ હાજર હતા. આખું લશકર પણ એની તારીફ કરતું હતું. બાકી ખરૂં જોતાં લશકરનો ચાહા તો ફકત જે સુરવીર ફતેહનો વાવટો ઉરાડે છે તેજ મેળવી શકેછે. મ્હોટી પદ્દીએ પોહોંચેલા મિલીટરી અમલદારોની સાથે ભાંજગડમાં એ હંમેશ એ ધંધાની તરફથી મદદની આશા રાખતો હતો. હિંદુસ્થાનના દેશીઓની એણે જેટલી પ્રીતી હાંસીલ કીધી હતી તથા પોતાના દેશીઓની ચાહના મેળવી હતી, તેના કરતાં એની આગળ થઇ ગયલા ગવરનર જનરલો પ્રજાની એર જ્યાદા વાહવાહને પાત્ર થયા હોય, છતાં એની માફક કોઈયે તે જાહેર રીતે બતાવી હોય એવું જાણવામાં આવ્યું નથી. દેશીઓની ભાશા એ વગર આંચકે અને ઘણીજ શુદ્ધ રીતે બોલી શકતો હતો. તે લોકોના મનની રૂખ અને રૂઢીઓથી સારી પઠે માહીતગાર હતો. એક બે વખતે નામ મેળવવા ખાતર તે જાહેર રીતે લોકોના વીચારની સામે થયો. પણ એવે વખતે લોકોની એણે જેટલી નારાજી અખતીયાર કીધી તેના કરતાં જ્યાદા હેને આબરૂ મળી. લોકોના જ્ઞાતી અને ધરમને લગતા વેહેમોને આડે નહીં અવાય તેને સારૂ એ ઘણો ખેતી હતો. હેનો રાજકારભાર ખરે ઘણી રીતે ભુલ ભરેલો હતો. પણ બંગાળી લોકોમાં રાજ્યકારભાર સારો કોને કેહેવો તેનું તે વખતે ઝાઝું ભાન નહીં હતું. નવાબના રાજમાં, આ રસાળ અને પ્રફુલીત મેદાન ઉપર મરાઠા ઘોડેસવારો દર વરશ ફરી વળી ચોગરદમ જેવો એક તહેવાળીઓ પથરાવી દેતા હતા. પણ આ માહાસાગરનાં ખરચાંની બારે હિમ્મત જોઈને મરાઠાઓ પણ ગભરાયા અને પાછા હટ્યા. વળી ગંગાનદીના કિનારા પર ચોખાના મોહોળા પાકનો જે નાશ થતો હતો તે અંગ્રેજની સમશેરના તેજથી થવો અટક્યો. હિંદુસ્થાન ઉપર જે અંગ્રેજોએ પેહેલવેલો હુમલો કીધો તેઓ તો મરાઠાઓના કરતાં બી ઘણાજ જુલમગાર અને નિરદય હતા. પણ તે વખત હવે વહી ગયો. અગરજો પોલીસમાં ઘણી ખોડખાંપણો હતી, જાહેર કામોનો બોજો ભારે હતો; તોપણ બંગાળામાં કોઈ શખસ પુર જઈફીએ પોહોંચ્યો હશે તો સાફ કેહેશે કે, હેસ્ટિંગ્સના અમલનો વખત ઘણોજ આબાદાનીવાળો અને સુખાકારીનો હતો. ઈન-

સાનની યાદાશ્તમાં પેહેલા વોહેલોજ વખતે આ મુલક ઉપર સરકારનો હેવો દોર હતો કે, જુલમગાર લુટારાઓ તે ઉપર ફાવી નહીં શકે અને આવી રીતની ગોઠવણી જોઇને રાજા તરફ પ્રજા ઘણીજ વફા થઈ હતી. વળી હેસ્ટિંગ્સ હમેશ જે કામ હાથમાં લેતો તેમાં ફતેહ પામતો હતો અને દરેક મુશકેલીમાંથી તે જે ખુબીથી મોકળો થતો હતો તે જોઇ આસપાસના લોકો હેની ઘણી તારીફ કરતા હતા. આજે વખતે એણે જે પાદશાહી દમ દમામ બતાવ્યો તે જોઇ એમ તરફના બચ્ચાંના જેવું કોમળ મન ધરાવનાર દેશી લોકો આંગળાં કરડી રહ્યા. આ વાતને આજે નજદીક અરધા સૈકા ઉપર વરસ થવા આવ્યાંછે તોપણ હેસ્ટિંગ્સ ઘણોજ મોજમાવાળો અંગ્રેજ અમલદાર થઈ ગયો હેતું સર્વે કોઈ કેહેછે અને દાસીઓ છોકરાંઓને હુલાવતી વખત વારન હેસ્ટિંગ સાહેબની ખુબીનાં ગીતો ગાયછે.

બંગાળાના લોકોએ હેસ્ટિંગ્સ વિશે જે સારો વિચાર બાંધ્યો હતો તેની અંદર, એ અમલદાર ઉપર જે મ્હોટો અપરાધ મુકવામાં આવ્યો હતો, તેથી કંઈ ઘટાડો થયો નહીં; કેમકે એણે તો બધો જુલમ આસપાસનાં નાહાનાં રાજ્યો ઉપર ગુજારયો હતો. એનો ગુનાહ શું હતો તે પુરવાર કરવાનું કામ કંઈ આપણું નથી, પણ એણે જે કામો કીધાં તેમાં એક જાતનો ગુનાહ દેખાઈતો હતો તે સાબીત કરવાને, એ બધું કરવામાં હેની મુળ મતલબ શું હતી તે જોવું જોઈએ. જે નેમ ઉપર એણે પોતાનાં અયોગ્ય કામોનો પાયો બાંધ્યો હતો તે અંદાજસર નહીં હતી. ઈનસાફનાં ધોરણો, ઈનસાનીયતના વીચારો અને કીધેલા કોલકરારો પાળવાનું વચન એ બધાં જો અંગ્રેજી રાજ્યને ફાયદો કરવામાં આડે આવતાં હતાં તો તેની એ જરાપણ દરકાર કરતો નોતો. પણ આ હેની વર્તણુક નિતીશાસ્ત્રના નીયમો પ્રમાણે વાજબી નહીં કેહેવાય. અગરજો હેવાં માણસો જે કામ કરેછે તે રાજાની તીજોરીમાં ઉમેરો કરવાને કરેછે અથવા પોતાનાં ખીસાં તર કરવાને કરેછે તેનું એક સાધારણ આદમી પણ સેહેજ અનુમાન કરી શકેછે. આ બેમાંની કહી મતલબથી હેસ્ટિંગ્સ ચાલતો હતો તે સર્વ કોઈને રોશન હતું. હેમાં તો જરા સંદેહ નથી કે, રોહીલાની લડાઈ, બનારસનો જગડો અથવા આઉધની રાણીઓનું સત્યાનાસ વાળ્યું તેથી એનાં ખીસામાં તો એક ફુટી બદામ પણ આવી નહીં હતી. (અધુરું)

---

## એનિમલ હીટ ઈયાને શરીરની ગરમી.

(સાંધણ પાને ૧૮૫ થી.)

ગર્ભમાં રહેલાં બચ્ચાંમાં પોતાની ગરમી રાખવાની શક્તી જુજ હોયછે અને દુનીયામાં અવતરયા પછી પણ બાહારની ગરમી બમવાને તે પોતામાં જોઈયે તેટલી ગરમી પેદા કરી શકતું નથી, અને એ કારણસર તેની જરૂરીયાત ગરમી રાખવા સારૂ કપડાં ઈત્યાદી વસ્તુઓની યુક્તીઓ કરવી પડેછે.

હરેક જાનવરનાં ડીવેલોપમેન્ટ ઈયાને ખીલવા કરતાં માણસનું ખીલવું ધીમું હોયછે અને તેના શરીરમાં ગરમી પેદા કરવાની શક્તી તેનાં શરીરનાં બંધારણ અને મજબુતી ઉપર આધાર રાખેછે. જે છોકરાંઓ અધુરે મહીને જન્મેછે તેઓનાં શરીરની ગરમી જાળવવા સારૂ ઘણી યુક્તીઓ કરવી પડેછે; અને ધીમેધીમે તેની મદદથી બચ્ચું જેમ જેમ મોટું થતું જાયછે તેમ તેમ તેની જરૂર રાખવું નથી;

તોપણ તેવી હાલતમાં આવ્યાની અગાઉ ઘણાં વરસો જવાં જોઇયે. જુવાન માણસમાં ગરમી પેદા કરવાની શક્તી જુવાનીમાં પુર દેખાયછે અને મ્હોટી ઉમ્મરે ઓછી થતી જાયછે. ઘરડાઓ જ્યારે ત્યારે એવી ફરીયાદ કરેછે કે, તેઓનું લોહી ઠરી જાયછે અને એટલાજ સારૂ તેઓ ઠંડી ખમવાને લાયક નથી; અને ભોગજોગે જો તેઓને ઠંડી ખમવી પડે તો તેઓને ઘણું સોસવું પડેછે; કેમકે તેઓનાં આમાં શરીરની ગરમી પેદા કરવાની શકતી દીનપર દીન ઘટતી જાયછે. વળી આ સબબને લીધેજ જુદી જુદી ઉમ્મરે અને રૂતુના જુદા જુદા મહીનામાં મૃત્યુઓની સંખ્યામાં ફેરફાર થાયછે. એ ફેરફારનો દર સેંકડે એવરેજ, કાઢેલાનો કોઠો નીચે મુજબ છે.

| | પહેલા મહીનો. | ૨–૩ વરસ. | ૮–૧૨ વરસ. | ૨૫–૩૦ વરસ. | ૫૦–૬૫ વરસ. | ૯૦ વરસ ને ઉપર. |
|---|---|---|---|---|---|---|
| જાનેવારી. | ૧.૩૩ | ૧.૨૨ | ૧.૦૮ | ૧.૦૫ | ૧.૨૦ | ૧.૫૮ |
| ફેબ્રુઆરી. | ૧.૨૮ | ૧.૧૩ | ૧.૦૧ | ૧.૦૪ | ૧.૨૨ | ૧.૪૮ |
| માર્ચ. | ૧.૧૬ | ૧.૩૦ | ૧.૨૩ | ૧.૧૨ | ૧.૧૧ | ૧.૨૫ |
| એપ્રીલ. | ૧.૦૨ | ૧.૨૩ | ૧.૨૪ | ૧.૦૬ | ૧.૦૨ | ૦.૯૬ |
| મે. | ૦.૯૩ | ૧.૧૨ | ૧.૨૧ | ૧.૦૨ | ૦.૯૩ | ૦.૮૪ |
| જુન. | ૦.૮૨ | ૦.૯૪ | ૦.૯૭ | ૦.૯૨ | ૦.૮૫ | ૦.૭૫ |
| જુલાઈ. | ૦.૯૮ | ૦.૮૬ | ૦.૮૮ | ૦.૭૧ | ૦.૭૬ | ૦.૬૪ |
| આગષ્ટ. | ૦.૭૯ | ૦.૭૩ | ૦.૮૬ | ૦.૮૬ | ૦.૮૫ | ૦.૬૬ |
| સપટેમ્બર. | ૦.૮૬ | ૦.૭૬ | ૦.૮૬ | ૦.૯૫ | ૦.૮૯ | ૦.૭૬ |
| આકટોબર. | ૦.૯૧ | ૦.૭૮ | ૦.૪૬ | ૦.૯૩ | ૦.૯૯ | ૦.૭૯ |
| નવેંબર. | ૦.૯૩ | ૦.૯૧ | ૦.૮૦ | ૦.૯૩ | ૧.૦૦ | ૧.૦૩ |
| ડીસેંબર. | ૧.૦૭ | ૧.૦૧ | ૦.૯૧ | ૦.૯૩ | ૧.૧૫ | ૧.૨૯ |

ઉપલા કોઠા ઉપરથી સમજ પડશે કે, બાળકના પેહેલા મહીનામાં બાહારની હવા તેના શરીર ઉપર ઘણી અસર કરેછે; કેમકે હુનાળામાં ત્રણ [illegible] ામાં મરણ સરાસરી ૮૦ થાયછે. જા[illegible] રીમાં નજદીક ૧૪૦ અને ફેબ્રુઆરી [illegible] માર્ચમાં ૧૨૫. આ ઉપરથી વરશના પેહેલા ત્રણ મહીનામાં મરણ વધારે થાયછે એવું માલમ પડેછે. જેમ બચ્ચાં મ્હોટાં થતાં જાયછે તેમ શીયાળામાં મરણ ઓછાં થતાં જાયછે, અને રોગ ઇયાને વસંતરૂતુમાં વધારે થાયછે. આમ થવાનું કારણ તે કેટલાક એપીડેમીક્સ ઇયાને ચેપીરોગો છે તેને લીધેછે. આઠ અને બાર વરશની વચમાં આ ચેપીરોગની અસર શરીર ઉપર ઓર વધારે દેખાય છે. જેમ શરીરમાં શક્તી આવતી જાયછે તેની બાંધણીનું "ફુલ ડીવેલેપમેંટ" થાયછે. દરેક રૂતુની મોતની સંખ્યા ઉપર જે હોયછે તેમાં ઘટાડો થાયછે. પચીશ ત્રીશ વરશની વયમાં હુનાળા અને વચમાં થયલાં મૃત્યુની સંખ્યા ઘણી હોયછે; પણ ઉમ્મરે પોહોંચવાથી શરીરની ગરમી પેદા કરવાની શક્તીમાં જેમ જેમ ઘટો જાયછે તેમ તેમ મૃત્યુની સંખ્યામાં ધારો થાયછે:—એટલે ૫૦ અને ૬૦ વરશની વયની વચમાં, બાલ્યા અવસ્થાની સંખ્યાનો જે અટસટો જોવામાં આવ્યો હતો તેવો દેખાયછે અને ૯૦ વરશ અને તે ઉપરાંતની ઉમ્મરે મોતની સંખ્યા જાનેવારીમાં ૧૫૮, જુલાઈમાં ૬૪ અને ત્રણ વરશના શીયાળાની મરણની સંખ્યાની સરાસારી કાઢતાં ૧૪૫ થાયછે અને ત્રણ વરશના હુનાળામાં મરણની સંખ્યાની સરાસરી ૬૮ બતાવીછે. આવી રીતે જુદી જુદી ઉમ્મરે અને રૂતુમાં શરીરની ગરમી પેદા કરવાની શકતી પર મરણની સંખ્યા, વધારે અથવા ઓછો આધાર રાખેછે. (અધુરૂં.)

---

## હવા.

સઘળા સાધારણ પદાર્થોમાંનો હવા પણ એક મોટો સાધારણ પદાર્થ છે. તે સઘળી જગોપર વ્યાપક છે. કોઈ પણ જગો તેના

વગરની ખાલી નથી. એ આપણને ઘણી રીતે ખપની છે. એના વગર આપણી જીંદેગાની કદી પણ નીભી શકે નહીં. ખોરાકની વખતે વખતે જરૂર પડેછે. એક વખત કપડાં વગર ચાલે, એક વખત શરીરની ગરમી ન રેહે તોપણ નીભાય; પણ હવા વગરતો એક સેકણભર ન રેહેવાય, અને તે જરાવાર પણ ન મળેતો નીશ્ચે તુરત મોત થાય.

આપણે બીજી વસ્તુઓ જોઈયે છઈયે તે ઉપર આપણી ઇચ્છાનો અખ્તીયાર છે. હવાનો ખપ આપણી ઇચ્છા પ્રમાણે થતો નથી. ફેફસાંઓનું કામ ઘડીયાળમાં પેનજ્યુલમ ડોલ્યાં ખાયછે તેને મળતું છે. તેઓ, ઉઘતાં હોઈયે કે જાગતા હોઈયે, તનદુરસ્ત હોઈયે, ઉભા હોઈયે, બેઠા હોઈયે, કે ફરતા હોઈયે, તોપણ તેઓ પોતાનું કામ એક સરખી રીતે વખતસર કરયા જાયછે અને તે ઉપર ઇચ્છાનો જરા પણ અખ્તીયાર નથી. તેઓનું અટકવું તેજ જીંદેગીનું અટકવુંછે.

આ ઉપરથી તમને સ્વભાવીક રીતે આ અગત્યના તથા સારી તંદુરસ્તીને જરૂરના તથા સરવે જગોપર હુંમેશ વ્યાપક તથા જીંદગીને ઘણુજ જરૂરના પદાર્થ વિશે જાણવાની ઇચ્છા ન થવી જોઈયે વારૂ?

હવા પારદર્શક, રંગ રહીત, નહીં દેખાય એવી, હલકી અને પાતળી પ્રવાહી આકારમાં આપણી આસપાસ ફરી વળેલી છે. ફેફસાંઓ તેને ચુસેછે; અને થોડીવાર પછી તે છાતીના "મસક્યુલર" રેશાના દબાણથી મોહોડાં તથા નાકવડે બાહાર નીકળી જાયછે. આ ફેફસાંમાં હવા જાયછે તથા નીકળે છે તે કામને સ્વાસોસ્વાસ કહેછે. જે વખત હવા ફેફસાંમાં રેહેછે તે વખતે તેમાં કંઈ ફેરફાર થાયછે, અને તેને લીધે જે હવા આપણે દમમાં બાહાર કાઢીયે છઈયે તે દમમાં લીધેલી હવાને મળતી નથી. આ ફેરફારથી લોહીપર જે અસર થાયછે તે જીંદગીને કાયમ રાખવામાં ઘણી અગત્યનીછે.

દમમાં બાહાર નીકળેલી હવા સ્વાસોસ્વાસનાં કામને સારૂ બીલકુલ લાયક નથી. જો તેજ હવા ઘણી વખતે ફરીફરીને ફેફસાંમાં લેવાયતો મોત નીશ્ચે થવું જોઈયે.

એટલા સારૂ આપણી આસપાસની હવા તાજીને તાજી હોવી જોઈયે. જે હવા કે આપણે દમમાં બાહાર કાઢીયછે તે દુર થવી જોઈયે; અને તેની જગોપર તાજી અને સ્વચ્છ હવા આવવી જોઈયે.

હવાનું દેખાઈતું હલકાપણું તથા જે સેહેલાઈથી કે આપણે તેની અંદર ચાલી શકીયે છઈયે તથા તે આપણી નજરે પડતી નથી; તે ઉપરથી અસલના લોકોનો હેવો વીચાર હતો કે, હવા "ઇમ મેટિરીયલ" છે, એટલે તે કંઈ પદાર્થ નથી, અને તે ઉપરથી મરેલા માણસનો છુટો પડેલો આત્મા "સ્પિરીટ" છે, એમ કરી માનતા હતા. "સ્પિરીટસ" એ બોલનો અર્થ હવા થાયછે.

હવાને વજન નથી એમ માનવું ભુલ ભરેલું છે; અને જે વસ્તુ કે "મીટિરીયલ" છે, તે એ ગુણ વગરની નથી. બેશક હવા હલકી છે. અમુક માપમાં તે પથ્થર, માટી, પાંણી, અથવા બીજા નક્કર તથા પ્રવાહી પદાર્થો કરતાં હલકી છે. એ હલકી હોવા છતાં પણ એને કંઈ વજન છે. કેટલીક વજન વાળી હવા તોલમાં ઘણાં ટન થાયછે. તેના વજનથી કોઈ વખતે અતીશે દબાણ થાયછે, અને તે દબાણ બસેરી લાવીયે તો તેની ગતીનો જુસ્સો એટલો બધો થાયછે કે તે મોહોટાં મોહોટાં ઝાડોને મુળમાંથી ઉખેડી નાખેછે, તથા ઘણાં મજબુત ઘરોને ઉધાં-

વાળી નાશ કરી નાખેછે, અને દેશના મ્હોટા ભાગને ફૂલેમુકામ કરી દેછે.

હવાને વજનછે, એ વાત સમજાવવા જેવું બીજું કઈ સેહેલું નથી

જો આપણે એક ક્યુબિક ફુટ હવા રેહે એવી એક કાચની "ફ્લાસ્ક" લઈયે અને તેની ગરદનપર બુચ મારીયે અને તેમાં એક પીચકારી દાખલ કરી તેવડે તેમાંથી હવા કાઢી લઈયે, અને પછી તેને ડુચો મારીયે તો તે બીલકુલ હવા રહીત થશે. આ હવા રહીત થયલી "ફ્લાસ્ક",ને તોળી જુઓ, અને તેનું તોલ એક કાગળ પર ટપકાવી રાખો, અને પછી બુચને કાઢી નાખી "ફ્લાસ્ક"માં હવા દાખલ કરો, અને પછી તેને તોળી જો તો તમોને માલમ પડશે કે, હવા કાઢી લાખેલી "ફ્લાસ્ક" નાં વજન કરતાં હવા ભરેલી "ફ્લાસ્ક"નું વજન ૧.૨૯૧ આંઊંશ અથવા ૫૬૪.૮ ગ્રેન વધારે થશે.

આ ઉપરથી સમજ પડશે કે, એક ક્યુબિક ફુટ હવાનું વજન ૫૬૪.૮ ગ્રેન થાયછે.

એક ક્યુબિક ફુટ પાણીનું વજન ૯૯૭.૧૨૫ આંઉંશ થાયછે, તો તે ઉપરથી એક ક્યુબિક ફુટ પાણી અને એક ક્યુબિક ફુટ હવાના વજનનો મુકાબલો કરીયે તો પાણી, હવા કરતાં ૭૭૨ા ગણું વજનમાં વધારે થશે.

જ્યારે ૩૬ ક્યુબિક ફુટ પાણીનું વજન એક ટન થાયછે તો હવાના ૩૬ ક્યુબિક ફુટને ૭૭૨ા એ ગુણવાથી, હવાનું વજન એક ટન થશે.

આ ઉપરથી માલમ પડશે કે ૨૭૮૧૦ હવાના ક્યુબિક ફુટનું વજન એક ટન થશે.

---

## કાચ.

કેટલીએક ઘણી અગત્યની અને ઉપયોગી શોધો વગર ધારે અને વગર વિચાર કરવે અકસ્માત એની મેળે થઈ આવીછે. આવી તરેહની શોધ કાચ બનાવવા વિશેની થઈછે. સઘળા લોકને ખબર છેકે, કાચ આપણા સુખને સારૂ કેટલો બધો કામનોછે. જો તે આપણને હાથ લાગ્યો નહોત તો તેના વગર આપણને કેટલી બધી મુસીબત ખમવી પડત. હવે આ અગત્યના પદાર્થની શોધ એકાએક રીતરેહ થઈ તે અતરે જણાવીયે છઈયે.

કેટલાએક વેપારીઓ વાહાણમાં બેસીને લાંબી સફર કરવા નિકળ્યા. દરિયામાં તોફાન ઉઠવાથી તેઓને દેહેશત લાગી કે, વાહાણ ડુબી જશે, તે ઉપરથી એશિયા ખંડમાં સિરીયા નામની જગોનાં કિનારાપર લંગર કીધું, અને તેઓ કિનારાપર ઉતરી પડયા. તે જગો ઘણી વેરાન હતી. રેહેવાને ઝુંપડાં અથવા ઝાડની છાયા પણ નોતી. તેઓને રેતીની જમીનપર વાસો કરવો પડયો, ત્યાં તેઓએ વસતેવ સળગાવ્યો, અને જે કઈ ખોરાકની થોડી વસ્તુઓ તેઓની પાસે રહી ગઈ હતી તેને પકાવવા લાગ્યા. આગ તઈયાર કરવાને જે લાકડું સળગાવવામાં આવ્યું તે "કાલી" નામના છોડવાનું હતું. તે છોડવાઓ દરિયા કિનારે ઉગેછે. તેની રાખ રેતી સાથે ગરમીથી મળીને તેનો કાચ બન્યો. આવી રીતે એકાએક કાચ થઈ ગયલો જોઈ પેલા વેપારીઓ તાજુબ થઈ ગયા. અગરજે આ કાચ પુર્ણ રીતે બનેલો નોતો તોપણ તેઓને તેને બનાવાની કુંચી હાથ લાગી. તેઓએ લોકોને સીખવ્યું કે, રેતી અને રાખને ગરમીથી સાથે પિગળાવ્યાથી કાચ બનેછે.

વેપારીઓએ આવી રીતે આ અકસ્માત થયલી શોધનો ફાયદો લેવાનો ઠરાવ કીધો. તેઓએ સિરીયામાં "સીડન" નામની જગોપર એક કારખાનું રચાયું. આ કારખાનું કેટલા વરસમાં સ્થપાયું તે બરાબર માલમ પડતું નથી, તો પણ પ્લીની નામના શખસે કાચનું બ્યાન કીધુંછે. પ્લીની નજીક ૧૮૦૦ વરસ ઉપર થઈ ગયોછે.

કાચ પેહેલવેહેલો બાટલી બનાવવામાં તથા નકશીદાર વાસણો બનાવવામાં કામમાં આવતો હતો. તે દીવસમાં બનાવેલા નમુના જોવા ઉપરથી એમ કહી શકાયછે કે, તે વખતના લોકોએ તે કરવામાં મોટી કારીગરી વાપરી હતી. ક્રાઈસ્ટના જન્મયા પછી ૩૦૦ વરસ બાદ કાચ પેહેલવેલો ઘરની બારીઓમાં વાપરવામાં આવ્યો હતો. કાચ શોધાયાની આગમચ લોકો તેને બદલે બારીઓમાં અબરક વાપરતા હતા.

અંગ્રેજ લોકોના વડાવા સેકસન લોકોએ પેહેલવેલો કાચ સને ૬૭૪માં વાપરયો. તે વખતે કાચને દેવલો તથા એવી બીજી ધર્મને સારૂ બનાવેલી ઇમારતમાં વાપરતા હતા. નારમન લોકોની ફતેહની પછી ઘણી મુદતે ખાનગી ઘરોમાં કાચ વપરાવા લાગ્યો. ઇટલી તથા જરમનીમાં લાંબી મુદત ઉપર કાચનાં કારખાનાં નિકળ્યાં હતાં. વિલાયતમાં કાચ ત્યાંથી આવતો હતો. સને ૧૫૫૭માં કાચ પેહેલવેલો વિલાયતમાં બનવા લાગ્યો.

હવે કાચ બનાવવાની ક્રિયા ટુંકામાં કહીયે તો આ મુજબછે. ત્રણ તરેહની ભઠ્ઠી કાચ બનાવવામાં કામ આવેછે. પેહેલી ભઠ્ઠીમાં "ફ્રીટ" તઇયાર થાયછે. ઉપર કહેલી શબને રેતી સાથે મેળવી ગરમીથી પિગળાવીને જે બાણ બનાવીયે છઈયે તેને "ફ્રીટ" કહીયે છઈયે. "ફ્લિન્ટ ગ્લાસ" સફેત બારીક રેતીમાંથી તઇયાર થાયછે. તે રેતીને ધોઇને તેમાંથી કચરો સાફ કરવામાં આવેછે, અને પછી તેમાં "સોડા" અથવા "પોટાશ" જુદા જુદા પ્રમાણમાં મેળવેછે, અને તેમ કરવાથી જુદી જુદી જાતીયતના કાચ તઇયાર થાયછે. કાચને સાફ કરવા તથા તાકીદથી પિગળાવાને ઇરાદે તેમાં હીંગળોક, સોમળ, તથા "મેંગનીસ" એ ધાતુઓ મેળવવામાં આવેછે. આ પ્રમાણે સઘળા પદાર્થો મેળવીને તેને ભઠ્ઠીમાં ચડાવે છે, અને ઘણા કલાક સુધી તેમાં ગરમી રાખેછે. જ્યારે તે ગરમ થાયછે ત્યારે તેને લોઢાના ગજે હલાવે છે. ગજ ઘણો ગરમ થઈ આવેછે તો તે કાઢી લઇને બીજો નવો ગજ વાપરે છે; કેમકે પિગળેલો કાચ ગરમ ગજપર ઉતાવળે વળગી જાયછે. આ પ્રમાણે તઇયાર થયલી "ફ્રીટ" ને "ક્રુસ" માં ઘાલીને કાચ બનાવવાના ઘરમાંની બીજી ભઠ્ઠીમાં લઈ જવાયછે. ત્યાં તેને ગરમી લગાડ્યાથી ઉપર ફીણ આવેછે તેને કાઢી નાખવામાં આવેછે, અને પછી સાફ પાણી જેવો પ્રવાહી રહેછે તેનો કાચ બનેછે.

આ રસમાંથી બારીઓના કાચ ઇત્યાદી તઇયાર કરવામાં આવેછે. કારીગરો વાસણમાં રસ ભરીને જેવી તરેહના જાડા પાતળા કાચ કરવા હોયછે તે પ્રમાણે પતો ઓછો રસ રેડીને પાથરે છે. કંઈ વસ્તુ ગોળ બનાવવી હોયછે તો રસ નળીમાં લઇને જેમ પાણીમાં હુક્કાની નળી વડે પરપોટા કરીયે છઈયે તેમ ફુંક મારીને રસમાં પરપોટા કરેછે. એ પ્રમાણે રકાબી વગેરે વસ્તુઓ જુદી જુદી યુક્તિથી તઇયાર કરેછે. બાદ ત્રીજી ભઠ્ઠીમાં લઈ જવાયછે. ત્યાં જે ક્રિયા કાચ પર કરવામાં આવેછે તેને "એનીલીંગ" કેહેછે.

"પ્લેટ ગ્લાસ" ના રસમાં બીજા સાધારણ કાચની પદીમ પરપોટા કરી શકાતા નથી; રસને ગરમ તાંબાની "પ્લેટ" પર રેડેછે, અને પછી તેને એક સરખો કરવાને તે પર રોલર ફેરવે છે. પછી તેને સાફ લીસી કરવાને સારૂ બે "પ્લેટો" ને સાથે લઈને ઘસેછે. વળી ઘણી વખતે તેઓની વચમાં "ફ્લીંટ" ના બારીક ભુકો વાપરે છે. "પ્લેટ ગ્લાસ" માંથી આરસીઓ તથા ગાડીના કાચ બનાવવામાં આવેછે. તેઓ ઘણા જાડા હોયછે, અને સેહેલથી પાતળા કાચોની માફક ભાંગી જતા નથી.

રસાયણ ક્રિયાની મદદથી કાચના એક ખાલ કરતાં પણ ઝીણા તારથી તે મ્હોટાં પુ-બીદાર રમકડાંઓ સેહેજ વખતમાં બનેછે તે જે લોકોએ પેલું અમેરીકન ગ્લાસબ્લોઅરનું એક્સીબીશન જોયું હશે તેઓના જાણવામાં હશે. આ ઘણીજ ઉપયોગી અને શીખવા લાયક બાબત જોવાને જે લોકોયે તક ખોઈ હશે તેઓને હમે ખરે ઘણા કમનસીબ સમજીએ છઈયે. ખાકુ વર્ગના લોકોને એ જોવાનો લાભ આપવાના હેતુથી ઘણીજ હલકી ફી રાખવામાં આવી હતી, છતાં હિંદુઓના મ્હોટા ભાગે એ અવસરનો લાભ લીધો નથી એ ઘણીજ અફસોસની વાતછે.



## ચીના લોકોની મોતને સારૂ બેપરવાઈ.

ચીના લોકો મોતને સારૂ ઘણાજ બેતમા હોયછે. જ્યારે તેઓ પોતાની હયાતીથી કં-ટાળી જાયછે ત્યારે તેનો અંત આણવાને જરા વિલંબ લગાડતા નથી. ગુનેગા ઘણી પાછળ તેની ચણીપાણી ઘણી વખતે પોતાનો જાન આપવાને તઈયાર થઈ જાયછે. દુકાળે અને એવી બીજી મ્હોટી આફતોમાં માબાપો પોતાનાં બચ્ચાંને હેરાન નથતાં જોવાને તેઓને નક્કી કરી મુકેછે. એથી વધારે અજાયબ જેવા રેવીજ એ છે કે, તેઓ નીરધન માણસોને વેચે છે એવી મતલબથી કે, જે કિમ્મત ઉપજે તે-વડે તેઓ આવતી ભાવનનું સુખ પેદા કરવાને શક્તિમાન થાય અને ક્યામતને દાહાડે તેઓ પણ સઘળાની સાથે ઉઠી ઉભા થાય.

જો એક તવંગર આદમીને ફાંસીની સજા મળી હોયતો તે જેલરની મારફતે એક અમુક રકમ આપી પોતાનો અવેજી ખરીદ કરી લાવવાની ગોઠવણ કરેછે. હવે આ રકમ પેલા બીચારા બેગુનાહ આદમીની લાસને દફનાવવામાં વાપરવી એવી સરત કરવામાં આવેછે. જો તેનાં માબાપ હયાત હોયતો તેઓનાં જ્વાંનની જીંદગાનીના બદલામાં તેઓને પણ થોડું નાણું આપવું પડેછે. ચીના લોકો હંમેશ પોતાનાં માબાપને મદદ કરવાને તત્પર હોયછે. છોકરાંઓનો પોતાના માબાપ તરફ પ્યાર અને મમતા એ ચીના લોકોનો એક મ્હોટો સદગુણ છે, અને તેને એક ધરમનાં ફરમાન તરીકે તેઓ બજા લાવેછે.

એક વાર 'મરવું તોછે' હેવું ધારી જો તકે તેઓને પોતાની જીંદગીના પાંચ પૈસા વધારે મળેછે ત્યારે તેઓ લાગલા જાન આપવાને તઈયાર થઈ જાયછે. ચીનમાં જે આગલીત મરણો નીપજે છે તે ફકત તે લોકોની બેપરવાઈને લીધેછે. થોડા વખતની વાત ઉપર તેઓએ કેટલાક યુરોપીયનોને ઠાર મારયા હતા એવું આપણા સાંભળવામાં આવ્યું હતું અને જેથી બધા લોકોને મ્હોટો કંપકમાટ ઉપજ્યો હતો; તે બનાવનું મુળ કારણ ચીના લોકોની મનુષ્ય જાતની જીંદગીની બેપરવાઈને લીધે હતું. અંગ્રેજ લોકો પોતાનાં આદમીઓને સારૂ અફસોસ કરી બધી ધામધુમ શું કરતા હતા

તેની તેઓને કંઈ સમજ પડતી નહીં હતી. આ તેઓની પણીજ ઘાતકી વર્તણુક અને નિરદયપણાં ઉપર આપણે ખફગી બતાવીયે છઈયે તો તેની, જેટલી આપણા એક જાઉન્ડ મીજાસના પડોસીનાં કુતરાને ઓચીંતાં ગોળી વાગેછે, ને તેના બરબાદીની આપણે કેટલી પરવા રાખીયે છઈયે, તેટલી તેઓ રાખેછે.

ચીનાઓ અંગ્રેજ લોકોને પુછેછે કે, તમે માણસની જીંદગીને આટલી બધી મોહોટાઈ શા સારૂ આપોછો? શું તમારા દેશમાં જોઈયે તેટલાં માણસો નથી?

હલકામાં હલકા ગુનાહને સારૂ અને મ્હોટા આદમીની ઈતરાજીને પ્રાપ્ત થવાની શિક્ષા ધડથી માથું જુદું પાડવાની છે.

એક વખતે ચીનમાં એક ઉમરાવ જ્યારે પાદશાહ આવ્યો હતો તેનું ઘડીયાલ કોઈ કમબખતે ચોરયું. જે આદમી ત્યાં ચોકી પેહેરા ઉપર હતો, તેને પકડીને બીલકુલ તપાસ કીધા વગર તેનું સીર છેદી નાખ્યું. ત્યારે માજીસ્ટ્રેટ આ ચોરીની વાત સાંભળીને ત્યાં આવી પોહોંચ્યો હતો તેણે પાદશાહને કહ્યું કે, આ ચોકી પેહેરાવાળો આદમી ઘણો જુનો નોકર છે અને તેની નિમકહલાલી ઉપર વીચાર કરીને એની સામાં ડગલાં ભરતાં સબાવર છે. પાદશાહે કહ્યું કે, હું ઘણો દલગીર છઉં કે, મેં તો ક્યારનું તેનું માથું ધડથી જુદું પાડયુંછે.

માજીસ્ટ્રેટે ઘણી અદબ બતાવી કહ્યું કે, જાંહાંપનાહ, એમાં શું થયું, તે માથું તુરત પાછું વળગાડી દઈશું. આ ઉપરથી જોવાનુંછે કે, આવી ગંભીર બાબતને તેઓ કેવી તુચ્છ ગણેછે.

બળવા અથવા દુકાળનાં હંગામમાં માણસનો કચ્ચરઘાણ વાળવો એ ખેડુ ખેતરમાં મોસમની અંદર ફસલ કાપેછે તેના જેવું હોયછે.

કેન્ટનમાં ગળાં કાપવાની જગો જેને પોટર્સ ફીલ્ડ કહેછે ત્યાં એક વખતે કેટલાક અઠવાડીયાં લગી દરરોજ એટલાં આદમીનો ઘાણ વળતો હતો કે, ગમે તેવાં સખત હઈયાનાં માણસથી તે દેખાવ જોઈ નહીં શકાય. એ ગળાં કાપનારની મદદે બે હજાર ત્યાં હાજર રાખ્યા હતા કે, તેઓ પેલા ખાટકીઓની તરવાર તેજ કરતા રેહે. કેટલાક અપરાધીઓને તો વળી એવી સજા મળતી હતી કે, તેઓનો જાન એક ઘાએ નહીં બરબાદ કરતાં તેના શરીરના પચ્ચીસ ટુકડા કરીને તેની જીંદગી બરબાદ કરવી. આહા આ કેવી નીરદયતા!

---

## NOTICE.

We acknowledge with thanks the the Report of the Roychund Deepchand's Girl's School at Surat for year 1873-74. At the Exhibition of prizes on the 15th August last, the well known and energetic Judge Mr. Birdwood presided. The Report was read by Mr. Kalabhoy Lulloobhoy, the successful and promising young pleader of the High Court, who is well known for his interest in the cause of female education.

It is encouraging to see a Native Lady taking an interest in the cause. Mrs. Kalabhoy visited the Schools in Company of Mrs. Hope frequently. We wish other Native Ladies would follow her footsteps in taking a more lively interest in helping their sisters in their intellectual pursuits. We regret the death of the late lamented Mrs. Jugjivandas Khoosaldas, who was ever ready to assist her less gifted sisters.

The want of Lady Teachers is everywhere felt. We wish to see this want soon supplied. The practice of employing Male Teachers in girl's Schools should be done away with as soon as practicable.

We are glad to see that the educational position of the School is considered on the whole satisfactory but it is a matter of regret that the financial state of the Institution is not on a better footing. We trust the appeal made by the Committee to the well-to-do and liberal hearted men of Surat will meet with due response. It is a matter of gratification to see, that a number of gentlemen have already entered their names as monthly subscribers to the Institution. It would be no small assistance to Institutions like these, if the philanthropists of Bombay, were to extend their liberalities and assist their brethern in the mofussil who are striving hard in the cause of Native female education.

---

### આ ઉપલાં લખાણની મતલબ.

સુરત વાળી રાયચંદ દીપચંદની છોકરીઓની નીશાળમાં અભ્યાસ કરનાર છોકરીઓને ઇનામ આપવા સારૂ તા૦ ૧૫ મી આગસ્ટ સને ૧૮૭૪ ને દીને એક સભા ભરાઈ હતી. તે વખતે સુરતના વખણાયલા જડજ ખડવુડ સાહેબ પ્રમુખની ખુરશીએ બીરાજ્યા હતા. સેક્રેટરીની તરફથી આપણા હાઈકોરટના જાણીતા અને ફતેહચંદ જુવાન વકીલ કાળાભાઈએ રીપોરટ વાંચી સંભળાવ્યો હતો.

સ્ત્રી કેળવણીના કામમાં એક દેશી બાનું પુરેપુરી હીંમત ધરીને એવી પેરાકે એ કામને ઉત્તેજન મળેછે, મીસીસ કાળાભાઈએ, મીસીસ હોપની સંગાતે એ નીશાળની સઘળી વખતે મુલાકાત લીધી હતી. આ ફેરા દાખલો લઈ આપણી બીજી દેશી બાનુઓ પોતાની અભણેલ બેહેનોને જ્ઞાનનો ગારગ દેખાડવાને કોશીશ કરશે તેવું હમો ખરા દીલથી ઇચ્છીયે છઇયે. મરનાર મીસીસ જમશેદજીના મુત્યુથી આ ઇસ્કોલે એક ખરી સલાહ અને મદદ આપનાર સાથી ખોયોછે.

છોકરીઓની નીશાળમાં સ્ત્રી શીક્ષકોની જરૂરીયાત હવે બધી જગોપર પડવા લાગીછે. હમને ઉમેદછે કે, એ કામને લાગતા વળગતાઓ પોતાથી બનતી કોશીશ કરી આ ખુટ જેમ બને તેમ જલદીથી પુરી પાડશે.

હમે જોઈને ખુશી છઇયે કે, નીશાળની કેળવણી સંબંધી હાલત મનમાનતીછે; પણ એના નાંણાં સંબંધી સ્થીતી સારી મજબુત નથી. હમને ઉમેદછે કે, આ ઇસ્કુલની કમીટીએ સુરતના ઉદાર ગ્રહસ્થોને નાણાંની મદદને સારૂ અરજ કીધીછે, તેમાં તેની પુરેપુરી ઉમેદ બર આવશે. કેટલાક ગ્રહસ્થોએ તો દરમાસે સબસ્ક્રીપશન આપનારના લીસ્ટમાં પોતાનાં નામો દાખલ કીધાંછે એ ખીના ખરે ઘણી ખુશી ઉપજાવનારછે. જો મુંબઈના સખી ગ્રહસ્થો પોતાની સખાવતનો હાથ લંબાવી, ગુજરાતના આ કામમાં ઉદ્યમ લેનાર લોકોને મદદ કરે તો આવાં અગતનાં ઘણાં ખાતાંઓને જોઇતો આસરો મળે.

---

## ડાક્ટર ધીરજરામની નાહાની કેમિસ્ટ્રી.

આ પુસ્તક જેમ જેમ હમે આગળ વાંચતા જઇયે છઇયે તેમ તેમ એની યોગ્યતા બાબેનો હમારો ગયા અંકમાં દરસાવેલો વીચાર મજબુત થતો જાયછે. હમે હાલ "શરીરની ગરમી". લગી આવી પોહોંચ્યા છઇયે અને કેળવણી ખાતાને લાગતાં વળગતાંને ઘણી મજબુત રીતે ભલામણ કરીયે છઇયે કે, આ પુસ્તકને મુફસીલમાં છોકરા તેમજ છોકરીની દરેક સરકારી અને ખાનગી ઇસ્કોલમાં દાખલ કરવું. એ પુસ્તક બાબે "રાસ્ત ગોફતારે" તા૦ ૨૩ મીના પત્રમાં જે વીચાર આપ્યોછે તે આ નીચે ટાંકી લીધોછે.

"ડાકટર ભાઉદાજીની વીદ્યાના એક પુસતકરૂપી પુત્રને આ દુનીઆમા જનમ લેવાથી અમારા ગયા અંકમા મુબારકબાદી આપતી વેળા, વીદ્યાના બાજારમાં એવાજ એક બીજા કીમતી સોદાની ખરીદદારોને ભલામણ કરવા માટે એટલી જલદી તક મળવાની અમને આશા નહી હતી. એ નવો સોદો "ધીરજરામની નાહાની કેમીસટરી"નો ભાગ ૧ લો છે. આપણા શેહેરના

તજવીજ, ગ્રાંટ મેડીકલ કાલેજના ગુજરાતી વરગના ગુરૂ, તથા અનેક ગ્રંથ કરતા અને બારાણ કરતા ડાકટર ધીરજરામ દલપતરામે આ એક ગમીઆગ કર્યું, બલ્કે એકાંતું પુસ્તક બનાવ્યુંછે, જેમાં રસાએણ શાસ્ત્રના જુદા જુદા ભાગોમાંથી થોડાક પરચુરણ પણ અગતના વીશયો ટાળવી કાહાડીને એકેક વીશય એકેક બારાણના આકારમાં પ્રગટ કરયાછે. ડાકટર ધીરજરામ કેહેછે કે આ બારાણો તેઓએ પ્રથમ છોકરીઓની નીશાળમાં કરવા ધારયાં હતાં, પણ અગતરઓના અરસ નહી જાણવાથી તે વીચાર માંડી વાલ્યો હતો. એ ઉપરથી આ બારાણો સમજવા એમ, કેવી સરલ અને સારી ગુજરાતીમાં લખ્યાં હશે તે વાંચનારને માલમ પડશે. અને વીદીઆ હોનરની મુશકેલીઓ કેવી રીતે સમજવાની ડાકટર ધીરજરામની શાકતી એમના આગલા બારાણો ઉપરથી જોઈ છેછે; તેઓ આ નાહાના ગ્રંથમાં એમની કુતેહને તરત કબુલ કરશે. ડાકટર કેખુશરો બીકાજીએ જારે રસાએણ શાસ્ત્રને વધારે મોટા પાયા ઉપર અને ચોકસ કાનુન ઉપર ગુજરાતીમાં રચવાનું માથે લીધુંછે, તારે ડાકટર ધીરજરામ એ વીદીઆના ચમતકારી બાબતોની સમજે એવી સાદાઈથી સમજવા માગેછે. એઓએ આકરતીઓ પાછલ મોટો ખરચ કરેલો લાગેછે, કેમકે આ એકજ નાહાના ગ્રંથમાં પચાસ આકરતીઓ લીધીછે. ખુદરતનાં ભેદોની બાબી તે રસાએણ શાસ્ત્ર છે; જે આબી સરકારીની દરએક વેપારી શું પણ અજુણી પરકારે રમત કરી તેની તરફ પડની બાનાવટના ભેદો દેખાડી આપેછે. ડાકટર ધીરજરામના આ સરૂઆમાં જે ઝુંડી કાહાડેલી ભાગઆઓ સમાએલીછે, તે વાંચતાં ખુદરતની અજાએબીઓ આથીજ નહી, પણ માણસની કુતેહથી પણ ભેટા ધણા મલેછે. "ધીરજરામની કેમીસટરી" એકએક ઘરમાં વાંચવા લાએક પુસતકછે. તેમાં રસાએણ શાસ્ત્રને લગતાં સપુનાં ઈંગરેજી નામો નવાં રાખ્યાંછે, તેને બદલે તે નામોના ગુજરાતી શબદો પણ આપવા જોઈતા હતા."

## ફારબસ ગુજરાતી સભા.

આ સભાના કારોબારનો રીપોરટ આજે લાંબો વખત થયાં હમારા વાંચનારોના જોવામાં આવ્યો નથી. રીપોરટની ગેરહાજરીમાં આવાં ઉપયોગી ખાતાંની હયાતી ભુલી જવાયછે માટે એના લાગતા વળગતાઓની ફરજ છેકે, એ ખાતાંનો કુંડ હાલ કેટલોછે, તે કોના હાથમાંછે અને તેમાંથી કેટલા અને કહ્યા કહ્યા ગ્રંથ રચનારોને આશરો મળ્યો તે પ્રગટ કરી જાહેરમાં મુકવું. આજે ગુજરાતીમાં ગ્રંથ રચનાર જે એ કુંડનો આસરો મેળવવા ચાહેછે તે મોહોટા વીચારમાં પડેછે કે, તે બાબે કોને અરજ કરવી. હમને ઉમેદછે કે, આ બાબદ ઉપર જલદીથી ધીયાન પુગાડવામાં આવશે.

—◦◦—

**પોંઢૅય-સુંદર વિલાસ**—આ ચોપડી ઘણી સારી રીતે મ્હોટે હરફે આપણા વખણાયલા ખોજા શેઠ શરીફ સાલે મહમદને હાથે છપાઈ પ્રગટ થઈછે. એ શેઠ વેદાંતનો અભ્યાસ આનંદી તરેહ કરેછે અને એ વેદાંત વિશેના પુસ્તકોની તલાસ કરી તેને પ્રગટ કરવાને જે હોંસ રાખેછે તેને સારૂ એ શેઠને ઘણું માન ઘટેછે. આ ચોપડી નજીક ૪૦૦ સફાની છે, પણ તેની કિંમત ફક્ત રૂ ૧) ૨ રાખીછે.

—◦◦—

**મીઆવરો.** આ ચોપાનીઆની હયાતીનાં બે વરસ પુરાં થયાંછે અને ત્રીજું શરૂ થયું છે. એ અરસામાં જે સાહેબોએ એને આસરો આપ્યો છે તેઓનો હમે અહેસાન માનીયે છઈએ.

—◦◦—

## SELECTIONS FROM THE VAIDENTA.

तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः ।
तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥

30. He, the subject of the superior knowledge, alone is true. As from a blazing fire thousands of sparks of the same nature proceed, so from the eternal Supreme Being (O beloved pupil) various souls come forth, and again they return into him.—He is immortal and without form or figure, omnipresent, pervading external and internal objects, unborn, without breath or individual mind, pure and superior to eminently exalted nature.

आविः संनिहितं गुहाचरन्नाम महत्पदमत्रैतत्समर्पितं ।
एजत्प्राणन्निमिषच्च यदेतज्जानथ सदसद्वरेण्यं परं विज्ञानाद्यद्वरिष्ठं प्रजानां ॥

31. God, as being resplendent and most proximate to all creatures, is styled the operator in the heart; he is great and all-sustaining; for on him rest all existences, such as those that move, those that breathe, those that twinkle, and those that do not. Such is God. You all contemplate him as the support of all objects, visible and invisible, the chief end of human pursuit. He surpasses all human understanding, and is the most pre-eminent.

यदर्चिमद्यदणुभ्योऽणु यस्मिँल्लोका निहिता लोकिनश्च ।
सदेतदक्षरं ब्रह्म स प्राणस्तदु वाङ्मनः ।
तदेतत्सत्यं तदमृतं तद्वेद्धव्यं सोम्य विद्धि ॥

32. He, who irradiates the Sun and other bodies, who is smaller than an atom, larger than the world, and in whom is the abode of all the divisions of the universe, and of all their inhabitants, is the eternal God; the origin of breath, speech, and intellect as well as of all the senses. He, the origin of all the senses, the true and unchangeable Supreme Being, should be meditated upon; and do thou (O beloved pupil) apply constantly thy mind to him.

यस्मिन्द्यौः पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च सर्वैः ।
तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः ॥

33. In God, heaven, earth, and space reside, and also intellect, with breath and all the senses. Do you strive to know solely the One Supreme Being, and forsake all other discourse; because this (a true knowledge respecting God) is the only way to eternal beatitude.

# મીલાવડો.

OR

# THE MISCELLANY.

અંક ૨૬—પુ૦ ૩]    મુંબઈ, માસ જુલાઈ, સને ૧૮૭૫.    [ કીં૦ આના. ૨.

## ખોરાક તથા તે જે વસ્તુઓની મેળવણીથી બનેલો છે, તે વિશે.

**ખોરાક કેવો જોઇયે તથા તેની જરૂરીયાત.** ખોરાક એ બોલમાં સઘળા નક્કર તથા પ્રવાહી પદાર્થો જે શરીરના પોશાણને સારૂ જરૂરના છે તે આવેલા છે. શરીરમાંની જુદી જુદી ઇંદ્રિઓનાં હરેક વખતનાં કામને લીધે તેઓને બરોબર પોશાણની જરૂર છે અને તે પુરૂં પાડવાથી તેઓની શક્તિ અને સપળતા કાયમ રેહેછે. આ ઇંદ્રિઓ પોતાનું કામ કરવામાં કેટલોક ઘસારો ખમેછે અને તે દુરસ્ત કરવાનો બંદોબસ્ત નહીં થાય તો એ ઇંદ્રિઓ પોતાની શક્તિ કાયમ રાખી શકશે નહીં તથા પોતાનાં કામો બજાવી શકશે નહીં, અને તેમ થવાથી જીંદગી કાયમ રેહેશે નહીં, માટે શરીરના ઘસારાને દુરસ્ત કરવાનું કામ હંમેશા જારી રેહેવું જોઇયે.

જેને આપણે શરીરનો ઘસારો કહીયે છઇએ તે કઈ ગાડીનું પઇડું અને ધરી ઘસાય છે તેની મીસાલે નથી; પણ એ ઘસારો તો શરીરના હરેક ભાગમાં ચાલુછે અને તે ઇંદ્રિઓની હીલચાલના વધતા ઓછા પ્રમાણમાં વધતો ઓછો થાયછે. એ તો જાણે આગગાડીના બાફના સાંચામાં પાણી અને બળતરનો ખરચ થાયછે તેની મીસાલે થાયછે. એનજીનમાં પાણી અને બળતરથી ધુમાડો અને વરાળ થાયછે; અને આ પ્રમાણે થયલી વરાળ વડે એનજીનનું કામ ચાલેછે. હેવીજ રીતે શરીરનાં હીલચાલ કરતાં અવયવો પોશાણ કરતા ખોરાકની હંમેશા જરૂર રાખેછે; અને તે હંમેશા પુરો પાડવાથી તેઓ પોતાનાં કામો કરવાને તઇયાર રેહેછે.

આ કારણસર સર્વ કોઇયે જાણવું જરૂરનું છે કે, ખોરાકની જરૂરીઆત વસ્તુઓ કઈ કઈ છે, તેઓ શી તરે તઇયાર થઈ શકેછે અને એક બીજાની સાથે મેળવી શકાય છે તથા તેઓ શીતરે શરીરમાં સુંસાઈ જાયછે અને ખપી જાય છે.

**નિર્જીવ પદાર્થો ક્ષિયાને ધાતુ.** પેહેલવેલાં તો ખોરાકમાં આ વસ્તુઓનું થોડું પ્રમાણ રેહેછે. આ પદાર્થોનો ઓઇંઝ જેવો ખરક, પુરિત અને ઝરા ખોરેમાં રેહે છે. તેઓ કેટલાંક પ્રમાણમાં જાનવરના શરીરમાં માલુમ પડેછે, અને તેટલા સારૂ એ પદાર્થો તેઓના ખોરાકમાં પણ હોવા જોઇયે; કેમકે ખોરાકનીજ મારફતે એ વસ્તુઓ તેઓના શરીરમાં પુરી પડેછે.

પેહેલ વેહેલો અને દુનિયામાં સઘળે જગોપર મળી આવે હેવો નિર્જીવ પદાર્થ તે પાણી શરીરનાં સઘળાં નક્કર તથા પ્રવાહીઓમાં હંમેશ રેહેછે. જે લોહી તથા સિક્રીશન ઈયાને પ્રવાહી-ગળ, જેવાકે પરસેવો, પીશાબ વીગેરેમાં ઘણું છે; અને તેને લીધે તેઓની જરૂરીયાત પ્રવાહી અવસ્થા સચવાય છે અને તેઓથી બીજી સઘળી અગતની વસ્તુઓ પોતામાં પીગળાવી લાખવાનું બની શકેછે. વળી પાણી, નક્કર ટીસું જેવાં કે, ગોશ, ચામડી વીગેરેનું અંગ છે. જો આપણે એક મસલ ઈયાને પેશી અથવા ગોશ અને કારટીલેજ ઈયાને ઉપાસ્થિ એટલે બરડ્યામાં નરમ હાડકું હોયછે તે લઈને તેને સુકી હવામાં સેહેજ ગરમી લગાડીએ તો તે પોતા માંહેલું પાણી વરાળના રૂપમાં ખોઈ દેછે, અને તે કદ અને વજનમાં ઓછું થઈ જાયછે; તથા જાડું અને ઘટ થાયછે. હાડકાં તથા દાંતમાં પણ જુજ પ્રમાણમાં પાણીનો ભાગછે તે પણ ઉડી જઈ શકેછે. શરીરના સઘળા નક્કર ભાગમાં પાણી છે તેને લીધે તેઓમાં મુલાયમ પણું તથા વળી જવાનો ગુણ રહેલો છે; અને એ ગુણો તેને મ્હોટા અગતના છે; કેમકે એક ટેનડન ઈયાને શંધીબંધન પોતાની પ્રાકૃત અવસ્થામાં સફેત, ચલકતો અને અપારદર્શક હોય છે; અને અગરજો તે ઘણો મજબુત હોયછે તોપણ તે તદન વાળ્યો વળે હેવો હોયછે. હવે જો એ માંહેલું પાણી આપણે કાઢી નાખીએ તો એનો રંગ પીળો થઈ જાયછે, કરચલી વળી જાયછે અને વાળ્યો નહીં વળે એવો થઈ જાયછે; તથા પોતાનું કામ કરવાને તદન નાલાયક થઈ પડેછે. આવીજ અવસ્થા પાણીવગર ચામડી વીગેરે બીજા કકડા તથા મુલાયમ ભાગોની થાયછે.

જુદા જુદા નક્કર તથા પ્રવાહીઓમાં પાણીનું શું પ્રમાણ છે તે આ નીચલા કોઠા ઉપરથી સમજવામાં આવશે.

એક હજાર ભાગમાં પાણીનું પ્રમાણ.

| | | | |
|---|---|---|---|
| ટીથ ઈયાને દાંત | ૧૦૦ | પીત્ત | ૮૮૫ |
| બોન્સ ઈયાને અસ્થિ | ૧૩૦ | દુધ | ૮૮૭ |
| કારટીલેજ | ૫૫૦ | પેન ક્રિયાટીક જ્યુસ | ૯૦૦ |
| મસલ્સ | ૭૫૦ | લીમ્ફ | ૯૬૦ |
| લીગેમેન્ટસ | ૭૬૮ | ગેસ્ટ્રીક જ્યુસ | ૯૭૫ |
| બ્રેઈન ઈયાને ભેજું | ૭૮૯ | પરસેવો | ૯૮૬ |
| લોહી | ૭૯૫ | થુંક | ૯૯૫ |

ગણત્રી કરવા ઉપરથી માલમ પડયું છે કે, માણસના શરીરમાં પાણીનું વજન, તેનાં આખાં શરીરના વજનના ⅔ અને ¾ ભાગની વચમાં થાયછે.

આ ઉપરથી સમજાશે કે, પાણી એ ખોરાકની ઘણી અગતની વસ્તુછે. આપણે હંમેશ નરેપું પાણી પીતામાં, ચાહમાં, કાફીમાં, દુધમાં અને બીજા પ્રવાહીઓની મારફતે નજીક ૨½ રતલ દરરોજ શરીરમાં લઈએ છઈએ. તે ઉપરાંત જુદા જુદા નક્કર ખોરાક, જેવા કે રોટલી, ગોશ ઈત્યાદી પોતામાં પાણી રાખેછે તે લઈએ છઈએ. આ બધું જ્યારે ગણત્રીમાં લઈએ છઈએ ત્યારે એક તંદુરસ્ત માણસના શરીરમાં દરરોજ ૪½ રતલથી ઓછું પાણી દાખલ થતું નહીં હશે.

ટીશ્યુસ વડે પાણી શરીરમાં ચુંસાઈ દાખલ થયા પછી, તે પાછું બાહાર નીકળી જાયછે; કેમકે તેનો ખપ શરીરની બીજી વસ્તુઓની પઠીમ જણુકનો નથી. શરીરની રચનામાં એ પોતાનું કામ કરેછે અને તે કરી રહ્યા બાદ શરીરને જુદે જુદે રસ્તે પોતાનો મારગ શોધેછે. તેનો મ્હોટો ભાગ તો ચામડીમાંથી પરસેવા રૂપમાં છુટો પડેછે, વળી ફેફસાંમાંથી શ્વાસોશ્વાસની ક્રિયા મારફતે કેટલુંક વજન બાહાર નીકળી જાયછે અને બાકીનું સઘળું ગુરદા વડે પીશાબમાં નીકળી જાયછે. (અધુરૂં.)



## શેક શાદીનું જન્મ ચરિત્ર.

પ્રાચીન કાળનાં ઈરાનની રાજધાની શીરાઝમાં, અતાબેકની ટરકોમન સલતનત અમલ ચલાવતી હતી, ત્યાં શેક શાદી સને ૧૧૭૫-૭૬ માં જનમ પામ્યો. એના જન્મકાળનો મુકરર દિવશ જણાવામાં આવ્યો નથી. એનો બાપ જેનું નામ અબદુલ્લા હતું તે પાદશાહી દરબારનો ઓફીસર હતો અને આ શાહેરે તેને લગતું જે લખાણ મુકેલુંછે તે ઉપરથી માલમ પડેછે કે, તે ઘણો અકલમંદ શખસ હતો. પણ એનાં માબાપો વિશે પુર્વ તરફના ચરિત્ર વર્ણન કરનારોથી અથવા શાદીનાં પોતાનાં લખાણ ઉપરથી, એને ન્હાનો મુકીને તેઓ ક્યે વર્ષે મરી ગયાં તે ઉપરાંત કશુ માલમ પડતું નથી. એનાં માબાપો એને ઘણીજ મુફલીસ હાલતમાં મુકીને મરણ પામ્યાં.

અતાબક સલતનતના પાચમાં રાજા સાદ બીન ઝંગીના વખતમાં આ શાહેરનું નામ જાહેરમાં આવ્યું. એણે પોતાનું નામ શાદી, સાદ શાહાજાદાને માન આપવાની ખાતર અખતીઆર કીધું હતું. શીરાઝ અને બીજી જગોમાં એને શેક કહીને બોલાવતા હતા; અને એની પછીની ઓલાદ એને મુસલીહુદીન એટલે મઝહબનો સુધારનાર એ નામે ઓળખતી હતી.

શેક શાદી ન્હાની વયથીજ ઈલમ હાંસીલ કરવાના કામમાં ઘણો ખંતી હતો અને એટલી વયથીજ તેણે પોતાના મઝહબ તરફ ધ્યાન ફેરવ્યું હતું. બચપણમાં શીરસ્તા મુજબ ઈલમ હાંસીલ કરયા પછી, તે બગદાદમાં નીઝામીયા મેદ્રેસામાં દાખલ થયો અને ત્યાંના વિદ્યાર્થીઓમાં એનું નામ થોડા વખતમાં ઉગાયું. એ મકતબખાનામાં હેના શીક્ષકો પૈકી કાબેલ મઝહબી ડાકટરો અબુલ ફારાઝ બીન જાઉઝી અને શાહાબુદીન સાહરાવરદી હતા. તેઓની પાસે શાદી સુફીસના ભેદ શીખ્યો, જેમાં એ પાછળથી એક્કો ગણાતો હતો.

ત્રીશ વરસ ઈલમ હાંસીલ કરવામાં ગાળ્યાં બાદ, શાદીનો વીચાર દેશાટણ કરવાનો થયો. તેણે ઘણી સફરો કીધી. તેમાં પવિત્ર સીરીયા શેહેરની પણ ભેટ લીધી અને એ કામમાં તેણે આસરે ત્રીશ વરસ ગાળ્યાં. જામી લખેછે કે, સીરીયામાં એ કેટલાક દાહાડા ચોળ્યો અને ત્યાં એણે ભીસ્તીનો ધંધો કીધો. એની મુસાફરીને લગતું એક જગોએ એ પોતે કેહેછે કે, "ડેમાસકસમાં મારા દોસ્તોની સાથે રેહેતાં રેહેતાં મને કંટાળો આવ્યો તે ઉપરથી જેરૂસલમના ઘોર વનમાં જઈ, જનાવરોની સાથે મેં વાસો કીધો. હું એ જગોપર ફ્રેંકસ લોકોના હાથમાં કેદી તરીકે સપડાયો. તે લોકોએ જુ લોકોની એક ટુકડી હતી તેઓની સાથે મને કામ કરવાને મુક્યો". આવી રીતે ક્રમમાં તે ગુંથાયો હતો એટલામાં એક તેના

અલેપ્પોના ઓળખીતાઓની નજરે તે પડ્યો. તેને તેના ઉપર રેહેમ આવી, તેથી તેણે ૧૦ દીનાર આપી તેને કેદખાનામાંથી છોડવ્યો; અને વળી તેના ઉપર એટલી ઈનાયત કીધી કે, તેને પોતાની બેટીનો હાથ આપ્યો. આ લગન ઘણાં બખ્તાવર નહીં ઠરયાં.

શેક શાદી ફરીથી પરણ્યો હોય એમ દેખાયછે; કેમકે એણે એક ઠેકાણે ઘણી અસરકારક બેહેતમાં યમનની રાજધાનીમાં પોતાનો છોકરો ખુમાવ્યો તે દરશાવ્યું છે.

દોલતશાહના લખાણ ઉપરથી માલમ પડેછે કે, શાદીએ નજદીક ૧૩ વખત મક્કાની હજ કીધી હતી, તેમાંની કેટલીક તો એણે પગે ચાલીને કીધી હતી. એ હજ કરવામાં જે અડચણો પડી તે બાબે શાદીએ પોતે કેટલુંક લખાણ કીધુંછે. વળી તે લખેછે કે, તેણે ડેમાસકસ, બોલબેક, બાસરા, કયુફા, ઈરાનના ઓખાતમાંનો કીશ ટાપુ, ઈજીપ્ટ, કાશગર, દીયારબકર, ઉત્તર આફ્રીકા, બેઈલાખાન, ફ્રુરુમીરનો મુલક, એશિયા માહેલાં ટરકીના ઘણા દુરના ભાગો, હિંદુસ્થાન અને આબીસીનીયા એ બધી જગો જોઈ હતી.

હેની હિંદુસ્થાનની મુસાફરીને લગતા ઘણા અગતના અહેવાલમાં એ કેહેછે કે, એણે ત્યાંનાં ઘણાંજ નામાંકીત સોમનાથના દેહેરાંની ભેટ લીધી હતી; અને ત્યાં મૂર્તિ પુજાનું કામ ચાલતું હતું તે જોઈ એને એટલો બધો તો ક્રોધ આવ્યો કે, ત્યાંના પુજારાને એણે ઉચકીને કુવામાં ફેંકી દીધો.

એ ઘણી દલગીરીની વાત છે કે, પુર્વ તરફના જન્મ ચરીત્ર લખનારોએ શાદીની મુસાફરીની તારીખ આપી નથી. તે લોકો ફક્ત એટલું કેહેછે કે, બાર વરસાની વયે એ નીઝામીયા મદ્રેસામાં દાખલ થયો અને જ્ઞાન સંપાદન કરવામાં એણે ત્રીશ વરશ ગાળ્યાં, બાદ બીજાં ત્રીશ વરશ એણે દેશાટણમાં કાઢયાં. એ ક્યારે હજ કરવા નીકળ્યો તે અટકળેથી કાઢી શકાયછે. એ બચપણમાં અબુલ ફરજ, જે સને ૧૨૦૧ માં મરણ પામ્યો તેની નીગેહદસ્તી નીચે રહીને ઈલમ અખ્તીયાર કરતો હતો. બાદ પંદર સોળ વરશ પછી એ ઈરાનમાં ઈરાક જગોપર હતો; અને એ બે અરસાની વચમાં એણે તુર્કસ્થાનની ભેટ લીધેલી હોવી જોઈએ. એની કાશગરની મુસાફરી બાબે મોનશ્યોર ડેર્બીમેર લખેછે કે, આ શાદીએ પોતાની બે મુખ્ય કલામો રચ્યાની આળીશ વરસ પેશતર, તેનો એક શાહેર તરીકેની ખુબી, શીરાઝથી હજારો કોશ કાશગર છે ત્યાં લગી પથરાઈ વળી હતી.

કેશ્રીજના શાહેર ખાઝાં હમામુદીનની સાથે શેક શાદીને જે ગોફતેગો થઈ હતી તેનો સાર આ હતો: "જ્યારે શાદી કેશ્રીજમાં ગયો ત્યારે તેણે ત્યાં જેતાંવાર હમામ કવી બાબે તલાશ કીધી. તેને ખબર મળી કે, હમામનો એક ઘણોજ ખુબસુરત છોકરોછે, તેને કોઈની પણ નજરે નહીં પડવા દેવાના ઈરાદાથી હમામ તેની પાસે બેસી રેહેછે અને તેને ખાનગી હમામખાનામાં પોતાની સાથે લઈ જાયછે. જે દાહાડે ખાઝાં હમામ મસલખાનામાં ન્હાવવાનો હતો તે દાહાડે શાદી ત્યાં ગયો અને એક ગોશામાં છુપાઈ બેઠો. બાદ તેણે પોતાનો દુરવેશાનો ડગલો કાઢી નાખ્યો અને હમામખાનામાં દાખલ થયો. ખાઝાં હમામ તેને જોઈને ઘણો ગુસ્સે થયો અને તેને પુછ્યું કે, તું ક્યાંનો રેહેવાશી છે અને તારો ધંધો શું છે. શાદી એ જવાબ દીધો કે, હું શીરાઝની પાક ધરથી ઉપરથી આવ્યો છઉં અને મારો ધંધો શાહેરનોછે. ખાઝાં સા-

હેમ આ શાંભળતાંજ બોલી ઉઠયા, અરે અલ્લા! શીરાઝમાં અહિંયાંના કુતરા કરતાં પણ માણસની વસ્તી વિશેશ હોય એમ લાગેછે. શેકે જવાબ દીધો કે, મારા ગામમાં એથી તદન ઉલટુંછે; કેમકે ત્યાં ઠેક્રીઝના માણસો કુતરા જેટલી પણ બીસાત ધરાવતા નથી. બાઝાએ એક પાણીનું વાંસણ ત્યાં હાજર હતું તે લીધું અને કહ્યું કે, એ કેવું અજાયબ જેવું છેકે, શીરાઝના લોકોના માથામાં આ લોટાના તળીયાં જેવી તાલ પડેલી હોયછે. આનો રદીયો શેક શાદીએ જેવો જોઈએ તેવો આપ્યો તે જોઈ બાઝાં સાહેબ તરીયાપાપર આવી ગયા અને શરમીંધા પડી જઈ, શેકને પુછ્યું કે, શીરાઝમાં હુમામનાં કાવ્યો લોકો ગાયછે વારૂ? શાદીએ કહ્યું; હા. બાદ તેણે હુમામની એક ગઝલની છેલ્લી બેહેત ગાઈ બતાવી, તે શાંભળી હુમામ બોલ્યો કે, હું ખાતરીથી કહું છઉં કે તું શેક શાદીછે; કેમકે તેના શીવાય બીજા કોઈનામાં આવી બબાકદારીથી સંવાદ કરવાની શકિત મારા જાણ્યામાં નથી. શાદીએ ઘણું માનથી પોતાનું હોકું હલાવી, હા કહી કે, લાગલાં બાઝાં સાહેબે તેના હાથ ઉપર ચુંબો લીધો અને પોતાના છોકરાને પણ ચુંબો લેવાનો ઓરીયો આપ્યો. બાદ તે શેકને પોતાના મકાન ગર લઈ ગયો અને કેટલાક દીવશ લગી તેની ઘણી મનમાનતી રીતે બરદાશત કીધી.

શાદીના બીજો કોનટેમપોરરી પોયટસ ઈંયાને સમકાળીક કવેશ્વરો, જેઓની સાથે એને સબાંણુંસલાણુંનો વેહેવાર હતો, તેઓ હીંદુસ્થાનના નીઝામી અને દીલ્લીના ખુશરૂ અમીર હતા. આ છેલ્લો કવી મુલતાનના ગવરનરના બેટા સુલતાન મહંમદખાનની કોરટમાં હતો. આ સુલતાને શેક શાદીને પોતાના દરબારમાં તશરીફ લેવાને બે ઘણાં આગ્રહી ઈંજીન મોકલ્યાં અને તેને સારૂ મુલતાનની નજદીક એક તકીયો કરાવી આપવાને તથા કેટલાંક ગામ તેને બક્ષીશ આપવાને પોતાનો વીચાર બતાવ્યો. શેકે દર વખતે પોતાની જઈફી અને નાતવાની એ સબબો બતાવી આ બક્ષીશ કબુલ કરવાને ના પાડી અને પોતાની કીતાબની એક નકલ પોતાને હાથે લખીને સુલતાનને મોકલી આપી. અમીર ખુશરૂની રચેલી કવીતાની તારીફ પણ શાદીએ લખી હતી અને અમીર ક્યાં ભુલ્યો હતો તેના સેહેજ ઇશારો તથા આગાર પછી સાવચેત રેહેવા સારૂ તેણે તેને એક રૂકો લખી મોકલ્યો હતો.

દેશાટણ પુરૂં થયું એટલે શેક પોતાના મકાનમાં આરામથી રહ્યો અને તેની હયાતીનો બાકીનો વખત તેણે ધરમ ધ્યાનમાં અને કીતાબો રચવામાં તથા તેનો શેર કરવામાં ગાળ્યો. અહિંયાં શાહાજાદાઓ, અમીર ઉમરાવો અને ધર્મીષ્ટ પુરૂશો હેની મુલાકાતે આવવા લાગ્યા અને જે આવ્યા તે હેને સારૂ ખાવાનું લાવવા લાગ્યા. આમાંનો એક ભાગ શેક પોતે ખાતો હતો, બીજો ભાગ ખેરાત કરતો હતો અને બાકીનું એક ટોપલીમાં મુકીને તેને પોતાના દરવાજા બાહાર ટાંગી મેલતો હતો; અને એના મકાન આગળથી થઈને, ભુખે બા તરસ્યા લાકડાં વેહેરનાર લોકો જતા હતા તેને તેમાંથી આપતો હતો. એક દાહાડો એક ચોર કેરીઆશનો વેશ લઈને આ ટોપલીમાંથી નગહુસ્ત લઈજવાને બીગારે આવ્યો; પણ જેવો તે હાથ લાંબો કરીને લેવા જાયછે એટલે તેના હાથને ખાલી આવી અને તે એકદમ બુમ પાડી ઉઠ્યો. ઓ શેક, મારી મદદે આવ! શાદીએ જવાબ દીધો, જો

કેદી લાકડાં ચેરનારનો આ પોશાક હોય તો તારા હાથપગપર ચીરાડા ક્યાંછે? અને જો તું ચોરછે તો તારા હાથનું બળ અને મનની હિમ્મત ક્યાં ગઈ કે, તને કંઈ પણ ઘા અથવા દરદ થયા વના તું આટલી બધી બુમ મારેછે? શાહીએ તેને સારૂ ઇબાદત બંદગી કીધી અને પેલા માણસનો હાથ તુરત સારો થયો.

(અધુરૂં.)

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૭ થી)

પૈસાટકાનાં લેનદેનમાં હેસ્ટિંગ્સ ઘણોજ પ્રમાણિક હતો; અને એવી બાબદમાં જરા પણ શક આવે તેને સારૂ તે ઘણો ખંતી રેહેતો હતો. હવે જે ઇસ્કોલમાં એ શીખ્યો હતો તે તથા એની આસપાસ જે અગણીત લાલચો પથરાયલી હતી તે જ્યારે ધ્યાનમાં લઈયે છઈયે ત્યારે એ અમલદારને વળી ઓર વધારે માન ઘટેછે. એ કઈ કોઈની પટે બળાત્કારથી પૈસા કઢાવતો નહીં હતો. જો કદી તેમ હોત તો એ જ્યારે યુરોપ ગયો ત્યારે હેનાં ખીસાં ખુબ તરેહથી તર કરીને જતે. જમીનદારો અને રાજારજવાડાઓની પાસે એણે તેઓના ઉપર જરાપણ જુલમ ગુજારયા શીવાય ઓછામાં ઓછા ત્રણ કરોડ રૂપીયા તેર વરશના લાંબા અરસામાં સેહેજ મેળવ્યા હતે; અને તે રકમ વડે વિલાયતમાં કાર્લટન જેવા મેહેલનો બાઉજશાહીને એક વખત ઝંપવાવતે. પણ એતો પોતાના પાદશાહી દમદમામ અને તેવાજ અમીરી ખરચમાંથી જે કંઇ ફાજલ પડ્યું તે લઈને વિલાયત ગયો. મોસીસ હેસ્ટિંગ્સને ઇનામ એકરામ લેવાની બાબતમાં ઘણી થોડી આના-કાની હતી. હેવું માનવામાં આવ્યુંછે કે, એવી બાબતોમાં એના ધણીનો જરા પણ હાથ કે કોશીસ ન હોવાં છતાં એ બાઇયે લાખો રૂપીયા નજરાણાંમાં એકઠા કીધા હતાં.

મોસીસ હેસ્ટિંગ્સનું તેના ધણી આગળ એટલું બધું ચલણ હતું કે, જેટલું નાણું તેણે એકઠું કીધેલું કેહેવાયછે તેનો કરતાં પણ જાસ્તી તે સેહેજમાં કરી શકતે; પણ તેની તબીયત દીનપરદીન લથાતી ગઈ અને ગવરનર જનરલને પોતાની મરજી ઉપરાંત તેને વિલાયત તરફ રવાને કરવાની ફરજ પડી. તે પોતાની બાઈરી ઉપર ઘણોજ ચાહ રાખતો હતો. તેને જે આગબોટમાં વિલાયત રવાને કીધી તેમાં તેની સગવડતાને સારૂ જે ગોઠવણો કીધી હતી તથા રૂકડ અને દાંતની ભાતભાતની નકશીદાર ચીજો ગોઠવી હતી અને તેની મુસાફરીનો કંટાળા ભરેલો વખત સારી રીતે ગાળી લાવવાને એક કુળવંત ઓરતનો સંગાત સોધવામાં જે હજારો રૂપીયા ખરચ્યા હતા, એ બધી બીના કેટલાકમાં કેટલાક દીવસ લોકોને મોઢે ગવાયા કીધી.

કેટલાક મહીના વિત્યા બાદ હેસ્ટિંગ્સે પોતે વિલાયત જવાની તઇયારી કીધી. આ વાત જ્યારે જાહેરમાં આવી ત્યારે જે લોકોના ઉપર એણે આટલી લાંબી મુદત સુધી અમલ ગલાવ્યો હતો તે લોકોએ એને જુદી-જુદી રીતે માન આપ્યું. યુરોપીયન્સ અને એશીયાટીકસ, તેમજ સિવીલ સરવીસ વાળા, તથા સોલજર્સો અને વેહેપારીઓ તરફથી એડ્રેસ ઉપર એડ્રેસ આવવા લાગ્યા. જે દાહાડે એણે પોતાના હોદ્દાની કુંચી સ્વાધીન કીધી તે દાહાડે એના દોસ્ત આશનાઓ અને

હેની ખુબી પીછાનનારા સઘળા લોકો, એ જે મકાનમાં બેઠો હતો ત્યાંથી તે જે ડક્કા ઉપરથી આગબોટ ઉપર ચઢવાનો હતો ત્યાંસગી બે બાજુ તરફ હાર કરી વચમાં એક ગલી કરીને ઉભા રહ્યા. એને આગબોટ ઉપર લઈ જવાને જોઇયે તેટલો બાર્જો ત્યાં હાજર હતો અને એના કેટલાક ખાસ દોસ્તો હતા તેઓ તો એની સાથે થોડેક લગી ગયા અને પાઈ-લટની બોટમાં પાછા આવ્યા.

એની મુસાફરીમાં એણે કોતાબોનો શેર તથા કેટલુંક લખાણ કીધા ઉપરાંત બીજું શું કીધું તે જાણવામાં આવ્યું નથી. એ લખાણમાં એણે એક ઘણી નાદર કવિતા રચી હતી; અને તેને એણે લૉર્ડ ટેનમથ જેવા નામાંકીત ગૃહસ્થાને અર્પણ કીધી હતી.

તે વખતે વિલાયત પોહોંચતાં જેટલો વખત લાગતો હતો તેના પ્રમાણમાં હેસ્ટિંગ્સ ઘણો ઝડપથી જઈ પોહોંચ્યો હતો. તેણે ચાર મહીના ઉપર થોડા દીવસ દરીયામાં કાઢ્યા હતા. સને ૧૭૮૫ ના જુન મહીનામાં તે પ્લીમથ પોહોંચ્યો. ત્યાંથી લંડન ગયો અને ત્યાં કોરટમાં ગયો અને લીડન હૉલસ્ટ્રીટમાં સઘળાને સાહેબસલામ કરયા બાદ, તે પોતાની ઓરત સાથે ચીલટનહામ ગયો. તેને ત્યાં ઘણુંજ માન મળ્યું તે જોઈ પોતે બહુ ખુશ થયો. રાજાએ તેને ઘટારત પૂર્વક માન આપ્યું. રાણી પણ તેની ખુબી સારી રીતે પીછાનતી હતી. ડીરેકટરોએ એક દબદબાભરેલી મીજલસ મેળવી હતી ત્યાં હેસ્ટિંગ્સને તેઓએ ઘણા આદરસતકારથી બોલાવ્યો અને તે મીટીંગમાં એક પણ જણ સામે થયા વગર એ અમલદારને શાબાસી આપવાને જે ઠરાવ પસાર થયો હતો તે અધ્યક્ષે વાંચી સંભળાવ્યો. વિલાયતમાં આવ્યા પછી નજદીક ત્રણ મહીના બાદ હેસ્ટિંગ્સે એક કાગળ લખ્યો હતો, તેમાં એણે લખ્યું હતું કે, હું જ્યાં જાઉં છઉં ત્યાં મને ઘણું માન મળેછે, અને તે ઉપરથી મને એટલું કેહેવાને પુરતો સબબ મળી આવેછે કે, હું મારા સ્વદેશીઓનો સારો વિચાર ધરાવું છઉં.

હેસ્ટિંગ્સના ઉપર જે હુમલો થવાને બધી તઈયારી થઈ રહી હતી તેથી તે પુરતી રીતે વાકેફ છતાં, તેણે એવે વખતે પોતાની બચાઈનું લખાણ કીધું, એ ખરે ઘણી આશ્ચર્ય કારક બીના છે. પ્લીમથમાં એને આવ્યાને એક અઠવાડીયું નહીં થયું એટલે બર્કે હાઉસ અવ કૉમન્સમાં એને લગતી દરખાસ્ત કીધી. તે વખતે સેશન પુરી થવા આવી હતી-તેથી આવી માહાભારત બાબતને તુરત હાથમાં લેવી એ જરા મુશકેલ કામ હતું.

એટલું તો ખરૂં છે કે, હેસ્ટિંગ્સ પોતે કેટલે દરજ્જે ફસાયલો છે તે તેને બરોબર માલમ નોતું. એનામાં જે ચપળતાઈ અને કાબેલીયત હિંદુસ્થાનમાં જાહેર હતી તે આ ઠેકાણે ખોવા બેહેર મારી ગયલી હોય તેમ લાગ્યું. તેમ હેની હોશિયારીમાં કઈ ન્યુનતા થયલી હોય અથવા હેનામાં કઈ બીજો ફેરફાર થયો હોય હેવું નોતું. પણ મી૦ ગ્રેટને ઘણી ખુબી ભાપરી કેહેલું છે કે, એક એકનું આડ પચાશ વરશનું થયા બાદ તેને ઉખેડીને બીજી જગોપર રોપી શકાતું નથી; તેમજ એક આદમી બચપણમાં ઈંગ્લંડ છોડી આસરે ત્રીશ ચાળીશ વરશ હિંદુસ્થાનમાં ગુજારી પાછો આવેછે, તેની બુદ્ધી ગમે તેવી તીક્ષણ હોય છતાં, ઈંગ્લંડના સ્ટેટસમેનોની સાથે બીરાજ્યા આગમન્ય તેણે ઘણીક બાબતો શીખવાની અને ઘણીક સ્થાપ કરવાની છે. પ્રતિનીધીના સ્વઈધાથી કારોભાર ચલાવવો, એક બીજી

પારટી વચ્ચે ગુદ્ધના જુસ્સાથી કામ ચલાવવું, મ્હોટી મ્હોટી સ્પીચો કરવી, તથા જાહેર પ્રેસને મોકલો, એ બધી તેને અને તાજુબી ઉપજાવનાર નવાઈઓ છે. જ્યાં જાય ત્યાં બધું નવુંજ જોઈને, જેમ હેનીબોલ વાટરલુ આગળ અને થેમીસટોકલ્સ ટ્રાફલગાર આગળ ઢીંગ થઈ ગયા હોત, તેમ હેસ્ટિંગ્સ પણ થઈ ગયો. એની તિક્ષણ બુદ્ધી એનેજ છેતરવા લાગી. એનો પોતાનોજ જુસ્સો હેને ઠોકર ખવડાવવા લાગ્યો. હિંદુસ્થાનમાં એણે ઘણાં માઠાં કામો કીધાં હતાં; તોપણ આખી બાજીનો જોનાર એ હતો; અને દરેકમાં એ જીત પામતો હતો. ઈંગલંડમાં પણ કંઈ હેને થોડો વગ નહીં હતો, પણ તેનો કેમ ઉપયોગ કરવો તે એને માલમ નોતું. એણે પોતાનીજ ભુલથી પોતાનું કામ બગાડયું હતું.

એની બધી ભુલોમાં મ્હોટી ભુલ એનો રક્ષક ઈયાને બચાવ કરનાર ચુંટી કાઢવામાં હતી. એના જેવીજ ખટપટમાં કસાઈને કુસ્યો હતો, તેણે પોતાનો બચાવ કરનાર એક ઘણોજ સારો આદમી શોધી કાઢ્યો હતો. તેણે પોતાનો આખો મામલો મેકફર્સનને જે પાછળથી સર્ડિ લોંગબરો કેહેવાતો હતો તેને સોંપ્યો હતો. એ શખસના જેવા કાબીલ એડવોકેટ ઈયાને પક્ષ ખેંચનાર, હાઉસ અવ કૉમન્સમાં ઘણાજ થોડા થઈ ગયાછે. કોઈકના ડીફેન્સમાં કસી વાતની નુનતા નહીં હતી. વિદ્યા, હુનર, શ્રુટીનું જ્ઞાન, અગમ કુશાગ્ર બુદ્ધી અને સામા આદમી ઉપર અસર કરે એવી કાબીલીયતથી ભાષણ કરવાની શક્તી એના વકીલમાં હતી. હેસ્ટિંગ્સે પોતાનું કામ લંડન એક જુદાજ આદમીને સોંપ્યું હતું. તે આદમી બંગાળાના લશકરમાં મેજર હતો અને તેનું નામ સ્કોટ હતું. આ શખસને ગવરનર જનરલના એજંટ તરીકે કેટલોક વખત થયાં વિલાયત મોકલવામાં આવ્યો હતો. હેવું કેહેવામાં આવ્યું હતું કે, આ ઓફીસરની નોકરીના બદલમાં ઘણું દબદબા ભરેલું ઈનામ તેને આપવામાં આવ્યું હતું. તે પારલેમેન્ટમાં દાખલ થયો અને ત્યાં બધા લોકો તેને હેસ્ટિંગ્સનાં પુતળાં તરીકે જોવા લાગ્યા. એટલું તો દેખીતું હતું કે, એક આપઅખત્યારી માણસ જે જુસ્સાથી પોતાના વિચારો દરશાવી શકેછે તેમ આ લશકરના મેજરથી બનવું મુશકેલ હતું. વળી એનામાં એટલી શક્તી પણ નહીં હતી કે, આ હાઉસ અવ કૉમન્સમાં બીરાજનાર ગૃહસ્થો, જેઓને મ્હોટા નામાંકીત મુનકતાઓનાં ઘણાં કાબીલીયત ભરેલાં ભાશણો સાંભળવાની ટેવ હતી, તેઓનું ધ્યાન એ પોતાની તરફ ખેંચી શકે. તે આખો દાહાડો ઉભો રહી, હેસ્ટિંગ્સની યોગ્યતા તથા તેની ખરાબી થશે એ બાબે ટાએલું કરયા કરતો હતો. દરેક આદમી જે હાઉસ અવ કૉમન્સથી વાકેફ છે તેઓ આવી રીતના આગ્રહમાંથી શું પરીણામ નીપજવું જોઇયે તે સેહેલથી વરતી શકશે. મેજર સાહેબને તો એક ટાએલું કરનાર તરીકે બધાએ ગણી કાઢયા. તેની કોશીસ કંઈ એખલી પારલેમેન્ટથીજ અટકેતી નહીં હતી. ભાગ્યેજ એકુ દાહાડો ખાલી જતો હતો કે ન્યુસપેપરોમાં હેસ્ટિંગ્સની બડાઈનો ફુંકારો નહીં માલમ પડે. એ બધું લખાણ સ્કોટ કરતો હતો એવું માનવામાં આવ્યું હતું. વળી હેવો મહીનો ભાગ્યેજ ખાલી જાય કે જેમાં એ વિશય ઉપર મ્હોટું ચોપાનીયું એનીજ કલમથી નહીં લખાયું હોય અને તે ચોપાનીયું ગાંધીને ત્યાં પડીકાં બાંધવામાં ખપ નહીં લાગ્યું હોય. આવા બારીક વિશયને પાંરલેમેન્ટમાં ચલાવવાને

આ ગૃહસ્થમાં કેટલી શક્તી હુતી તે એના લખેલા કેટલાક ભાગ્યો મોજુદ છે તે જોવા ઉપરથી સેહેજ ચારેકળી સકાશે. એના સ્વભાવ અને વિવેકનો એક સેહેજ દાખલો જુવો. તે વખતે સૌથી વધારે માનને પોહોંચેલા સખશ થઈને એણે એક (*Reptile*) છાતીની ઉપમા આપી હતી! (અપૂર્ણ).

## THE CHIT CHAT.

AMONGST

## THE BENGALEE BABUS.

## બંગાળી બાબુઓની ગોસ્તગો.

INTERLOCUTORS.

Babu Radha Krishna Banerjee.
" Pyari Chand Basu.
" Joy Gopal Ghosha.
" Syama Charan Chatterjea.
" Jadu Nath Mitra.
" Prem Chand Datta.
Maulavi Imdad Ali.

સંવાદ કરનાર ગ્રુહસ્થો.

બાબુ રાધાકૃષ્ણ બાનેરજી.
" પીયારીચંદ બાસુ.
" જેય ગોપાળ ઘોશ.
" શ્યામ ચરણ ચાટરજી
" જદુનાથ મીત્ર.
" પ્રેમચંદ દાતા.
મોલવી ઈમદાદ અલી.

RADHA. Gentlemen, as we have again met together after an absence of, I know not how many months, I trust we shall henceforth be more regular in our sittings.

રાધા. સાહેબો આપણે પાછા ઘણે દાહાડે ભેગા થયા છઈયે, પણ હવે પછી આપણી બેઠકો નિયમસર થશે હેવી ઉમેદ છે.

JAYA. I propose that we make no promises, for our promises seem to be like pie-crusts. Without wasting time in framing apologies and making resolutions, may I ask you, Radhakrishna Babu, your opinion on the Chief topic of the day, the deposition of the Gaekwar of Baroda?

જોય. હું ધારું છઉં કે આપણે વાયદા કરવાથી મોકુફ રેહેવું કેમકે આપણે તે જલદી પાળી શકીએ છઈયે. નવા ઠરાવો કરવામાં નકામો વખત ગાળવા કરતાં, બાબુ રાધાકૃષ્ણ, હું તમને સેહેજ પુછું છઉં કે વડોદરાના ગાયકવાડને ગાદીપરથી ઉઠાડી મૂકવાની બાબત, જે આજે પુરજોર ચરચાનું કારણ થઈ પડ્યું છે, તે બાબે તમારો શું અભીપ્રાય છે?

RADHA. You mean the deposition of Mulhar Rao; for I understand it is the purpose of the British Government not to let the Gaekwar die, in the same sense that the king of England dies not.

રાધા. તમે મલ્હારરાવનાં પદભ્રષ્ટ થવા બાબે પુછો છો, નહીં વારુ? કેમકે ઈંગ્લાંડના રાજા પ્રમાણે અંગ્રેજ સરકારનો વિચાર ગાયકવાડના નામને ઉપાડી લેવાનો નથી.

JAYA. That is of course, what I meant. Do you justify Lord Northbrook in deposing Mulhar Rao?

RADHA. Certainly I do; Baroda is one of the finest provinces in India. It is called the garden of Gujrat, which itself is the garden of Hindustan. It has a large and interesting population, to promote whose welfare Mulhar Rao was entrusted with the reins of Government. But he proved himself incapable of governing. Weak, imbecile, and tyrannical, he greatly oppressed his subjects. Violence, outrage, unheard of cruelty characterized his administration. He thus betrayed the trust committed to him; and the British Government, as the paramount power in India, justly interposed, and despoiled the incapable man of his brief authority. I quite approve of Lord Northbrook's action.

SYAMA. But what right had the Indian Government to meddle at all in Baroda affairs? Suppose the king of Italy oppresses his subjects, would the Emperor of Germany be justified in deposing Victor Emanuel?

RADHA. You do not mean to say that the cases are analogous? Victor Emanuel is an independent king, as much as William I. is independent king of Prussia and independent Emperor of Germany; whereas Mulhar Rao was a mere feudatory of the British Government which is the paramount power in India. Was not Mulhar Rao raised to the Baroda Gadee by the British Government? And was not his retention of power made depen-

જયા. હા, હું તેજ કહેતો હતો. મલ્હારરાવને ગાદી ઉપરથી ઉઠાડવામાં, લૉર્ડ નાર્થબ્રુક વાજબી કીધું એમ તમો ધારોછો?

રાધા. બેશક હું તો તેમ ધારૂં છઊં. ગુજરાતમાં વડોદરૂં એક સારામાં સારો પ્રાંત છે. એને ગુજરાતનો બાગ કહેછે અને ગુજરાત તે હિંદુસ્થાનનો બાગછે. વડોદરામાં મોટી વસ્તી છે અને તેનું કલ્યાણ કરવાને મલ્હારરાવને રાજની લગામ સોંપવામાં આવી હતી. પણ એ કામને સારૂ એ તદન નાલાયક ઠર્યો. એ, જાતે બે સમજ, બુદ્ધી હીણુ અને પ્રજાપીડક હોવાથી એણે રૈયતના ઉપર અતીશે જુલમ ગુજાર્યો. જબરદસ્તી, બળાત્કાર અને નહીં સાંભળ્યું હોય તેવાં ઘાતકીપણાંથી એ રાજ ચલાવવા લાગ્યો. આ મુજબ એના ઉપર મૂકેલો વિશ્વાસ એણે તોડ્યો અને અંગ્રેજ સરકાર ઘણી વાજબી રીતે વચ્ચે પડી, આ અસમર્થ આદમીની જુજ હકુમત તેના હાથમાંથી છોડવી લીધી. હું તો લૉર્ડ નાર્થબ્રુકનાં આ કામને ઘણું પસંદ કરૂં છઊં.

શ્યામ. પણ વડોદરાના મામલામાં હાથ ઘાલવાને અંગ્રેજ સરકારને શું અખ્તીયાર હતો? ધારો કે ઇટલીનો રાજા પોતાની પ્રજા ઉપર જુલમ ગુજારેછે, તો શું જરમનીનો પાદશાહ, વીકટર ઇમાન્યુઅલને પદભ્રષ્ટ કરી શકશે?

રાધા. તમે એમ ધારોછો કે એ બન્ને કેસો એકમીજાને મળતા આવેછે? વીક્ટર ઇમાન્યુઅલ તો જેમ પેહેલો વીલીયમ જરમનીનો સ્વતંત્ર પાદશાહછે તેમ તે ઇટલીનો સ્વતંત્ર રાજાછે. પણ મલ્હારરાવ તો અંગ્રેજ સરકારના એક જાગીરદાર જેવોછે. શું મલ્હારરાવને અંગ્રેજ સરકારે ગાદીપર નહીં બેસાડ્યો હતો? અને એનો સત્તા ચાલુ રાખવી, આ બનાવણ ઉપર આધાર રાખ્યો હેતો પંદ-

dent on his good conduct? He grossly mismanaged affairs, therefore he was deprived of the *gaddee*.

PYARI. For my part, instead of finding fault with Lord Northbrook for doing what he has done, I am thankful that His Excellency has deposed Mulhar Rao. I am thankful that there is an authority in India which can call to account all chieftains and feudatories for their misdemeanours. For, what after all is the end of all Government? Is it not to promote the common weal, the welfare of the million, the greatest happiness of the greatest number of people? And what are kings and emperors but servants of nations? I should be glad if all misbehaving kings could be punished. And shall I not rejoice at the fact that Mulhar Rao has been deprived of the opportunity of oppressing some millions of our fellow-men living in a fine and beautiful country? I look upon the British Government as a sort of earthly providence in India.

JADU. I quite agree with you. I think Baroda has been well rid of Mulhar Rao.

DARU. In my opinion, Lord Northbrook has acted on motives of the highest philanthropy. He sacrificed one man for the good of the million. He stood between the oppressor and the oppressed. He threw over the people of Baroda the aegis of British protection.

JAVA. I see all of you are waxing eloquent. It is a pity so much excellent eloquence is wasted upon nothing. You are all going away from the real point. The question is not, whether Lord North-

પાસ્ત નહીં કીધી હતી? એણે ઘણુંજ અંધેર ચલાવ્યું અને તે સબબ સબ એને ગાદી ઉપરથી ઉઠાડી મેલવામાં આવ્યો.

પ્યારી. હું તો મલ્હારરાવને પદભ્રષ્ટ કરવામાં લૉર્ડ નાર્થબ્રુકને ઠપકો દેવાને બદલે ઉલટો તેનો પાડ માનું છઉં; કેમકે આવા સરદારો અને જાગીરદારોના જુલમની પુછી કરે એવી શક્તિમાન સરકાર હિંદુસ્થાનમાં તેઓના ઉપર બીરાજેછે; કેમકે તમામ રાજ્યકર્તાઓનો મુળ હેતુ શું છે? પ્રજાનું કલ્યાણ કરવું. હવે રાજાઓ અને પાદશાહો તે કોણ છે? પ્રજાના ચાકરો. જો આવી રીતે ખોટે રસ્તે ચાલનાર બધા રાજાઓને શિક્ષા કરવામાં આવેતો તે જોઈ હું ઘણો રાજી થઈશ. અને આ શું થોડી ખુશીની વાતછે કે, આમ થવાથી વડોદરાના હજારો લોકો ઉપર દરરોજ ગુજરતો જુલમ બંધ થયોછે? મારે મન તો હિંદુસ્થાનમાં અંગ્રેજ સરકારનો રાજ એક ખોદાઈ રાજછે.

જદુ. હું તમારા વીચારને બીલકુલ મળતો આવું છઉં. હું ધારું છઉં કે વડોદરામાંથી મલ્હારરાવનો ઠીક કાટ નીકળ્યો છે.

પ્રેમ. મારા વીચાર પ્રમાણે તો લૉર્ડ નાર્થબ્રુકે આ કામ પરોપકારપણાની ઘણીજ ઉમદા નેમથી કીધુંછે. એણે લાખોનાં કલ્યાણને અર્થે એક જણને માર્યોછે. એ આમસદાઈ જુલમ કરનાર અને તે વેઠનાર રઈયતની* વચ્ચે પડી, રઈયતને અંગ્રેજ સરકારનો આશ્રો આપ્યોછે.

જોષ. તમે બધાઓ ઘણા સુંદર ભાષણ દેખાડ્યા છો. એ કેવી અફસોસની વાતછે કે, તમારી ભાષણ કરવાની શક્તિ આવી રીતે નકામી તમે ગાળી નાખોછો?

brook had any right to meddle in the affairs of Baroda, of that there can be no doubt. The real question is, was not the deposition of Mulhar Rao a foregone conclusion with the Governor General? If it was, why was there the farce of trial? Was not the trial a blunder?

PYARI. I quite admit that the deposition of Mulhar Rao was as you call it, a foregone conclusion with the Governor General. His Excellency could not but have come to that conclusion after the disgraceful incapacity, and worse than incapacity, of the ex-Guckwar. His Excellency had determined to depose Mulhar Rao in consequence of his misgovernment, at least that is what I infer from his Lordship's proclamations. Whatever the result of the trial was, the fate of Mulhar Rao had been sealed and yet I do not think that the instituting of a *trial was a blunder. His Excellency* had evidence before him which went to prove beyond the shadow of a doubt that Mulhar Rao had really made an attempt to poison *Colonel Phayre, the Resident* and any one that has read all the proceedings of the trial must, in my humble opinion, come to the same conclusion. Lord Northbrook had no doubt as to the result of the trial. He therefore ordered the trial in order to open the eyes of all India to the enormity of Mulhar Rao's guilt, before pronouncing the sentence of deposition, and, in the exuberance of his good will towards the natives of India requested two of the Native fundatories, and a third native statesman to sit along with three European Gentle-

તની બધામ્યો એરાં પોઈંટને તોડી રાખે. લૉર્ડ નાર્થબ્રુકને વડોદરાના મામલામાં હાથ ઘાલવાનો અખ્તીયાર હતો કે નહીં, એ કંઈ સવાલ નથી. એ બાબે તો કંઈ સંશય હોવાજ નહીં જોઈએ. ખરો સવાલ તો એછે કે, મલ્હારરાવને ગાદીપરથી ઉઠાડી મેલવાનો વીચાર, શું ગવરનર જનરેલનો ઘણી મુદતથી કીધેલો ઠરાવ નહીં હતો? જો તેમજ હતું, તો આ જાહેર તપાસ કરવાનો ફેસલો શા સારૂ કીધો? શું એમ કરવામાં મ્હોટી ભુલ નહીં હતી?

પ્યારી. હું તમને બીલકુલ મળતો આવું છઉં કે મલ્હારરાવને પદભ્રષ્ટ કરવાનો ગવરનર જનરલનો ઘણા વખતનો વીચાર હતો. મલ્હારરાવની તદન અયોગ્યતા જોઈને તેને એમ કીધાવના બીજે કંઈ ચીરગ નહીં હતો. તેણે તો માત્ર ગાયકવાડને તેની બદચાલને સારૂ ગાદીપરથી ઉઠાડી મુકવાનો ઠરાવજ કીધો હતો અને આ વાત તેના જાહેરનામાં ઉપરથી સાફ માલમ પડેછે. ઇનસાફનું છેવટ ગમે તે આવતે તોપણ મલ્હારરાવનો બખતો લખાઈ ચુકો હતો. વળી એ તપાસ કરવામાં ભુલ હતી એવું મને હજુ લાગતું નથી. મલ્હારરાવે કરનલ ફેયરને ઝેહેર દેવાને કોશીશ કરેલી; તે બાબે ગવરનર જનરલની રૂબરૂ એવી મજબુત સાક્ષી હતી કે, તે ગુનાહ તેના ઉપર સાબીત થવાને જરા પણ શક રહેતો નહીં હતો અને જેણે કોઈએ એ મુકરદમાના બધાં કાગળ વાંચ્યા હશે તેઓને પણ એવજ વીચાર આવ્યો હશે. એ તપાસનું છેવટ શું આવશે તે બાબે લાર્ડ નાર્થબ્રુકના મનમાં જરા સંદેહ નહીં હતો તેથી તેણે મલ્હારરાવને પદભ્રષ્ટ કીધા પેહેલાં તેના ગુનાહની અઘોરતાથી હિંદુસ્થાનના લોકોને જાણીતા કરવા સારૂ તેણે આ તપાસ જાહેરમાં ખુલી રીતે કરવાનો હુકમ કીધો; અને દેશીઓ તરફ એના હંમેશ સારા વીચાર હતા તેની

men as Judges. The result is well known. The three native Commissioners exculpating the Gaekwar. I have no doubt the Governor General did not expect this. And if want of foresight of such a result is to be construed into a blunder, then I must admit that Lord Northbrook committed a blunder; but his blunder consisted, I opine, not in ordering the trial, but in appointing three native Commissioners.

JAYA. Oh! Oh! Pyari Babu, do you mean to say that the three Native Commissioners, two of whom are amongst the greatest princes in India, and the third the greatest native statesman, gave judgement against their convictions? Do you take them to be men of no principle?

PYARI. Not at all. That is not what I mean. I believe them to be honest men; but you know fellow feeling makes us wondrous kind. Indian princes sat in judgement of an Indian prince, and the result might have been anticipated. Indeed, an English newspaper—I think it was *Spectator*—said at the time of the appointment of the Commissioners, that Lord Northbrook had taken an extraordinary step in appointing three native princes.

PREM. You are all going on on the supposition that the so-called trial at Baroda was a judicial trial, the verdict of the Court being final, whereas it was not a trial at all. It was merely a Court of enquiry instituted by the Viceroy for the purpose of collecting information. His Excellency reserved in his own hands the power of passing the sentence. The

કુનમાં એ બે દેશી રાજાઓને અને એક રાજ્ય કારભારીને, ત્રણ અંગ્રેજ ઈનસાફદારો સાથે નેમ્યા. એતો ખરૂંછે કે, એ તપાસનું પરીણામ આવું નીકળશે એવું ગવરનર જનરલે કદી ધાર્યું નોતું અને કદાચ આ આગમ-બુદ્ધિની કોતાઇને તમે એક જાતની ભુલ કેહેતા હો, તો હું કબુલ કરૂં છઊં કે, લૉર્ડ નાર્થબ્રુકે ભુલ કીધી, પણ એની ભુલ મારા વીચાર પ્રમાણે આ તપાસ ચલાવવામાં નહીં, પણ ત્રણ નેટીવ કમીશનરો નેમવામાં હતી.

જયા. આહા! પ્યારી બાબુ, શું તમે એમ કેહેવા માગોછો કે, આ ત્રણ નેટીવ કમીશનરો, જેમાના બેતો મ્હોટા રાજા હતા અને ત્રીજો રાજ્યમંત્રી હતો, તેઓએ પોતાની આતરજામા ઉપરાંત ચુકાદો કીધો હશે? શું તમે તેઓને કંઈ ધારણ વગરનાં માણસ સમજોછો?

પ્યારી. ના. હું કંઈ તેમ કેહેતો નથી. હું તો તેઓને ભલાં માણસ સમજું છઊં. પણ તમે જાણોછો કે, આપણા લોકોમાં એક એકનું તાણી જવું અથવા ઠીક પીછોડો કરવો, એ કેહેવી સાધારણ વાતછે! હિંદુ રાજાનો, ઇનસાફ કરવાને હિંદુ રાજાઓ બીરાજ્યા. હવે તેનું પરીણામ સેહેજ કોઈ અટકળી શકે. વીલાયતના સ્પેક્ટેટર (Spectator) ન્યુસપેપરે તે વખતે લખ્યું હતું કે, લૉર્ડ નાર્થબ્રુકે આ ત્રણ નેટીવ કમીશનરો નેમવામાં એક ઘણુંજ અપભ્યપભ જેવું ઉગતું બારણુંછે.

પ્રેમ. તમે બધા ધારોછો કે, વરોદડામાં તજવીજ થઇ તે ઇનસાફ ખાતાનાં ધોરણ ઉપર થઈ, જેમાં કોરટનો ઠરાવ આખર નિકાલનો હોયછે; પણ તેમાંનું કંઈ નહીં હતું. આ કંઈ કેસ ઉપર મુકરદમો કરવામાં આવ્યો નહીં હતો. એતો વાઇસરોયે કેટલીક બાતમી મેળવવાના હેતુથી એક કોરટ તજવીજ કરવા સારૂ નેમી હતી. શિક્ષા કરવાનો

trial was misunderstood both here and in England,—indeed one of the London papers called it the "greatest state trial that India has seen." The fact is, it was no trial, but an enquiry.

આખ્તીયાર ગવરનર જેનરલે પોતાના કાબુમાં રાખ્યો હતો. આ તજવીજનો મુળ હેતુ અહીંયાં અને વિલાયતમાં ઉલટો સમજાયો હતો. વીલાયતના એક પેપરે તો એને "હિંદુસ્થાનનો મ્હોટો રાજદરબારી મુકરદમો" કહ્યો હતો. ખરૂં તો એ હતું કે, એ કંઈ મુકરદમો નહીં પણ તજવીજ હતી.

IMDAD. Considering all the circumstances of the case, I do not think that the slightest blame can attach to the Viceroy for what he has done.

ઈમદાદ. આ બધી બાબત ઉપર દરીયાફત કીધા પછી, મારી નજરમાં તો વાઈસરાયને આ કામમાં જરાપણ ઠપકો ઘટતો હોય એમ લાગતું નથી.

SYAMA. There is one matter in connection with the Baroda business which I do not understand. Suppose that Mulhar Rao is guilty; well let him be deposed, but what have his sons done? Is the Indian Government going to visit the sins of a man on his posterity?

શ્યામ. વડોદડાની ખટપટને લગતી એક બાબતની મને સમજ પડતી નથી. ધારો કે મલ્હારરાવ ગુનેગારછે. તો તેને ગાદીપરથી ઉઠાડી મેલો. પણ તેના છોકરાઓએ શું પાપ કીધું? શું હિંદુસ્થાનની સરકાર એક માણસનાં પાપી કરતુકોનો બદલો તેની આવતી ઓલાદને ભોગવવા માગેછે?

PYARI. I do not see any injustice in that course of procedure. As Mulhar Rao has proved himself incompetent to govern Baroda, the succession naturally reverts to the heirs of Palajee, the original founder of the Baroda state. In my opinion, it is the most natural thing in the world that, under circumstances, the widow of Khunderao should be asked to adopt a young prince as the future Gaekwar. *Bengal Magazine.*

પ્યારી. હું કંઈ એ કામમાં ગેરઈનસાફી જોતો નથી. વડોદડાનું રાજ ચલાવવાને મલ્હારરાવ નાલાયક ઠર્યો, ત્યારે સાધારણ રીતે એ રાજનો મુળ પાયો રચનાર પાલાજી, તેના વારસોને ગાદી મળવી જોઈયે. મારા વીચારમાં મુજબ તો ખંડેરાવની વિધવા રાણીને એક જુવાન છોકરો દતક તરીકે પસંદ કરી, તેને ગાદીનશીન કરવાને પરવાનગી આપી,—એ ઘણુંજ નેક કામ હતું.

---

## મુંબઈમાં ફ્રીઝિંગ ઓસપીટલની જરૂરીયાત.

(સાંધણ પુ० ૧ પાને ૧૩૮થી)

પૃથ્વિની સપાટીપરે વસનાર ઈનસાન માત્રના મઝહબનો કોલછે કે, માણસનો જન્મ એ ઈશ્વરની સર્વથી ઉમદામાં ઉમદા બક્ષીસ છે; અને એ વાત ઈનસાન સર્વ પ્રાણી ઉપર બધી બાબતમાં શ્રેષ્ઠતા ભોગવેછે તે ઉપરથી સાબીત થાયછે. હવે કેટલાક લોકો તેમાં મુખ્ય કરીને હિંદુઓમાં અસલથી ચાલતાં આવેલાં કેટલાં

બાંધનોથી છાની છુપીરીતે જન્મ પામેલાં બાળકોની હયાતી પ્રસીદ્ધ પાડી શકાતી નથી; અને તેઓને પોતાનો ગુનાહ છુપાવવાને ગરજ, ખાળકુવા વીગેરેની મદદ શોધવી પડેછે. આ ઘાતકી કામનો અટકાવ કરવાને આવી ઑસપીટલની આવશ્ય જરૂરછે અને હમને ઉમેદ છે કે, આપણા સખી શેઠીયાઓ જેઓએ પરોપકારપણાની ઉમદા નેમથી આટલાં બધાં અગત્યનાં કામો કીધાં છે તેઓ આ સર્વથી વધારે અગત ધરાવનાર બાબત ઉપર ઘટતું ધ્યાન આપશે અને એ ખોટ જલદીથી પુરશે.

યુરોપ જેવા સુધરેલા દેશમાં એવાં ખાતાંઓ ઇનસાનની જીંદગી ઉગારવામાં કેવાં ઉપયોગી થઈ પડ્યાં છે તે આ નીચે ટાંકી લીધેલો ઇટલીની ફાઉંડલીંગ ઑસપીટલનો એક નજરે જોનારે અહેવાલ આપ્યોછે તે વાંચવા ઉપરથી સમજાં પડશે.

ટાઇબર નદીના કીનારા ઉપર સેંટ એનજેલોના પુલ આગળ જે મ્હોટી અને ભભકાદાર ઈમારત આવેલીછે; અને જે સાન સ્પીરીટોની હૉસપીટાલને નામે ઓળખાયછે, તે પ્રાચીન વખતની ઘણીજ ઉપયોગી અને પરોપકારી ખાલીશાછે; અને તે એટલી તો સારી નેમ ધરાવેછે કે, તેની હયાતીથી કંઈ સેહેજસાજે બગાડો થતો હોય તો તેની કોઈ પરવા કરતું નથી. જેમ આપણામાંના કેટલાક વહેમીઓ માનેછે તે મુજબ મુએલાં માણસોનાં જીવ કાયમ રેહેતા હોય અને મનુષ્યનાં ફાની ખોળીયાં ત્યાગ કીધા પછી પણ તેઓ લૌકીક ખટપટમાં માથું ઘાલતા હોય, તો તેઓ જે દાહશાથી પોતાનાં ખોળીયાંમાંથી નીરાધાર છુટાં પડ્યા ત્યારપછી માણસ જાતની કળાકુશળતા અને શોધોમાં જે અખંડ સુધારો અને ઉમેરો થયો જાયછે તે જોઈ, તે જીવોથી જો ફરીને એકવાર આ પૃથ્વિ ઉપર મનુષ્યા દેહ ધારણ કરવાનું બની આવે તો તેમ કરવાને તેઓ કદી ચુકે નહીં.

આ મકાન ઘણુંજ ખુલાસે છે. તેમાં વચ્ચે એક મ્હોટો હૉલછે અને ચોગરદમ કાચની મ્હોટી બારીઓ મુકેલીછે. હવાની બરોબર આવજાવ થવા સારૂ ઉભણી ઘણી ઊંચી રાખવામાં આવીછે, અને ત્યાં જરાપણ બદબો નહીં દાખલ થાય તેને સારૂ પુરતી ચોકશી રાખીછે. જુદાજુદા મરજોને સારૂ નીરનીરાળા વૉર્ડો કીધેલા જોવામાં આવ્યા. એ વૉર્ડોમાં છોકરાંઓ ભેગાં થઈને બેઠાં હતાં, જે રીત હાલના વીચાર પ્રમાણે ખોટી ગણાયછે; કેમકે હેવું કેહેવામાં આવ્યુંછે કે, છોકરાંઓનું ટોળું ભેગું કરી રાખવાથી તેઓમાં મૃત્યુની સંખ્યા વધેછે. વળી જ્યારે છોકરાંઓ વૃદ્ધ આદમીઓની સંગાતે હોયછે ત્યારે તેઓ અરસપરસ રાજી ખુશી થાયછે. ત્યાં ઝોળીયાઓ ઉપર ઘણી સાફ ચાદરો પાથરી હતી અને દરેક ઉપર ત્રણત્રણ છોકરાં સુવાડ્યાં હતાં. એ ત્રણ છોકરાંની બરદાશ્ત લેવાને એક દાશી ત્યાં હાજર હતી. ઑસપીટલનો બધો કારોબાર કુંવારીકાઓના હાથમાંછે. તેઓ ઘણી માયાળુ અને રેહેમ દીલ બાળીછે એમાં શક નથી, પણ પોતાનાં બચ્ચાંને દુખી જોઈને માને જે સંતાપ થાયછે તથા તંદુરસ્ત જોઈને જે હરખ આવેછે તેથી તેઓ તદન અનજાણ હતી.

ઑસપીટલને લગતો એક કાબેલ ડાક્ટર રાખવામાં આવેછે; તેના હાથ નીચે દરરોજ બચ્ચાંનાં કેટલાંક મરણ નીપજેછે તે ઉપરથી તે બધાઈને તે બાબતમાં હોશીયારી મેળવતો જાયછે. દરરોજ બેથી ત્રણ છોકરાં ઑસપીટલમાં દાખલ થાયછે. છોકરાંઓ એક વરસના

થાયછે તેઓને બૅપટાઇઝ કરેછે ઇયાં નામ પ-માડેછે. હાલના રેવાજ પ્રમાણે એક ઓરત પોતાનું છોકરૂં ઓસપીટલમાં મુકી જઈ પાછળથી પોતે દાસી તરીકે રેહેવા માંગે તો તેમ થઈ શકેછે, પણ તેમ થયા પછી તેનાં હાથ તલે તેનાં પોતીકાં છોકરાંનીજ શંભાળ રાખવાનું કામ આવવું એતો તક ઉપર આધાર રાખેછે. હરેક તરેહની સગવડતા બચ્ચાંઓને અહિયાં આપ્યા છતાં પણ માની પરવરશી અને હીફાજતની ગેરહાજરીમાં ત્રણ મહીનાની અંદરનાં સેંકડે ૫૦ બચ્ચાં મરણ પામેછે.

પાલરમોમાં એક ફાઉંડલીંગ ઓસપીટલછે, જે તે જગોપર નજદીક ત્રણસો વરસ થયાં ઉભીછે. એનું કામ પણ રોમની ઓસપીટલની પરેમ ઘણી સારી રીતે ચાલેછે. આસપાસનાં ગામડાંની ઓરતો જેઓ બચ્ચાંની શંભાળને સારૂ નોકર રેહેછે તેઓને પેહેલા પંદર મહીના લગી ચાર પેની ઇયાને ૨ આના ૮ પૈ રોજ આપવામાં આવેછે અને ત્યાર બાદ તેમાં પણ ઘટાડો કરવામાં આવેછે. છોકરાઓ ૭ વરશના થાયછે ત્યારથી તે અઢાર વરશના થાય ત્યાંસુધી તેઓને બીજી અલાયધી જગોમાં રાખવામાં આવેછે; અને કુંવારી છોકરીઓને એકવીશ વરશની વય લગી ત્યાં રેહેવું પડેછે.

છોકરાઓને ઇસ્કોલમાં શીખવવા મોકલેછે. તેમાંથી જેઓ તીવ્ર બુદ્ધિના નીકળી આવેછે તેઓને ઉંચી કીસમનો વિદ્યાભ્યાસ કરાવેછે અને બાકીનાને ઓસપીટલમાં, ધોવા, સીવવા, ભરવા વીગેરેનું કામ સોંપેછે. ઇસ્કોલમાં ભણાવનાર શીક્ષકોએ નૉરમલ ક્લાસ લગી અભ્યાસ કીધેલો હોયછે. ત્યાં એક મ્હોટો ઓરડોછે તેમાં દર રવીવારે સહવારના દશથી બાર સુધી ભાઇબંધ ઓરતો એકઠી મળેછે. વળી એ જગોપર એક ઘણુંજ અગત્યનું કામ એ કરવાનું છેકે, પુખ્ત ઉમ્મરની છોકરીઓને સારૂ લાયક ધણીઓ શોધવા. ધણીએ પેહેલવેલું પોતાનું ગત્નું પરણેલી હાલતમાં રેહેવાનુંછે તે સાબીત કરવું જોઇયે; વળી તેની પાસે પોતાની લાયકી અને યોગ્યતાના બીજા જે કંઈ દસ્તાવેજ હોયછે તે છોકરીઓનાં વાલી પોતાની પાસે રાખેછે અને તે મકાનમાં પાછા આવતે રવીવારે દાખલ થવાને તેને એક કાર્ડ આપી વીદાય કરેછે; બીજે રવીવારે તે વખતસર હાજર થાયછે અને ત્યાં રાહા જોતો બેશેછે એટલામાં સઉથી ઉંચો દરજ્જો ધરાવનાર ઓરત એક છોકરીને લઇને ત્યાં આવેછે. સત્તરથી એકવીશ વરશની સેંકડો છોકરી હોય તેમાંથી જે ઉમ્મરે વડીલ હોય અને ઘરધંધાનું કામ કરવાને લાયક હોય તેને પેહેલ આપવામાં આવેછે. બન્ને જણાને એકએકની સામાં તાકીને જોવા શીવાય, કંઈ પણ ઇશારત કરવાની અથવા એક શબ્દ પણ ઉચ્ચરવાની પરવાનગી હોતી નથી. છોકરીના વાલીઓ સમજેછે કે, બોલવા કરતાં આંખના પલકારામાં એવા કામમાં વધારે તાકાત રહેલીછે. તેનેથી ભાશણ થઈ રહ્યું કે, પેલી નીઘેદાશ્તી રાખનાર ઓરત પેલાને પુછેછેકે, તું આ છોકરીને તારી બઇરી કરવાને રાજીછે? જો તે હા પાડેછે તો તેજ સવાલ છોકરીને પુછવામાં આવેછે અને તેની હા થઈ એટલે જેઓનાં લગન થયાં એમ ગણવામાં આવેછે. બાદ તેઓ આવતા રવીવાર લગી પાછાં છુટાં પડેછે. પેલો જુવાન શખસ પાછો મુકરર કરેલે દાહાડે પેલી છોકરીનાં વાલી પાસે આવેછે અને ત્યાં લગનનો કરાર સહી થાયછે અને દાહાડો મુકરર થાયછે.

(અધુરૂં)

# મીસાવડો.

OR

## THE MISCELLANY.

અંક ૨૭–પુ૦ ૩] મુંબઈ, માસ આગસ્ટ, સને ૧૮૭૫. [કીં૦ આના ૨.

### ક્લોરોફારમ.

એ ચીજ શું છે, એ શી રીતે શોધી કહાઈ, એ શા ઉપયોગમાં આવેછે, અને એને લગતી બીજી સઘળી બાબત જાણવી સઉ કોઈને જરૂર છે.

એ તો સઘળી આલમને ખબર છે કે, જર્રાહી એટલે વાઢકાપની વિદ્યામાં યુરોપીયન લોકો ઘણા કુશળ છે. જુવો એ લોકો તેમજ ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખીને એ વિદ્યામાં પ્રવિણ થએલા આપણા લોકો, વિદ્યાના જોરથી કેવાં કેવાં અજાયબ જેવાં કામો કરેછે. માણસના શરીરના હરએક ભાગમાં, પછી હાથ, પગ કિંવા કોઈ બીજા અવયવમાં દરદ થયું હોય, કે ત્યાં ઓસડની ટીકી લાગવી મુશ્કેલ, તે ભાગને એ લોકો, દરદીને જરાપણ નહીં લાગે એવી રીતે કાપી દુરસ્ત કરેછે, અને તે દુઃખીયારાનું દુઃખ ટળેછે. મુત્રાશયમાં એટલે ફુકાગામાં થયલી પથરીને જુજ વખતમાં કાપી બાહાર કાઢેછે, અને પેલા દરદીને તેના જન્મોજન્મનાં દુઃખમાંથી છોડવેછે. ગર્ભસ્થાનમાં તઈયાર થયલું બાળક કોઈ વખત કેટલીક અડચણને લીધે સ્વાભાવિક રસ્તેથી નિકળી શકતું નથી, અને તેથી બીચારી નિર્દોષ સ્ત્રિને ઘણું કષ્ટ ભોગવવું પડેછે. આ વખતે પણ એ લોકો પોતાની વિદ્યાનો કેવો ઉપયોગ કરેછે;—પેલા ગર્ભની જગોપર કાપ મુકેછે, અને તેમાંથી બાળકને, ઓરતને કંઈ પણ ઈજા લાગ્યા વગર કાઢેછે. આ અને એવાં બીજાં ભયંકર કામો એ વિદ્યાના જોરથી એ વિદ્યાની અંદર માહિતગારી ધરાવનારાઓ વગર અડચણે કરી શકેછે; પણ એ વિદ્યાની ફતેહ ઘણી ખરી ક્લોરોફારમના ઉપર અધાર રાખેછે. હાલના સઘળા ડાક્ટરો માણસના શરીરના હરેક ભાગને કાપતી વખતે તે માણસને એ ક્લોરોફારમ સુંઘાડે છે, એટલે તે માણસ બેહોશ થઈ જાયછે, અને તેથી કરીને તે લોકો પોતાના હથીયારનો ઉપયોગ ઘણી સેહેલાઈથી કરી શકેછે, અને વળી પેલા દરદી આદમીને કાંઈ તેથી જણાતું પણ નથી.

વીચાર કરો કે, કોઈ માણસના શરીર ઉપર કોઈ ડાક્ટર ક્લોરોફારમથી તેને બેહોશ કર્યા વગર પોતાનાં હથીયારનો ઉપયોગ કરે તો, તે માણસને કેટલું ઘભરાવવું પડે, અને કેટલું અકળાવવું પડે, અને તેના ઘભરાટ અને અકળાટની અંદર પેલા ડાક્ટરને પણ કેટલું સંભાળવું પડે. વળી એટલો અકળાટ ને ઘભરાટ હોવાને લીધે કામ બરાબર સુધરતું નથી; કેમકે, શાંતપણે જેવું કામ થાયછે તેવું ઝંટપમાં થતું નથી. ઝડપથી અને અકળાટથી કામ

કરવામાં પેલા માણસનો ધણી વખતે પ્રાણ પણ જાયછે. ઇતિહાસ ઉપરથી સાફ માલુમ પડેછે કે, આજ રીતે જ્યારે બેહોશ કરવાની કાંઈ ચીજ નહીં હતી, ત્યારે દરદી આદમીના રોગી ભાગને કાપતી વખતે તેઓ ચીસાચીસ પડતા હતા, જેથી કરીને ડાકટર પણ ઘણા ઘભરાતા હતા, અને જે માણસના શરીરના ભાગને કાપતા હતા, તે માણસને પણ ઘણી વખતે નુકસાન પોંહોંચતું હતું. આ સઘળી બીના ઉપરથી માલુમ પડેછે કે, આ કલોરોફારમ ચીજની કેટલી જરૂર છે.

અસલથી ડાકટરોના મનમાં એતો હતુંજ કે, એવી એક ચીજ શોધી કાઢવી કે, જેથી માણસ બેહોશ થાય, અને પોત-પોતાનું કામ કરવાને સેહેલ પડે, અને આજારી માણસને કાંઈ દુઃખ જણાય નહીં. જેમ એ વિદ્યાના જાણીતા હિંદુ, અને બીજા લોકો બેહોશ કરવાને જુદા જુદા ઉપાયો કામે લગાડતા હતા, તેમજ અંગ્રેજ લોકો પણ કરતા હતા. ઇસવી સનની શરૂઆતમાં પ્લીની ઇત્યાદી વિદ્વાનો એક ઝાડનું મૂળ દારૂમાં બોળીને જે માણસને કાપવું હોય તેને બેહોશ કરવાને આપતા હતા. વળી પ્લીની કેહેછે કે, ગુનેહગાર લોકો પોતાને કોરડાની શીક્ષા થતી હતી તેનાથી થતી વેદના ન જણાય તેને સારૂ "રેકો" છોડવાનો ધી દારૂમાં પલાળી પીતા હતા. હિંદુ લોકો ભાંગ અને મહાજન બેહોશ કરવાને ખવડાવતા હતા. આવી આવી તરેહના નજીવા ઉપાયો દરદી આદમીના રોગી ભાગને કાપતી વખત દુઃખ થોડું જણાય તેને સારૂ કામે લગાડતા હતા.

તેરમી સદીની આખરે મીસ્ટર જેમ્સ મુઅર નામના શખસે જે અવયવ કાપવાની હોય તે ભાગનાં જ્ઞાનતંતુઓને તાણી બાંધવાની યુક્તિ શોધી કાઢી કે, જેથી કરીને જ્ઞાનતંતુનું જોર અતીશે નિર્બળ થઈ જાય અને દુઃખ જણાય નહીં. "જાન હંટર" નામના કોઈ પ્રખ્યાત ડાકટરે સને ૧૭૮૪ માં એક આજારીના પગને કાપતી વખતે મીસ્ટર મુઅરને પોતાની શોધેલી યુક્તિનો ઉપયોગ કરવા દીધો હતો, અને તેથી કરીને આજારીને તેના દુઃખની વેદના ઘણી થોડી જણાઈ હતી.

ગઈ સદીની આખરે પ્રિસ્ટલી, બ્લેક; અને કેવેનડીશ એ નામના શખસોયે ઓક્સિજન અને બીજી ગ્યાસો એટલે હવાઓ શોધી કાઢી. સર હંફ્રીડેવીયે સને ૧૭૯૯ માં પોતાનું માથું ધસ્યું દુખતું હતું અને તેનો વીજડમદુષ ઉગતી વખતે જે દુઃખ થતું હતું તે લાફીંગ ગ્યાસ લીધાથી જતું રહ્યું; અને તેથી કરીને તેણે સઘળા લોકોને જાહેર કીધું કે, એ ગ્યાસ લીધાથી, દાંત ખેંચી કાઢતી વખતે થોડું લાગેછે.

સને ૧૮૪૪ માં હોરેસ વેલ્સના દાંતના ડાકટરે પોતાનો એક સડેલો દાંત કઢાવતી વખતે નાઇટ્રસ આક્સાઇડ ગ્યાસ સુંધી હતી તેથી તેને ઓછું દુઃખ થયું હતું. એ તેથી કરીને તેજ વરસના મહીનામાં બોસ્ટન ગયો, અને ત્યાંની વઇદક શાળામાં જઈને ગ્યાસની જાહેર અજમાયશ કીધી; પણ તેમ કરવામાં કંઈ ભુલને લીધે અજમાયશ સારી રીતે બની નહીં, અને તેને લોકોએ હસી કાઢયો. આ મોહોટી સભામાં તેને અપમાન પોંહોંચ્યું, તેથી તે બીમાર પડયો, અને દાંતના ડાક્ટરનું કામ છોડી દીધું. સારો થયા પછી બીજા બીજા ધંધા કરવા લાગ્યો. તેની મન શક્તિ હળવે હળવે ઓછી થવા લાગી, અને આખરે જાન્યુઆરી મહીનામાં તેણે આપઘાત કીધો. જુવો વિદ્વાન લોકોનું કેવી તરેહનું મન હોયછે. તેઓ ફક્ત પોતાની એકજ

અજમાયશોમાં નિષ્ફળ થાય તો, તેઓને કેવાં માઠાં પરિણામો ભોગવવાં પડેછે, અને કેટલીક વખતે તો શરમને માટે તેઓને પોતાનો પ્રાણ પણ ખોવો પડેછે. આપણામાં વિદ્વાનોની બુજ જાણનાર, અથવા તેને આસરો આપનાર હજારમાં ભાગ્યેજ એક હશે.

બોસ્ટનની વઈદક શાળામાં એણે જે અજમાયશ કીધી તેથી એની જીંદગી એને ખોની પડી, તોપણ તે અજમાયશ કંઈ ઉપયોગ વગરની થઈ નહીં પડી. મોર્ટન નામનો એક શખસ જે કે એનો ભાગીઓ હતો, અને વળી એનાજ હાથ નીચે શીખેલો હતો તે બોસ્ટનમાં રહ્યો, અને ત્યાં ડાકટર જાકસનના હાથ તળે વૈદક શાસ્ત્ર અને રસાયન શાસ્ત્રોનો અભ્યાસ તેણે કીધો, અને દન્ત વૈદ્ય એટલે દાંતના ડાકટરનું કામ કરવા લાગ્યો. એજ શખસ હોરેશ વેલ્સને બોસ્ટનની વૈદક શાળામાં લઈ ગયો હતો, અને તેની અજમાયશમાં નહીં ફતેહ મળ્યાથી જે હાંસી થઈ હતી, તેથી એને પણ થોડું ઘણું અપમાન પોહોંચ્યું હતું, અને તેથી કરીને દાંત વગર ઈજા થવે કાઢવાની યુક્તિ શોધવા પછવાડે એનું મન લાગેલું હતું. આ કારણસર જાકસન, અને એ બન્ને જણ એજ બાબત ઉપર વાત કરતા હતા, અને તે ઉપરથી મોર્ટનને એટલું માલુમ પડ્યું હતું કે, દુખતા દાંતને કલોરીક ઈથિર લગાડ્યું હોયતો દુઃખ નરમ પડેછે. (અપૂર્ણ)

## ખોરાક તથા તે જે જે વસ્તુઓની મેળવણીથી બનેલો છે તે વિશે.

(સાંધણ પાને ૧૯ થી.)

ખોરાકની બીજી નિર્જીવ વસ્તુ કૉમન સૉલ્ટ એટલે નિમક છે. તે શરીરના સઘળા ભાગમાં રહેલું છે. પાણીમાં પણ તે હોયછે, અને તેના વગર શરીરનું પોશણ બરોબર થઈ શકતું નથી. તે શરીરના જુદા જુદા નક્કર તથા પ્રવાહીઓમાં નીચે લખેલાં પ્રમાણમાં હોયછે.

દર ૧૦૦૦ ભાગમાં નિમકનું પ્રમાણ.

| | |
|---|---|
| મસલ્સ એટલે પેશી | ૨· |
| બોન્સ એટલે અસ્થિ. | ૨·૫ |
| કારટીલેજ | ૨·૮ |
| દુધ | ૧· |
| સલાઈવા એટલે થુંક | ૧·૫ |
| બાઈલ એટલે પિત્ત | ૩·૫ |
| બ્લડ એટલે લોહી | ૪·૫ |
| મ્યુકસ | ૬· |

પાણી વજોગે બીજા બધા નિર્જીવ પદાર્થમાં જેટલું નિમક હોયછે તેના કરતાં તે લોહીમાં વધારેછે.

ઘણી જાતના ખોરાકમાં નિમક એક જરૂરની વસ્તુછે એટલુંજ નહીં, પણ ખોરાકની કેટલીક વસ્તુ ખાવાને આપણી રૂચી વધારવાને સારૂ આપણે તેને ઉપર લઈને ખાઈએ છઈયે. આપણને ખોરાકમાં નિમક લેવાની ગરજ થાયછે તે ગોયા સ્વભાવિક છે. નીચા વર્ગનાં પ્રાણીઓને પણ તેઓનું પોશણ બરોબર રીતે પુરૂં પાડવામાં એ નિમક મ્હોટી અગતની વસ્તુ છે. ખેડુતો પોતાનાં જાનવરો, ઘોડા, બળદ, ઘેટાં વીગેરેને નિમક આપેછે; અને અનુભવ, ઉપરથી માલુમ પડેલું છે કે, જે જાનવરો ફક્ત ઘાસ, દાણા અને બીજી વનસ્પતિ ઉપર આધાર રાખેછે, તેનાં કરતાં આ બધી ચીજ સાથે અમુક પ્રમાણમાં નિમક મેળવીને જે જાનવરોને દરરોજ આપવામાં આવેછે તેઓ વધારે સુખાકારી અને સારી હાલતમાં રહી શકેછે.

નિમક પાચન રસોને કામ કરવામાં ઉશ્કેરણી આપેછે તથા ખોરાકને પિગળાવવામાં મદદ કરેછે. ખોરાક ગમે તેવો પોશાણ કરતા હોયછે પણ તે સ્વાદદાર બનેલો હોતો નથી તો તે મુશ્કેલીથી પાચન થઈ શકેછે. પણ જો તેને સારી રીતે પકાવીને લેહેજતદાર બનાવીયે તથા નિમક અને બીજા મસાલા તેમાં નાખી નઈચાર કરીયે છઈયે તો તે થુંક અને જઠરરસને ઉશ્કેરણી આપેછે અને તેમ થવાથી આપણી પાચન ક્રિયાને મ્હોટી મદદ મળેછે. આ પ્રમાણે નિમક આંતરડાંમાંથી લોહીની નળીયોમાં ચુંસાઈ જઈ શરીરના જુદાજુદા ટીશ્યુઓમાં રેહેછે. આખરે તે મ્યુકસ, પરસેવા અને બીજા પ્રવાહીયોની મારફતે શરીરની બાહાર નીકળી જાયછે.

નિમકથી ઉતરતે દરજ્જે ખોરાકની ઘણી અગતની વસ્તુ તે લાઈમછે. સર્વ કોઈને માલમ છેકે, આ પદાર્થ હાડકામાં ઘણો હોયછે. હાડકાંનાં કરતાં વળી દાંતમાં વધારેછે અને થોડાં પ્રમાણમાં શરીરના પ્રવાહીઓમાં તથા ટીશ્યુઓમાં તેછે. તે એ જુદીજુદી મેળવણીના આકારમાં રેહેછે અને તે મગ્નેશીને ફૉસિફેટ અવ લાઈમ અને કોરબોનેટ અવ લાઈમ કરીને કેહેછે.

આમાંનો પેહેલો પુશકળ હોયછે અને તેનું પ્રમાણ આ નીચેના કોઠા ઉપરથી સમ-

લાઈમ, લોહી, મજ્જાહીમળ વીગેરેમાં પ્રવાહી રૂપમાંછે, અને આ પ્રવાહીઓના પાણીના ભાગમાં તે પિગળીને રહેલોછે. હાડકાંમાં, દાંતમાં, કારટીલેજીસમાં અને બીજા મજબુત ટીશ્યુઓમાં એ કઠણ હાલતમાં રહેલોછે, તથા તેઓનાં એનીમલ મેટર્સની સાથે અચ્છી રીતે ચુસ્ત મળીને રહેલોછે. ટીશ્યુઓની કઠણાસ રાખવામાં એ મ્હોટી અગત ધરાવેછે. દાંતનાં ઈનેમલનો નજદીક સઘળો ભાગ ફૉસિફેટ તથા કોરબોનેટ અવ લાઈમ છે, અને તે ઘણોજ મજબુત હોવાથી ખોરાકની ઘણી કઠણ વસ્તુઓનો ચુરો કરી નાખેછે. દાંતના બાકીના ભાગને આઈવરી કેહેછે; અને તેમાં ચુનાનો ભાગ જુજછે. હાડકાંમાં તેનાં વજનના અરધા કરતાં પણ વધારે ચુનો રહેલોછે.

હાડકાંની મજબુતાઈ ચુના વડેછે; અને તેમાં તેની ખરેખરી અગત છે તે જોવી હોય તો તેમાંથી ચુનો કાઢી લઈને પછી હાડકાંને તપાસી જુવો. કોઈપણ હિપિટિથને આજે વખત પાણી અને મ્યુરીઆટીક આસિડની મેળવણીમાં ડુબાવી રાખીયે તો હાડકાં માંહેલો ચુનો સઘળો પિગળી જશે અને હાડકું પોતાની મજબુતાઈ ખોઈ દેશે; અને તે એટલે દરજ્જે કે, તમે તેને મરડો તો તે ભાંગી જવાને બદલે એટલું મુલાયમ થશે કે, તમે તેનો ગાંઠ વાળવા માગશો તો તે પણ વળશે.

જુદીજુદી જાતના ખોરાકમાં ચુનો જોઈયે તેટલો રેહેછે, અને ઘણું કરીને ગોશામાં, દુધમાં તથા અનાજમાં તે ખાખસુસન હોયછે.

(અધુરૂં.)

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૨૫ થી)

આવી રીતે હેસ્ટિંગ્સે પોતાંની હિંમાયતી ચુંટી કાહડવામાં મ્હોટી ભુલ કીધી હતી છતાં આ મામલાનું વલણ હેની તરફેનમાં દીસતું હતું. રાજા હેની તરફ હતો; તેમજ વળી ઈસ્ટ ઈનડીયા કંપની અને તેના મેમ્બરો પણ હેની બાજુએ હતા. જાહેર માણસોમાં કેટલાક હેના દીલોજાન દોસ્તો હતા. અને તેઓમાંના બે મુખ્ય જેઓ આખા ગ્રેટબ્રીટનમાં તેઓની કાબીલીયતને સારૂ પંકાયલા હતા તેઓ લૉર્ડ મેન્સફીલ્ડ અને લૉર્ડ લેન્સડાઉન હતા. પ્રધાનો પણું કરીને એની તરફેનમાં હતા. લૉર્ડ ચૅનસેલર થરલો જે પોતાના મ્હોટા દરજ્જાથી અને બુદ્ધીબળથી સરકારી બાબતમાં ભારે મ્હોભો ધરાવતો હતો તેણે તો ભારે જોરથી હેસ્ટિંગ્સની તરફેન ખેંચી હતી. મી० પીટે હિંદુસ્થાનના રાજ કારોબારને લગતી ઘણી ખરી બાબતોને દોશ દીધો, પણ હેસ્ટિંગ્સની વિરૂદ્ધ એક શબ્દ પણ બોલવાને તેણે બહુ સાવચેતી રાખી હતી. તેણે મેજર સ્કોટને ખાનગી રીતે સમજાવ્યું કે, હેસ્ટિંગ્સ એક ઘણોજ ચમત્કારીક અને માહાન પુરૂશ છે અને તેણે જે મ્હોટાં ફાયદા કારક કામો કીધાંછે તેનો મટતો બદલો સરકારે વાળવાનો છે. એ જે માગે તે આપવામાં ફકત એકજ અડચણ નડતી હતી. હાઉસ અવ કૉમન્સનાં દફતરોમાં, હેસ્ટિંગ્સની રાજ્યનિતી ઉપર જાહેર રીતે દોશ મુકવામાં આવ્યો હતો તેની નોંધ મોજુદ હતી. તે ઠરાવ ખરે ગૈરવાજબી હતો; પણ જ્યાંસુધી તેને જાહેર રીતે રદ કરવામાં નહીં આવે ત્યાં સુધી પ્રધાનની શું તાકાત હતી કે, એને માન આપવાને સારૂ રાજાને ઈશ્રતમારા કરે. જો મેજર સ્કૉટના કહ્યા ઉપર ભરોસો રાખીયે તો પીટ તેની આગળ એવું બોલ્યો હતો કે, ફકત આટલાંજ કારણને લીધે હેસ્ટિંગ્સને આગીરી પદ્દી આંપવાને જે લોકોના હાથમાં તે અખ્તીયાર હતો તેઓ અચકાતા હતા. મી० ડનડાસ હેની સામે હતો; પણ તેની તરફથી કંઈ ભારે નુકસાનકારક પરીણામ નીપજવાની વકી રાખવું જેવું નહીં હતું.

આ ઉપરથી એટલું સાફ દેખાતું હતું કે, આ ભારે મ્હોભો ધરાવનાર પ્રધાન મંડળી તરફથી હેસ્ટિંગ્સને જોઈતો આસરો મળશે. પણ સામી બાજુવાળાઓમાંના કેટલાક મેમ્બરો પોતાની આબરૂ, દોલત, હોશીયારી અને શાબ્દ ચાતુરીયથી ભારે જોર ધરાવતા હતા; છતાં તેઓની સંખ્યા ઓછી હતી. વળી તેઓનો વીચાર આ માજી ગવરનર જનરલને બેહોરમત કરવાનાં ઘણાં જોખમ ભરેલાં કામમાં પડવાનો નહીં હતો. તે કામ કરવામાં લાંબો વખત જાય એટલુંજ નહીં; પણ તેમાં આગેવાન લોકોને ભારે શ્રમ વેઠવો પડે હેની તેઓને ખાતરી હતી. તે લોકો હેને કોરટમાં ઘસેડવાને બદલે હેની કુથલી કરવા પાછળ વધારે મંડયા હતા. તવારીખના સફાઓ ઉપર જે ઘણાજ ધીકારવા લાયક જુલમગારો થઈ ગયાછે તેઓની સાથે હેસ્ટિંગ્સનું નામ તેઓએ જોડી દીધું. બુર્કસ જેવા માંહાત પુરૂશો હેસ્ટિંગ્સની જાહેર તેમજ ખાનગી બાબતો ઉપર ભારે મેહેણાં મારવા માંડયાં. વીલાયતનાં પાદશાહી ઘરાંનાંને હેસ્ટિંગ્સે કેટલાક ઘણાજ અમુલ્ય હીરાની ભેટ કીધી હતી હેનો જે અફવા ચાલતી હતી તથા હાથી દાંતના એક ભારે કીમ્મતી અને નકશીદાર પલંગની ભેટ રાણીએ એને માન આપવા

ખેતર કબુલ કીધી હતી તે બાબતે ઉપર સામી બોરડુવાળાઓ તરફથી ભારે ચળવકાર થયા કરતી હતી. એક રંગીલા કવીયે પોતાનો વીચાર આપ્યો કે, લોહીથી નીગળતા રોહીલાસ, નંદકુમાર તરતો અને ચેતસીંગ ગંગાનદીમાં ઝંપલાવતો, એવી ધુમિહાકુની કલમથી ચીતરેલી તસ્વીરોથી હાઉસ આવ કોમન્સને સણગારવું જોઇયે. વળી બીજાયે પુછયું કે, હેવો ધાતુ તે કહ્યો છે કે, જેનાં કીરણોમાં ઘણાં કઠણ દીલની શાણીને એક ઉછાછળા આદમીના રસીક કરવાની શક્તી હોય. વળી ત્રીજાએ એવાજ પેન્યમાં, સેંટજેમ્સમાં મીસીસ હેસ્ટિંગ્સનો પાદશાહી દમદમામ હિંદુસ્થાનની બેગમો પાસે કઢાવેલાં જવાહેરો જે એનાં માથાં ઉપર એક આકાશગંગાની મીસાલે વીંટાઈ રહ્યાં હતાં તે તથા હેની ડોકમાં આનેલા હીરાઓ જેમાં હેની તરેહ તરેહનાં ગત પ્રકાશી રહ્યાં હતાં અને એનાં કાનનાં આભુશણો જેમાંથી હવે પછી શું સવાલો ઉઠવાના છે તેનો આભાસ મારતો હતો, તે બાબે કહી સંભળાવ્યું. આવી તરેહની સખત ટીકાઓ અને ઠપકો દેવાને મત પસાર થવાથી સામુપોરડુવાળાનો મ્હોટો ભાગ શાંત થયો હોત; પણ ફીલીપ ફ્રાન્સીસ અને એડમંડ બર્કનો જુસ્સો કંઈ એટલેથી નરમ પડ્યો નહીં.

ફ્રાન્સીસ તે વખતે તુરતજ હાઉસ આવ કામન્સમાં દાખલ થયો હતો અને તેણે પોતાનાં અનીપણાં તથા બુદ્ધિબળને સારૂ નામ મેળવ્યું હતું. તેનામાં બોલવાની છટા નહીં હતી એટલીજ માત્ર ખોડ હતી; પણ બાજે વખતે તેણે ભારે દબદબાથી અને મ્હોટા સુપાતાઓની મીસાલે જાહેર ભાષણો કીધાં હતાં. હેને પારલેમેંટમાં આવ્યાને ઘણા વરસ નહીં થયા એટલામાં એણે પોતની કંઈ ઇતિરાજી મેળવી, જે હેને ધરીમેધરીએ એ જે બોલતો તેમાં તોડી નાખતો હતો. આ બોઇરોકુકીમાં હાંપ્યા આરરાથી અથવા જગોના ફેરફારથી પણ કંઈ ઘટાડો થયો નહીં.

આ કામમાં બર્કની ઉલટ વળી એર જ્યાદા હતી, પણ તે ઘણી નેક હતી. જે માણસો હેની ઉત્તમ પ્રકારની બુદ્ધિ સમજી શકતા નહીં હતા તેઓ આ તર્ફ એણે જે દ્રઢતા અને સખતીથી કામ કીધું તેમાં હેનો પણો ખરાબ હેતુ હતો એમ કેહેતા હતા. પણ આમ કેહેવામાં તેઓ કંઈ ફાવ્યા નહીં. વળી કેટલા દાહાડા એવી વાત ચાલી હતી કે, હેને ખાનગી અદાવત હતી તેનું વેર વાળવાને એ આટલું બધું કરતો હતો, તે પણ હવે બંધ પડી ગઈ હતી. આ કામમાં બર્ક સામો થયો તે બાબે ઘણા વીચારો આપવામાં આવ્યા છે, પણ ખરી વાતતો એછે કે, હેસ્ટિંગ્સે ભારે ગુનાહનાં કામો કીધાં તે જોઈ બર્કનો પીત્તો ઉકળી આવ્યો. હેનામાં ક્લાર્કસન અને બીજા કેટલાક નામાંકીત પુરૂશોની માફક જે લોકોના ઉપર જુલમ ગુજરે તે લોકોના ઉપર બહુ દાઝ હતી અને ગેરઈનસાફી અને જુલમનો એ કટ્ટો શત્રુ હતો. આવા આમીરી ખવાશોમાં જેમજેમ ઈનસાનની વગ થતી જાયછે તેમતેમ કુદરની નીયમ પ્રમાણે તેમાં ઘટાડો થતો જાયછે; તોપણ એ આદમીને કંઈ થોડું માન ઘટતું નથી કે, એણે પોતાની જીંદગીનો મ્હોટો ભાગ, જે લોકો એનાથી જાતમાં, ધરમમાં, બોલીમાં અને રીતભાતમાં તદન જુદા હતા તેઓની સેવામાં ભારે શ્રમ લઈને ગાળ્યો અને જેના બદલામાં એ તે લોકો તરફથી કંઈ બદલો, શાબાશી અથવા આભારની જરાપણ ઉમેદ રાખતો નહીં હતો. (અધુરૂં.)

## દિલ પસંદ રમુજી વાત.

(AMUSING LIGHT READING.)

(સાંધણુ પાને ૯ થી.)

### પેહેલો વજીર નાદરશાહને કેહેછે.

એક શેહેરમાં એક સોદાગર રેહેતો હતો, તેની પાસે બેસુમાર દોલત હતી. તેની ઓરત ઘણી ખુબસુરત હતી. તે બંનોને એક બીજા ઉપર ઘણો પ્યાર હતો. લોકો તેઓની તારીફ કરતા હતા કે, આ જોડું પરમેશ્વરે સરખે સરખું મેળવ્યુંછે. તેઓ પોતાનો વખત રંગરાગ અને એશઆરામમાં ગુજારતા હતા. સોદાગર પોતાની ઓરત ઉપર તેની નેક ચાલને સારૂ ઘણો ભરોસો રાખતો હતો. તેમ ઓરત પોતાના ધણીને પરમેશ્વર જેવો ગણી એક નેષ્ટાએ તેની સેવા કરતી અને પવિત્રપણાથી ચાલના શીવાય બીજી કોઈ વાત ઉપર ધ્યાન દેતી નોતી. તેનાં વખાણ તે શેહેરના એક અમીરના કાન ઉપર પડવાથી તે ઓરતને એકવાર જોવી એવો તેને વીચાર આવ્યો. તેણે તે ઓરતના ધણી સાથે દોસ્તી કીધી અને ધીમેધીમે તેને ઘેર જવાઆવાનો રસ્તો કીધો. એક દીવસે તે ઓરત અમીરની નજરે પડી. તેજ વખત તેના મનમાં તેની મુલાકાત કરવી એવું આવ્યું. તેણે એક કુટણીને તેડાવી મંગાવી અને તેને માન આપી પોતાની પાસે બેસાડી. તેને કહ્યું કે, તારા સરખું એક કામછે અને તું ચાહેતો તે કરે એવો મને પક્કો ભરોસોછે. તેણે જવાબ દીધો કે, જે કામ આપ ફરમાવશો તે બરાબર બજા લાવીશ. અમીરે તેને કહ્યું કે, આપણાં શેહેરના સોદાગરની ઓરતને હર તદબીરે તું તેડી લાવ. તેણે ઉતર આપ્યો કે, જો કામ થયું એમ તમારે સમજવું. એવું કહી તેજ વખત તે સોદાગરને ઘેર તરેતરેનો મેવો મીઠાઈ લઈને ગઈ, અને તે સઘળો તે ઓરતને નજર કીધો. બાદ જાણે લાંબી મુદતની પોછાન હોય તે પરમાણે તેની સાથે વાતો કરવા લાગી. આ મુજબ તેણે તેની પાસે દરરોજ જવાઆવાનો અને તોફારીક વસ્તુ લઈજઈ નજર કરવાનો ચાવરો કીધો. ક્યારે તેની સાથે ઘાડી પ્રિત થઈ ત્યારે તેણે તેને સમજાવી કે, તારે ઘેર એક અમીર આવેછે તે તારાપર આશક થયોછે. અગર તું તેને મળશે નહીં તો તે પોતાનો જાન તારા ઉપર ફીદા કરશે. તારે તેને એક વાર મળવું જોઇએ. એક લાડવાથી પેટ ભરાતું નથી પણ બે લાડવાથી સારી પઠેમ તૃપ્તિ થાયછે. તું ચતુરછે અને પરપુરૂશ સાથે પ્રિત કરવી એ કામ ચતુર ઓરતનુંજછે. માટે વીચાર કર. કેહેવતછે કે, પોપટ કાગડા પાસે રેહેવાથી કાગડાની બોલી શીખેછે, તેમજ કુસંગથી સદગુણીમાં દુરગુણ અસર કરેછે. આ નેકજાત ઓરતની બુધ્ધિ કુટણીની ખરાબ સંગતથી ફરી. તેણે તેને જવાબ દીધો કે, તું અમીરને તેડી લાવજે. કુટણી આ જવાબથી ખુશ થઇ, અમીર પાસે ગઈ, અને સઘળી હકીકત તેને માંડીને કહી. અમીર વખત જોઈને સોદાગરને ઘેર ગયો; અને તેની ઓરતની મુલાકાત આરામ ચેનથી કીધી. બાદ બંનેની મુલાકાત રોજ થવા લાગી. આજુબાજુના લોકોમાં એ વાત ચરચાવાથી તેઓ તાજુબ થયા અને બોલવા લાગ્યા કે, આવી સાધવી ઓરતનું મન કોણ જાણે કેમ ફરી ગયું, અને વ્યભીચારી થઈ ગઈ. એનું પાપ ભરાશે ત્યારે એની મેળે એ મારી જશે. આ વાત સોદાગરની ઓરતના કાન ઉપર આવાથી તેને વીચાર આવ્યો કે, મારો ખાવીંદ આ વાત સાંભળશે તો બેશક મારો જીવ લેશે; માટે તેનો કંઈ

ઈલાજ તો કરવો જોઈએ. તેણે કુટણીની માર- ફતે અમીરને ખબર કરાવી કે, જ્યારે હું બોલાવું ત્યારે તારે ઘોડા ઉપર સ્વાર થઈને આવવું. આપણે શેહેરમાંથી નીકળી જઈશું એટલે બધા હાથ ઘસતા રેહેશે. એક દીવસે સોદાગર શીકાર કરવા ગયો. તે એક મૃગની પાછળ લાગવાથી ઘણો દુર નીકળી ગયો. તેને મારીને તે પાછો ફરયો તે વખત સાંહજ પડી ગઈ, અને તેને થાક પણ ઘણો લાગ્યો તેથી તે તેના સસરાનું ગામ નજદીક હતું ત્યાં ગયો. તેનાં સાસુ સસરો તેને જોઈને ખુશ થયાં, અને તેને પોતાનાં ઘરમાં આસાએશથી રાખ્યો. સોદાગરે અડધો શીકાર પોતાના સસરાને આપ્યો અને અડધો પોતાને ઘેર લઈજઈ ઓરત સાથે ખાવાને રાખ્યો. ખાનું તઈયાર થયા પછી સોદાગરને મેજપર બેસવાની તેના સસરાએ ઘણી આજીજી કીધી, પણ તે કબુલ થયો નહીં, અને એવો સબબ બતાવ્યો કે, આટલી મુદતમાં મારે આજેજ ઓરત સાથે જુદા ખાવાનો વખત આવ્યોછે તેથી તે ઘણી શોકાતુર હશે. તે મારૂં મુખ નહીં જુએ તો નહીં ખાય કે નહીં પાણી પીએ. આજે તેણે સઘળું તજ્યું હશે. તેને છોડીને ખાવું મારે હરામછે. માટે હું તો ખાવાનો નથી. છોકરી જમાઈની આવી ખરી પ્રિત જોઈ સસરો મનમાં ખુશ થયો ને ચુપ બેઠો.

સોદાગરની ઓરતે એક પોહોર રાત જતાં સુધી પોતાના ખાવીંદની રાહા જોઈ પણ તે કઈ આવ્યો નહીં. ત્યારે અમીરને ખબર આપી કે, સુખેથી ઘોડો લઈને મેહેલ નીચે આવે. અમીર ઘોડે બેસી આવ્યો ત્યારે તેને જોઈ ઓરતે વીચાર્યું કે, હું પણ ઘોડે બેસીને જઈશ તો લોકો કેહેશે કે, નીકળી ગઈ. વળી માબાપ જાણશે તો કેહેશે કે, કુળને લાજ લગાડી કાળું કીધું. વળી મારો ધણી જાણશે તો તે બાહાદુરછે તેથી હમારી પાછળ આવી હમને શોધી કાઢશે અને બંનેને ફના કરશે. વાસ્તે આ મેહેલને આગ લગાડી રવાને થાઉં તો સઘળા એમ સમજશે કે, તેમાં હું બળી મોઈ, તો પાછળથી કંઈ વાતનો સંતાપ રેહેશે નહીં. આખરે તેણે મેહેલમાં આગ લગાડી અને પોકાર મારવા લાગી એટલે લોકો દોડી આવ્યા. આગનું જોર વધી જવાથી ઘરમાં એક ડોસી હતી તેને લોકોએ ખેંચી કાઢી. આ ગરબડાટમાં ભીડ ઘણી થઈ એટલે પેલી ઓરત ત્યાંથી નીકળી, અમીર સાથે ઘોડા ઉપર સ્વાર થઈ, ચાલતી થઈ. બે પોહોર રાત ચાલ્યા બાદ એક શેહેર આવ્યું, ત્યાં જઈ એક ઘર ભાડે રાખી, તેમાં તેણે મુકામ કીધો.

બીજે દીવસે બામદાદમાં સોદાગર આવ્યો તેણે પોતાના મેહેલની જગો રાખના ઢગલા દીઠા. ત્યાં નજદીક ડોસી બેસીને રડતી હતી તેને તેણે પુછ્યું કે, અરે મા શું હકીકત ગુજરી, મારી પ્યારી માશુક ક્યાંછે. ત્યારે તે વધારે રડવા લાગી, અને બોલી કે, તે તો બળી મોઈ. આ બાત સાંભળી સોદાગર ઘણો નાખુશ થયો અને ઓરતનાં હાડકાં દફન કરવા સારૂ રાખના ઢગલામાં તેની તપાસ કરવા લાગ્યો; પણ હાડકાંની એક કટકી પણ તેને હાથ આવી નહીં. સોદાગર ઘણો હોશીયાર અને શાહો હતો તેથી તેણે વીચાર કરયો કે, તેની ઓરત કંઈ બળી મોઈ નથી. પણ તે તેની સાથે કંઈ ફરેબ રમી ગઈછે. પછી તે પોતાના દોસ્ત અમીરને ઘેર ગયો, તપાસ કરતાં ચાકરોથી માલમ પડ્યું કે, તે ગઈ રાતનાં ગયોછે તે હજુ પાછો આવ્યો નથી. તેજ વખત સોદાગરનાં મનમાં નિશ્ચે થયો કે, તેની ઓરતને તેજ કાઢી લઈ ગયોછે. સોદાગરે તે

લોકોને શોધી કાઢવા સારૂ ફકીરી અખ્તીયાર કીધી, અને ત્યાંથી તે નીકળ્યો. તે ફરતોફરતો એક ગામનાં તળાવ ઉપર આવી પોહોંચ્યો. થાક ખાવા સારૂ ત્યાં બેઠોછે એટલે અમીરનો ઘોડો પાણી પીવા તે જગોપર આવ્યો, તેને તેણે ઓળખ્યો. ઘોડો પાણી પીને ચાલ્યો એટલે પોતે તેની પાછળ પાછળ ગયો. ઘોડો જે ઘરમાં ગયો તે ઘરની બાહાર તે ઉભો. તે ઘરમાંથી એક છોકરી બાહાર આવી તેને તેણે પુછ્યું કે, ઘરમાં ઓરત શું કરેછે. તેણે ઉત્તર આપ્યો કે, ઓરત ખાવીંદ બંને બેઠાંછે. ફકીરે કહ્યું કે, ઓરતને જઈને ખબર આપો કે, બાહાર એક જોગી ઉભોછે તે તમને મળવા ચાહેછે. છોકરીએ જઈને તે મુજબ ઓરતને કહ્યું, તેવીજ તે બાહાર આવી. જોગી સાથે આંખે આંખ મળતાંજ તેણે ઓરતને કહ્યું કે, તું તો નેકજાત છે તે હું જાણું છઉં; પણ અમીર તને ભોળવીને લાવ્યોછે, વાસ્તે તું મુંગી મુંગી મારી સાથે આપણે ઘેર ચાલ. ઓરતે અમીરને જઈને કહ્યું કે, દુશમન આવી પોહોંચ્યોછે અને તેણે રંગમાં ભંગ કીધોછે. એ બળવાનછે અને દશ માણસને મારી શકે એવી એનામાં તાકાતછે. વાસ્તે આપણે એક પ્રપંચ રમવો જોઈયે. હું આગળથી જાઉં છઉં ને તું પાછળથી આવજે. એમ કહી ઓરત ઘોડે સ્વાર થઈ પાછલે દરવાજેથી રવાને થઈ.

આગલે દરવાજે ફકીર ઉભો હતો તેના મનમાં પાછલે દરવાજેથી ઓરત નાશી જશે એવો અંદેશો આવાથી તે પાછલે દરવાજે ગયો. તેણે ઓરતને ઘોડેસ્વાર થઈ, જતાં જોઈ. તેની બે બાજુએ બે ખીદમતગાર હતા અને તેઓ ઝડપથી ચાલ્યા જતા હતા. ફકીર તેની પાછળ દોડ્યો અને એક ચાકરને નીમચો મારી કતલ કીધો. તે જોઈ બીજો ચાકર નાસી ગયો. ફકીરે ઘોડો પાછો વાળ્યો અને થાક લાગવાથી એક ઝાડતળે મુકામ કીધો. તેનો દુશમન અમીર પાછળ આવી પોહોંચશે તેનો કંઈ વીચાર ન કરતાં તે નિદ્રાવશ થયો; એટલે અમીર આવી પોહોંચ્યો. ફકીરને ભર ઉંઘમાં જોઈ તેણે તરવાર મીયાનમાંથી કાઢી તેને મારવા દોડ્યો, તેવો ઓરતે તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે, એને મારી નાખવાથી એ કંઈ જાણશે નહીં. એને શોબાવી રીબાવીને મારવો જોઈયે. બાદ ફકીરના પગ બાંધ્યા અને ઉંધે માથે ઝાડ સાથે ટાંગ્યો અને ખુબ માર માર્યો. પછી ઓરત અમીરનાં ગળાં ઉપર હાથ નાખીને બેઠી અને શરાબ પીને બંને ખુબ મસ્ત થયાં, અને રંગ ભોગ કરવા લાગ્યાં. સોદાગરનું કલેજું તે જોઈને દાઝવા લાગ્યું અને તે પસ્તાવો કરવા લાગ્યો કે, હું ગાફેલ રેહેવાથી માર્યો ગયો. અમીર તથા ઓરત ઉપરા ઉપરી શરાબ પીવાથી બેહોશ થયાં, એટલે એક ઝેહેરી સાપ ઝાડ ઉપરથી ઉતરી સોદાગરનાં શરીરે લપટાઓ અને પોતાનું મોહું સોદાગરની સામાં કરી ડોલવા લાગ્યો. સોદાગર ગભરાયો કે, હવે મોત નજીક આવ્યું. ને તે ખુદાની બંદગી કરવા લાગ્યો કે, આ દુઃખ દુર કરનાર તુંજ એક ગરીબનવાજ છે. થોડી વારમાં તે સાપે તેને છોડ્યો, અને ઝાડ નીચે ઉતરી અમીર તથા ઓરત બેહોશ પડ્યાં હતાં તેની પાસે શરાબથી ભરેલો પ્યાલો હતો તેમાં મોહું ઘાલી તેની અંદર ઝેહેર મુક્યું, અને જે રસ્તેથી આવ્યો હતો તેજ રસ્તે પાછો વળ્યો. થોડીવારે અમીર જાગ્યો ને ઓરતને ભર ઉંઘમાં દીઠી, તેને કોણ ઉઠાડે એવો વીચાર કરી પેલો શરાબનો પ્યાલો પોતે એકલાએ પીધો. તેમાં ઝેહેર હતું તેથી તે પીતાં વારને તુરત તે મરણ પામ્યો. કેટે-

વત છે કે, ખાડો ખોદે તે પડે. જ્યારે ઓરતે જાગી ને અમીરને મરેલો દીઠો ત્યારે, તે ગુસ્સામાં આવી કે, દુશમન તો જાત સાથે બાંધેલો છે, ત્યારે એને મારનાર કોણ હશે અને હવે મારી શી વલે થશે, એવું વીચારી તેણે તરવાર મીયાનમાંથી કાઢી સોદાગરને મારવાનો હુમલો કીધો. તે વખત તે બીદી જબાંનથી બોલ્યો કે, તું નેકજાત ઓરત છે, તે હું જાણું છઊં, તારી કંઈ તકસીર નથી. અમીર તને ફોસલાવીને કાઢી લાવ્યો એ મારાં કમનસીબની વાત છે. ખુદા દરમીયાન રાખી કહું છઊં કે, હું તારા ઉપર દુશમની રાખનાર નથી. આવી સોદાગરની નરમાશ જોઈ, ઓરતને દયા આવી ને તેને ઝાડ સાથે બાંધ્યો હતો તે છોડયો. પછી બંને પોતાને ગામ આવ્યાં. સોદાગરે ઓરતને કંઈ નુકસાન કીધું નહીં, પણ મનમાં નિશ્ચે કીધો કે, ઓરત જાતનો કદી ભરોસો કરવો નહીં અને એની સાથે રેહેવું પણ દુરસ્ત નથી. - તેણે તેજ વખત ફકીરી અખ્તીઆર કીધી અને જંગલમાં ચાલ્યો ગયો.

પેહેલા વઝીરે આ વાત નાદરશાહને કેહી તે ઉપર તેણે કંઈ લક્ષ આપ્યું નહીં. ત્યારે બીજા વઝીરે કહ્યું કે, નાદરશાહ મારી વાત તું ધ્યાન દઈને સાંભળ. (અધુરૂં)

—∞◇∞—

## શેક શાદીનું જન્મ ચરિત્ર.

(સાંધણ પાને ૨૨ થી)

આ અને એવી કેટલીક બાબદો ઉપર પુર્વ તરફના લોકો જે એતકાદ મુકેછે તે ઉપરથી મોનશેર ડેર્બીમરી ઘણી વાજબી રીતે કેહેછે કે, તેઓ શેક શાદીને દંતકથા અથવા દાસ્તાન કરનાર નહિ માનતા હતા.

જામે ઘણી ચંગીશાઈથી કેહેછે, કોઈએક નીમાજી શખસે પોતાનો એતકાદ અને ઇબાદત શેકના કરતાં જ્યાદાછે તેવું જાહેરમાં કેહેવાને ના પાડી, તે ઉપરથી એક દાહાડો ખવાબમાં તેની નજરે બેહેશતના દરવાજા ખુલ્લા માલમ પડયા અને ફીરસ્તાઓને હાથમાં ચરાગો લઈને છેક જમીન તલગ હારોહાર ઉભેલા તેણે જોયા. તેણે પુછયું કે, આ બધી ધામધુમનું શું કારણ હશે? તેનો તેને જવાબ મળ્યો કે, શેકે એક બેહેત બનાવીછે તેની અંદર ખોદાની ખુબીની ઘણી તારીફ કીધીછે અને તે હકતાલાને એટલી તો પસંદ પડીછે કે, તેની ખુશાલીમાં બધા ફીરસ્તાઓ હાથમાં રોશની લઈને શાદીને મુબારકબાદી આપવા જાયછે. શેકે જે બેહેત જોડી હતી તેની મતલબ આ હતી :

હરીઆળાં ઝાડનું દરેક પાંદડું,
આ દુનિઆનું જ્ઞાન હાંસીલ કરવાને,
અકલમંદ આદમીની નજરમાં,
જાણે એક મોટો ભંડારછે.

આ પાક શખસ જેવો પોતાના ખવાબી ખ્યાલોમાંથી જાગી ઉઠયો, તેવો તે આ ખુશાલી ભરેલી ખબર શેકશાદીને કેહેવાને તેના મુકામ પર જવા નીકળ્યો. તે ત્યાં આવી પોહોંચ્યો અને જુવેછે તો શાદી પુર ખુશીખુશીમાં પડયો હતો અને પેલી બેહેત ગાઈ રહ્યો હતો.

ગુલીસતાંનમાં ઘણી બાબતોની નોંધો રાખીછે તે જોતા ઉપરથી માલમ પડેછે કે, રાજદરબારી અફાબરોમાં શેકને ઘણું માન મળતું હતું. આ માન અને મરતબો ફક્ત અતાબકની સલતનતના અમલમાંજ એને મળ્યું એમ નોતું, પણ હેની હયાતીની આખર લગી ઇરાનના મોગલ પાદશાહો પણ એને ઘટતું માન આપતા હતા. એક વખતે મલેક સમશુદ્દીન તાજી ગાઈના રાજમાં શીરાઝના કેટલાક લશકરી અમલદારોને સરકારી ખજાર

બજારમાં વેચવાને નેમ્યા હતા. તે વખતે ખજુરનો ભાવ ઘણો સસ્તો હતો; છતાં આ લોકોએ મોંઘીઓ અને બીજા લોકો ઉપર જુલમ કરીને ઘણે આકરે ભાવે તે વેચ્યું. આ ખરીદદારોમાંનો એકજણ શેકનો ભાઈ હતો; અને પાદશાહના મેહેલની પડોસમાં તેની દુકાન હતી. જેવી શેકને કાને આ જુલમની વાત પડી કે, તેણે તાબડતોબ આ નીચે હકિકી મતલબનો રૂકો કાવ્યમાં માલીક પાદશાહને લખી મોકલ્યો.

"હું ખાતરીથી કહું છઉં કે, મારા ભાઈની હાલતથી તું બીલકુલ અનજાણુછે. આખર દરેજનની મુફલીસીને લીધે તેનાં બદન ઉપર સાબીત ઇજાર પણ નથી. તોને તારાંમાનાં આદમીયોએ ઘણે મોંઘે ભાવે કેટલુંક ખજુર જબરદસ્તીથી આપ્યુંછે. આથી ઘાતકી કામ બીજું શું હોય વારૂ? આ ખજુર, ઉંટકાંઓ તેમજ પશુ પક્ષીઓ અને ગરીબ શુરબાંઓ પોતાની મરજી મુજબ ખાઈને ખલાસ કરશે તે શીવાય તેને વેચીને તેમાંથી નફો કાઢવો તો સાધારણ અકલથી દુરછે. તે જેને ગેહેસુલ એકઠી કરવાને નીમ્યોછે તે જાતનો ટકછે અને એનાથી નિર્દય બીજું કોણ હોય? ખુદાવંદ સાહેબ, મેં ટકે ઉપર લોકો એટલા તો ધુંભરાઈ રહ્યાછે કે, મને દેહેશત લાગેછે કે, કોઈએક દાહાડો તેનાં હાડકાંપાંસળાં અરધી તરેહ હલકાં થશે અને તે દરવાજામાંથી બાહાર નીકળવા પણ નહીં પામશે."

જ્યારે મલેક સમશુદીને આ ખત વાંચ્યું ત્યારે તે જરા મનમાં હસ્યો અને એકદમ હેવો હુકમ કીધો કે, જે લોકોને મોંઘે ભાવે ખજુર આપવામાં આવ્યુંછે તે લોકોએ તેની રૂબરૂમાં હાજર થવું. બધા ગાંધી અને પનાગીયાઓ પાદશાહની રૂબરૂમાં હાજર થયા. તેણે તેઓને આ બાબત શું છે તે વિશે પુછ્યું. તે સાંભળ્યા બાદ પાદશાહે પોતાના ખજાનચીને ફરમાવ્યું કે, દરેક શખસે જેટલા પૈસા લશ્કરી અમલદારના કેહેવા ઉપરથી આપ્યા હોય તેટલા તેને પાછા આપવા અને વળી એવડી ઈનાયત કીધી કે, જે લોકોએ પૈસા આપ્યા નથી તેઓને તે માફ કરવા. આટલું કીધા બાદ તે પોતે શેકશાદીની મુલાકાતે આવ્યો અને ઘણા આદાબથી શેકની માફ માગી અને તેની ઈબાદતની સાહેતા માગી તેને કહ્યું કે, એ શેક, મેં હેવો હુકમ કીધો છેકે, ખજુરના જેટલા કોથળા તારા ભાઈને આપવામાં આવ્યા હોય તેને પેટે એક બદામ પણ તેની પાસે લેવી નહીં; અને તારા ભાઈની આવી મોતાજ હાલત મારી જાણમાં આવી તેથી હું એક ન્હાની રકમ લાવ્યો છઉં, તે તું મેહેરબાની કરીને તેને આપશે હેવી હું ઉમેદ રાખું છઉં. તે સારી પેઠે વાકેફ હતો કે, શાદી પોતાના ઉપયોગને સારૂ કંઈપણ રાખનાર નથી, સબબ તેણે એક હજાર દીરહામ્સ જે પોતે લાવ્યો હતો, તેને ચુંબો કરી જમીન પર મુક્યા અને પોતે ત્યાંથી રૂકસત થયો. આ ઉપરથી ચોગરદમ વાત ફેલાઈ કે, શેકશાદીની ખાતરદારી કરવા સારૂ, મલેક સમશુદીને બધા લોકોને મફત ખજુર લઈ જવાને કુલ પરવાનગી આપીછે.

શાદી બીજા ઘણા મોહાન પુરૂષો સાથે વગવસીલો ધરાવતો હતો તેના ઘણા દાખલા મોજુદછે. એ પોતે લખેછે કે, "કાબાની હજ કરીને પાછા ફરતી વખતે હું દેહલીજમાં આવ્યો અને ત્યાંના શાગીર્દો, હકીમો અને પાક શખસો સાથે પીછાન કીધું અને ગુજર્ગી આદમીઓની તરફથી ઘણી ઈજ્જત પામ્યો. મેહેગુલના કારભારીઓ અલાઉદીન અને

બાકાં સમશુદીનની સાથે મને ઘણું પીછાન હોવાને લીધે હું તેઓને મળવાને ચાહતો હતો. એક દાહાડે હું એ અકાબરોને મળવા જવા નીકળ્યો અને જોઉં છઉં તો તેઓ પાદશાહની સંગાતે ઘોડા ઉપર સ્વાર થઈને શેર કરવા નીકળી પડયા હતા. તેઓને આવા દમદમામમાં જોઈ મેં એક બાજુએ ખસી જવાનો વીચાર કીધો; પણ તે લોકો ત્યાં તુરત આવી પોહોંચ્યા તેથી હું તેમ કરી શક્યો નહીં. હું તો વીચાર કરતોજ રહ્યો એટલામાં પેલા બે જણા ઘોડા ઉપરથી ઉતરી મારી તરફ આવવા લાગ્યા. જ્યારે તેઓ મારી નજદીક આવ્યા ત્યારે તેઓએ મારી તરફ ઘણો ભાવ બતાવ્યો અને મને આદરમાન આપી મારા હાથપગને ચુંબા લીધા. બાદ મને ઘણી ઇજ્જતથી કહ્યું કે, "હમને પેહેલાંથી ખબર કીધા વના તું હમારી તરફ આવવા નીકળશે હેવું હમે કદી ધારયું નોતું." જ્યારે સુલતાને આ સઘળું જોયું ત્યારે તેણે કહ્યું કે "સમશુદીન આટલાં બધાં વરશ થયાં મારી સાથે રેહેછે અને જાણેછે કે, હું આખી આલમનો પાદશાહ છઉં, છતાં એણે પેલા આદમી તરફ જેટલો ભાવ બતાવ્યો અને તેને માન આપું તેટલું એણે મને કદી આપ્યું નથી." બન્ને ભાઈઓ પાછા ફરયા અને પોતપોતાના ઘોડાપર સ્વાર થયા. બાદ સુલતાન, સમશુદીન પાસે આવી તેને પુછવા લાગ્યો કે, હેવો તે પેલો કોણ આદમી છે, તેને તેં આટલું બધું માન આપ્યું? તેણે કહ્યું કે, જાંહાપનાં, એતો હમારો વાલીદછે. સુલતાને કહ્યું કે, મેં તને એકથી વધારે વખતે તારા વાલીદને સારૂ પુછયું હતું, ત્યારે તે ગુજરી ગયોછે હેવો તેં હમેશ મને જવાબ આપ્યો હતો, ત્યારે આજે તે ક્યાંથી અહિંયાં આવી પોહોંચ્યો. તેણે જવાબ દીધો કે, પાદશાહ સલામત, એ હમારો શેઠછે અને હમારૂ મઝહબનો બાનીછે. એનું નામ અને કીર્તિ બેશક આપ બાનીદને રોશન હશે. એ શેકશાદીછે અને એનાં કામો આખી આલમમાં મશહુરછે. આ બનાવ બન્યાને થોડા દાહાડા થયા બાદ આ બન્ને ભાઈયોને બાદશાહ તરફથી હુકમ મળ્યો કે, તેઓએ મને પાદશાહની હુજુર લઈ જવો. તે લોકોની ખાતરને સારૂ હું ગયો અને પાદશાહની મુલાકાત લીધી; અને જેવો હું ત્યાંથી ઉઠવા જતો હતો તેવું તેણે મને કહ્યું કે, ઓ શેક; તું મને કાંઈ સલાહ આપ. મેં કહ્યું કે, "તું આ જાંહાનમાંથી સારાં અથવા બુરાં નામ શીવાય તારી સાથે બીજું કંઈપણ લઈ જઈ શકનાર નથી; અને એ બેમાંથી કહ્યું પસંદ કરવું એ તારા અખત્યારની વાતછે." આ બાબત વધારે ખુલાસા ભરેલી રીતે સમજાવવાને પાદશાહે મને ફરમાવ્યું તે ઉપરથી, આ નીચે લખેલી મતલબની બેહેત મેં તેને તુરત કહી સંભળાવી.

"જે પાદશાહ પોતાની રઈયતનાં કલ્યાણ તરફ સદા નીકેદાસ્તી રાખેછે અને એક ભરવાડ તરીકે તેઓની સંભાળ લેછે તેને ખોદા હમેશ ઝ્યાદા મેહેરબાન બક્ષો.

પણ જે પોતાની પ્રજાની સંભાળ નથી રાખતો તેને તેનું ધન એક રાખના ઢગલા બરોબર નીવડજો.

કેમકે જેટલું દ્રવ્ય તે ખુમાવેછે તે ગોધા મગ્લીમ લોકો પાસેથી એક આપદીત કર લીધા બરોબરછે."

આ સાંભળીને પાદશાહની આંખો આંસુથી ભરાઈ આવી અને તેણે શેકને ઉથલાવી ઉથલાવીને પુછયું કે, હું મારી રઈયતનો બરોબર રખેવાળ છઉં કે નહીં? અને દરેક વખતે મેં તેને જવાબ દીધો કે, જો તું ખરો રખેવા-

ળછે તો આ મેં બેહેત કહી તેનો પેહેલો ભાગ તને લાગુ પડશે; અને જો તું નથી તો તેનો બીજો ભાગ તને લાગુ પડશે."

વળી શેઠે તેને આ નીચે ટાંકેલી મતલબની બેહેત કહી સંભળાવી:—

"પાદશાહ, એક અજ્ઞા તાલનો પડછાયો છે,
હવે પડછાયો જેમાંથી પડેછે, તે અસલ
ચીજની સાથે તણે બારે નીસબત
રાખવી જોઈયે.
એક નીચ ક્રીશામનો જીવ નેકી કરવાને
તદન નાલાયક છે,
જે ભીસાલ સમશેર એ કઈ પાદશાહ નથી.
આ જંહાનમાં જયે જે નેકી દેખાય છે,
તે પાદશાહની ખુબીની એક શાહાદત છે.
જે ઈનસાનનો દરેક ખાબ એક જાતની
બતા છે,
તેની તરફથી કોઈ રાજાને રાસ્તી સમજવાર
નથી."

આ ખાજા સમશુંદીને એક મરતબે શાદીના ઉપર પાંચ સવાલ લખી મોકલ્યા હતા. પેહેલો, જીન અને ઈનસાન એ બેમાં બેહેતર કોણછે? બીજો, મારો એક દુશમનછે તે મારી સાથે સુલેહ કરતો નથી, તારે મારે શું કરવું જોઈયે? ત્રીજો, મક્કાની હજ કરનાર આદમી જે નથી કરતો તેના કરતાં બેહેતરછે શું? ચોથો, શું અલીની ઓલાદનો આદમી, સાધારણ શખસ ઉપર બડાઈ ભોગવેછે વારૂ? પાંચમો, આ રૂકો લાવનાર શખસ શેકના ચીડીયાંનાં ગુજરને સારૂ પાંચશે દીનાર લાવ્યોછે તથા એની સાથે એક સીરબંધ મોકલવામાં આવ્યોછે તે મારો વાલીદ શેક મેહેરબાનીની રાહે કબુલ રાખશે? ઈસફાહાન પોંહોંચ્યા પેશતર આ કાસદે પોતાના મનમાં દરીયાફ્ત કીધો કે, ખોજા સાહેબ ઘડીબા ઘડી શેકના ઉપર સોનાંના ગઠ્ઠાને ગઠ્ઠા મોકલેછે પણ તે કઈ તે રાખતો નથી, માટે આ વખતે શેકનાં પખેરૂમાંનું હુંજ એક થઈ મારો હીસ્સો તેમાંથી અખતીયાર કરૂં. આ મુજબ વીચાર કરી તેણે એકસોને પચાશ દીનાર પેસી કોથળીમાંથી તફરાવ્યા અને ઈસફાહાનમાં એક સાહુકારને ત્યાં તે અનામત મુક્યા. બાદ પોતે શીરાઝ આવી પેલું ખત શેકને આપ્યું. શેકે તે વાંચ્યું, અને પોતાના મનમાં વીચાર્યું કે, આ કાસદે ઉચાપતનો કાંઈ ગુનાહ કીધો, પણ તેના મોહો ઉપર તો, તું હાલે આવજે હું આનો જવાબ લખી આપીશ, એટલુંજ કહી તેને રવાને કીધો. બીજે દાહાડે પેલો કાસદ આવ્યો તેને શેકે પોતાનો કાગળ સીલ કરીને આપ્યો. ખોજે સાહેબે આ કાગળ ઉખેળીને વાંચ્યો તેમાં આ મુજબ લખાણું હતું. "ખોદા મારા પ્યારા બેટાને લાંબી હયાતી બક્ષો અને એની અમીરી જીંદગાની ઈબાદત અને બેરાતનાં નેક કામોમાં ગાળવાને એને તાકાદ આપો. વળી શેકે એજ લખતમાં આ નીચેની મતલબની એક બેહેત ટાંકી હતી."—

"તે મને એક ઈજતદાર બક્ષીસ અને
જર મોકલ્યું છે,
ખોદા તારી દોલત જ્યાદા કરો અને તારા
દુશમનને તારા પગ નીચે ચાંપી લાવો.
જેટલા દીનાર તેં મોકલ્યા છે તેટલાં વરસ
તારી હયાતી કાયમ રોહો,
ઈશાને તારી ઉમર ચાણોને પચાસવરસાની થાઓ."

ખાજાએ આ ખત વાંચી, પોતાના નોકર ઉપર ઘણો ખફા થઈ જઈ કહ્યું, કે, એ એક કોડીના આદમી, તે આ પ્રમાણે શું કામ કીધું? તું એ બાકીનું જર ક્યાં લઈ ગયો? તે બોલ્યો કે, ખાજા સાહેબે આટલી બધી

મરતબે સોનાનો ઢગ શાદીને મોકલ્યા પણ તેણે કોઈ તેખતે તે રાખ્યા નહીં, તે ઉપરથી તેના મનમાં વીચાર આવ્યો કે, આપ સાહેબે જે અવેજ શેકના પંપેરૂઓના ગુજરાનને સારૂ મોકલ્યો હતો તેમાંથી હું શેકનું એક પંપેરૂ ખતી જઈને મારો હીસ્સો કાઢી સઉ અને તે મુજબ મે એકસોને પચાશ દીનાર લઈ લીધા. આ હકીકત સાંભળી ખાન સાહેબ ઘણા ખુસ્સે થયા અને પોતાના ભાઈ અલાઉદીનને બોલાવીને કહ્યું કે, તું આ ક્ષણે હોશીયાર થઈ જા અને હું આ ખત આપું છું તે લઈને તાબડતોબ શીરાઝ જઈ પોહોંચ. એ ખત તું ખાજા જલાલુદીનને આપજે; તે તને એક કોથળીમાં દશ હજાર દીનાર ભરીને આપશે તે તું શેક શાદીને નજર કરજે અને મારી તરફથી તેની માફ માગજે; કેમકે અમારા નોકરે જે મ્હોટી ભુલ કીધી છે, તેને સારૂ આપણે શેકની માફ માગવી સજાવર છે. ખાન સાહેબનો ભાઈ આ કામ બજાવવા સારૂ તુરત તઈયાર થઈ બાહાર નીકળી પડયો. જ્યારે તે શીરાઝ આવી પોહોંચ્યો ત્યારે ઈત્તેફાક હેવો બન્યો કે, ખાજા જલાલુદીન છ દાહાડા થયાંજ હક પેઈ ગયા હતા હેવી તેને ખબર મળી, સબબ પેલી હુંડી લઈને તે શેક પાસે ગયો અને તેને તે હવાલે કીધી. શેકે તે વાંચીને આ નીચેની મતલબની એક બેહેત ખાજા સમસુદીનને તેના જવાબમાં લખી મોકલી.

"પાદશાહત અને મલકનો મરતબો વધારનાર એવા જે તું મેહેસુલનો હાજર બાશી, તારે લાયક જારેલું ખત મને મળ્યું છે અને તેથી શાદીની દોલતનો મરતબો ઘણો દરજ્જે વધ્યો છે. પણ એથી જ્યાદા શાદીની સરફરાઝ કરી તેને સાતમાં આસમાન ઉપર ચઢાવવામાં હવે કઈ બાકી રહ્યું નથી. તે પુર સરદાર જલાલુદીન ખાનને શાદીની મુલાકાત લેવાને તકલીફ આપી, પણ કુદરતનો પેહેલો એના સીર ઉપર. જેમ ઈનસાન મોતના રીર ઉપરથી એક વખત દોડી, જયારે તે મોતથી ફરી વળવાથી, હકતાલાના ફરમાબરદારોની પરવરશી કરવાને, આ જાહાનમાં જલાલ કરી પાછો આવનાર નથી; અને તેને આવતી જાહાનમાં મળવાની ઉમેદ પણ મેં છોડી દીધી છે; કેમકે એક ફાની ઈનસાન તરીકે તેના આ જાહાનનાં માઠાં કરતુકોનો બદલો પાગવામાં તેને બાયેગે માથી તલાશ કરવાને અપકારા પણ મળી આવે.

જ્યારે આ જવાબ ખાનના હાથમાં આવ્યું અને તે તેણે વાંચ્યું ત્યારે તેણે તેના માણસોને ફરમાવ્યું કે, એક કોથળીમાં પચાશ હજાર દીનાર ભરી શેક શાદીને આપી આવે અને તેને કહેજે કે, તું મેહેરબાની કરીને એ કબુલ કર અને એ પૈસામાંથી શીરાઝમાં આવનાર મુસાફરોની ખાતર એક મુસાફરખાનું બાંધ. જ્યારે ખાજાનો કાગળ અને તેણે કસમો ખાધા હતા તે શેકે વાંચ્યા ત્યારે તેણે પેલી અનામતી કબુલ કીધી અને તે વડે એક મુસાફરખાનું બંધાવ્યું.

આ કામ કીધા બાદ શાદી થોડા દીવસ જીવ્યો, તે અરસામાં આબાખાન મરણ પામ્યો અને મરતી વખતે તેના વારસો અને ઠોકરાઓએ તેને ઘણો હેરાન કીધો તે સાંભળી શેક ઘણોજ ગમગીન થયો. જેમ હેનો જનમ દીવસ મુકરર નથી તેમજ એણે કહ્યે દાહાડે દેહ છોડી તે પણ જાણમાં નથી, પણ સને ૧૨૯૨ ના સપટેંબર, અકટોબર મહીનામાં એણે આ દુનિયામાંથી રૂકસત લીધી હોય એવો આસરો કાઢવામાં આવ્યો છે. શીરાઝથી થોડે દુર હેને દફનાવવામાં આવ્યો હતો અને

એની કબરની નજદીક વસનાર તેમજ ગામના લોકો દર બુધવારે ત્યાં કુલ ચઢાવવાને જાયછે.

એક શાહેર તરીકે શેક શાદી ઘણો મ્હોટો મરતબો ધરાવેછે કેટલાક એને ફીરદુશી, નીઝામી અને અનવારી, જેઓ આગલા વખતમાં ઈરાનમાં ઘણા પંકાયલા અને મશાહુર શાહેરો થઈ ગયાછે તેની પંગતીએ બેસાડેછે. પુર્વમાં એને "એક હજાર-સરોદનો બુલબુલ" કરીને કેહેછે, અને હેની કીતાબોને ઈરાનનું નીમકદાન કરીને કેહેછે. એણે અરબી અને ફારસીમાં ઘણીજ કીતાબો લખીછે. ફારસી ગઝલમાં તો એણે બધાઓને એક કોરણે બેસાડ્યા છે. એટલે લગી કેહેવામાં આવ્યુંછે કે, શાદીની હયાતીની પેશતર હેની એક પણ ગઝલ નહીં હતી કે જે ગઝલનાં નામને લાયક હોય.

એના બધા લખાણમાં સર્વથી પેહેલી જગો એક મતે ગુલીસતાનને આપવામાં આવીછે. આ કીતાબ હરદીલ અજીજછે અને પુર્વ તરફના લોકો તેને પડેછે એટલુંજ નહીં પણ તેમના ઘણા ભાગને તોંડેપર જબાન કરેછે અને તેઓમાં જે કાબેલ શખસો હોય છે તેઓ તો એમાંનાં ફકરાઓ ઘણે ઠેકાણે ટાંકી લેછે એની સાદી અને સેહેલી ઈબારત ઉપરાંત એમાં એ ખુબીછે કે, એમાં જુદી જુદી બાબતો સમાવેલી છે અને કેયાં કાવ્યમાં તો કેયાં ગાથામાં, એવી રીતે આખી કીતાબમાં અકલ અને ગંભીરતાના ઘણા અછા નમુના આપેલા છે.

એ આદમી કેવો કાબેલ હતો તેની શાહાદત એના લખાણ ઉપરથીજ મળી આવેછે; વળી તે ઉપરથી આપણને એટલું પણ માલમ પડેછે કે, એ ઘણોજ દીનદાર; દોસ્તીનો ખરો હક જાળવનાર, અને હમજાતી તરફ રેહેમ નજર રાખનાર માણસ હતો.

એણે ખુદા જે આપે તેમાં રાજી રેહેવું અને ઈલાહી હુકમને તાબે થવું તેની વાયેજ કીધી; એટલુંજ નહીં પણ પોતાની આખી જીંદગીમાં પોતે જે પ્રમાણે બોધ્યો તેજ પ્રમાણે ચાલ્યો પણ ખરો એ તવંગર થયો હોત, પણ ધન દોલતને એ ધીક્કારતો હતો અને જ્યારે એને તે બક્ષીશમાં મળતાં હતાં ત્યારે એ તેને ધરમ મારગે વાપરતો હતો. શાદી કઈ બીજા સુફીસોની પરેમ ધર્મી લોકો પાસે પૈસા કઢાવી તે વડે એશઆરામ અને મોજશોખ કરવાને રારજાયો નહીં હતો. હેની બુદ્ધી બધી રીતે નેક હતી.

---

## છોડવાઓ ઉપર કપુરની અસર.

છોડવાઓને ઉગાવવામાં, તેઓની જીંદગી લંબાવવામાં તથા તેઓનાં મુળ જમીનમાં બાઝવામાં કપુર એક અજાયબ તરેહનું કામ કરેછે. એક જાતની છોડવાને કપુરનાં પાણીમાં બોળીને પછી રોપ્યો તો તે જલદીથી ઉગવા લાગ્યો અને સાધારણ પાણીથી ઉગાવીને તે જેટલા દીવસ જીવતો હતો તેના કરતાં આમ કરવાથી તે વધારે દાહાડા ઉભો રહ્યો. એક છોડવાનાં પાનરાં ખરી જવા આવ્યાં હતાં તેને કપુરના રસમાં બોળ્યાથી તેમાં પાછી લીલાસ આવવા લાગી અને તે થોડીવાર રહી. એમ કેહેવામાં આવ્યું છેકે, અમુક પ્રમાણમાં અફીમ તથા શરાબ લેનાર લોકોના શરીરપર તે જેવી અસર કરેછે તેવીજ અસર છોડવાઓ ઉપર કપુર કરી શકેછે.

એક ફુલનાં છોડવાની ડાળખી લગભગ મરી જવા આવી હતી તેને કપુરના પાણીમાં મુકી કે તુરત તેમાં સારા ફેરફાર થતા દીસવા લાગ્યા અને તે તેવી હાલતમાં થોડો વખત લગી રહી.

સારી રીતે ઉછરેલા અને જીવતા છોડવાઓની કાપેલી ડાળીઓ ઉપર કપુર ઘણી અસર કરી શકેછે તે સાબીત થવા ઉપરથી એ વિદ્યામાં પ્રવીણ લોકોને એ ખ્યાલ આવ્યો કે, છોડવાઓનાં બીને જમીનમાં ગુળીયાં ઘાલવાની શક્તી પણ એની અંદર હોવી જોઈયે અને અજમાયશ ઉપર તેઓની આ ધારણા પણ ખરી પડી. આ અને એવા બીજા ઘણા દાખલા ઉપરથી સમજવામાં આવશે કે, છોડવાઓ અને તેઓનાં બી ઉપર કપુર હેવી તરેહની અસર કરેછે કે, જેથી આપણામાંના ઘણા લોકો, જેઓ ખેતીવાડીનો ધંધો કરેછે, તેઓ તદન અનજાણ છે.



## મુંબઈમાં ફાંઉંડલીંગ ઑસપીટલનો જરૂરીયાત.

(સાંધણ પાને ૩૨ થી.)

બાદ વીંટી, એરીંગ, લગનનો પોશાક વીગેરે લાવા પેલો શખસ પાદરી સાહેબની મારફતે પોતાની ધારેલી બાઈડીને તે ભેટ કરેછે. આ સઘળું બધાં આદમીઓની રૂબરૂમાં થાયછે કે રખેને કેપટાંની બીબીઓ કંઈ અઘટત ભરમાં મુકાય હોય. પરણવાનો પેહેલો કરાર થાયછે તે દાહાડાથી તે લગન થાયછે ત્યાંસુધી ફકત ત્રીવારને દાહાડે તેઓના ઉપરીની રૂબરૂ એક કલાક વાતચીત કરવાની પરવાનગી આપવામાં આવેછે. એક બીજાને જરાપણ સ્પર્શ થવા દેતા નથી. એવે વખતે તેઓ જે વાતચીત કરેછે તે લગનના પોશાક, ધણીની સંસારી હાલત તથા રેહેવાનું ઘર વીગેરે બાબતોપર હોયછે.

જો પેલો જુવાન માણસ તેને પેહેલી છોકરી બતાવવામાં આવી હોય તેને નાપસંદ કરેછે તો બીજી ત્રણ ચાર છોકરી તેને દેખાડવામાં આવેછે અને તે પણ તેને નથી ગમતી તો આખરે તેને ત્યાંથી વદાગ કરવામાં આવેછે. છોકરીને પણ પોતાનો ધણી પસંદ કરવાની કુલ પરવાનગીછે.

જ્યાંથી લગન થયાં કે, ઑસ્પીટલની રક્ષક બાઈયોનું કામ થઈ રહ્યું. પેલી છોકરીને પાછળથી દુખસુખ મળેછે કે શીતરે તે પોતાનો દીન ગુજારો કરેછે તેની તેઓ જરાપણ પરવા રાખતી નથી. ઘણા લોકોને હેવો સવાલ ઉઠેછે કે, આવી માંઠી હાલતમાં ઉછરેલી છોકરીને પરણનાર તેઓના જેવી સ્થિતી ભરાવનાર શીવાય બીજા કોણ શખસો હશે! પણ તેમ નથી. દર છોકરીની સાથે ૨૫૦ ફ્રેંકસની પેહેરામણી આપવામાં આવેછે તે એક મ્હોટી લાલચ થઈ પડીછે.

આવાં ઉપયોગી ખાતાંઓ હજારો કિમતી જાનની ખુવારી થતી અટકાવવાની જે મુખ્ય નેમ ધરાવેછે તે ઉપરાંત એને લાગતી આ અને બીજી સંસારી બાબતો જે મુકરર ધોરણ પર મુકવામાં આવીછે તેથી એવાં ખાતાંની જરૂરીયાત વિશે બોલનારને આધાર ટેકો મળેછે. લગનને લગતા ધારાયો પેરાક નકલ કરવા જોગછે અને ખાનગી કુટંબો એની બાબતમાં બાંધવા ધારા કરે તો તેથી કંઈ થોડા ફાયદા નહીં થાય.



# મીસાવડો.

OR

THE MISCELLANY.

અંક ૨૮—પુ૦ ૩]     મુંબઈ, માસ સપટેમ્બર, સને ૧૮૭૫.     [કીં૦ આના ૨.

## ઈરાનનો નામાંકીત શાહેર હાફીજ.

ઈરાનના તમામ કીતાબ રચનારોમાં, આખી આલમમાં મશહુર થયેલો શાહેર ફક્ત આ હાફીજ હતો. ફક્ત હેનાજ સરોદ એવા તારીફ કરવા લાયક હતા કે, તેની અસર એ શાહેરની જાતીવાળા ઉપરજ નહીં પણ આખાં ઈસલામ લોકો ઉપર થઈ હતી; તથા તેની ખુબી ખ્રીસ્તી લોકોને કાને પડી હતી. ઈરાનમાં બુદ્ધિમાન શાયરો ઘણા થઈ ગયાછે; તેમાંનો એક મુસનવી નામની કીતાબ રચનાર, જેણે ઈનસાનનાં અંતઃકરણની છેક ભીતર લગી આવાજ દાખલ કીધો હતો, પણ અગરજો હાફીજે તેમ કરવાને કોઈ દાહાડો ખાવાબમાં પણ ધારયું નહીં હતું છતાં જે કીર્તિ તેણે મેળવી છે તેનો દશમો ભાગપણ મુસનવીના રચનારને મળી નથી. હાફીજનું લખાણ હેવી ઢબનું છે કે, તે જાણે હેના હમવતનીઓની શફાકત ચાહાતો હોય. હેના ખ્યાલો સાધારણ બંદગાની અને તેની ફીલસોફી વધારવાને કોશીશ કરવાની મુળ મકસદ ધરાવેછે. અને તે સબબસર હેની શાહેરીઓ પૂર્વ તરફના બીજા શાહેરો કરતાં વધારે વખણાયલી છે. ઈરાનમાં અથવા હિંદુસ્થાનમાં કોઈપણ ઠેકાણે જ્યાં થોડી અથવા ઘણી ફારસી જાની કીતાબોનો સંગ્રહ કીધેલો હશે તેમાંથી આ શાહેરે લખેલી "દીવાન" નામની કીતાબ મળી આવ્યાવના નહીં રેહેશે. હેની કવિતાઓ ખોદાઈ સુખન તરીકે માનવામાં આવીછે અને તેમાંની ઘણી ખરી તો જાણે હરેક સાધારણ બાબત ઉપર ઈનસાનનાં મનમાં ઉઠતા સવાલોના જવાબોછે. દાખલાને સારૂ, નાદરશાહે અફગાનસ લોકોને ઈરાક અને ફાર્સમાંથી હાંકી કાઢયા, પણ આગરએ ઈન્ડિનના ઉત્તર પ્રાંત ટર્કસ લોકોને સ્વાધીન હતા. નાદરશાહનું લશ્કર ફતેહ પામ્યા બાદ પાછું ઘર તરફ વળવાને પાદશાહને સલાહ આપતું હતું; કેમકે પાદશાહને હજુ બીજી નવી ફતેહ મેળવવાનો ભારી લોભ હતો. આ તકે એણે હાફીજના દાનાઈ સુખનોની કીતાબ એ શાહેરની કબર આગળ ખોલી અને તે ખોલતાંવારને આ નીચે લખેલી મતલબની સતરો તેની નજરે પડીઃ—

> તારા નાદર, શરીફથી, હાફીજ, તેં ઈરાક
> અને ફારસપર ફતેહ મેળવી છે.
> હવે બગદાદ અને ટેબ્રીજનો વારો આવ્યોછે.

નાદરશાહ તુરત આ ફરમાનો બજા લાવ્યો અને બગદાદ અને ટેબ્રીજ તેણે સેહેજ વખતમાં અખ્તીયાર કીધાં. હાફીજની કવીતાઓની ખુબી એછે કે, તેથી ઈનસાનનું મન તુરત અને મજબુત રીતે ઉશ્કેરાયછે. હેની

પડેલી શેહલોનો ચીતાર તાબરતોબ પડેછે અને ઘણી વખતે એક સતર આખી રચનાની તસ્વીર થઈ પડેછે. હાફીજ ઘણા કરદ્ય મીજાસનો હતો છતાં હેનાં હમવખ્તીઓની તસ્વીરોના સંગ્રહમાં એ એક હુશાલ શખસ તરીકે દીપી નીકળયો હતો; અને એની શાહેરીઓ બાબે દરબારની બેપરવાઈ છતાં તેણે આખી ખલકની મંજુરીયત ભારે ઉજ્જ્વથી મેળવી હતી. સ્પાનીશ નાટકકાર કાલડરોનની મીસાલે એ હરઘડી જેવો વખત તેવું કામ કરતો હતો અને તેમ કરવાથી હેની હંમેશ તારીફ થતી હતી. હાફીજ એ ગોયા શેક્સપીયરના પાંચમા હેજીની મીસાલે હતો અને હેના સમકાળિકોને એ બાજે વખત આ મુજબ કેહેતો હતો:—

હું તમો સર્વેને બીછાનું છઊં, અને તમારી નવરાસના,
કામ વગરના ખ્યાલોને હું થોડીવાર સાંભળી રહું છઊં.

ઘણી વખતે સેહેજ નવરાસ અને ખુશ મીજાસમાં એ જે ગઝલ અથવા ટપ્પાઓ જોડી કાઢતો હતો તેઓ ખરે ઘણા ઉમદા હતા અને ઘણા લોકોનું ધ્યાન તેઓ ખેંચતા હતા. એક ઠેકાણે એ કેહેછે:—

"મોહોબતની રાહામાં, અકલનો દુરંદેશી કેટલે દરજ્જે પોહોંચેછે, તેનો મે કયાસ કીધો, તો તે ગોયા માહાસાગરની અંદર ઓસનાં એક ટીપાંની મીસાલે હતું."

આ શાહેરને લગતી કઈપણ બાબત ઉપર જન્મચરિત્ર લખનારો કંઈ અહેવાલ આપી શકતા નથી. ખરૂં જોતાં તો હેની જીંદગી ગોયા શેક્સપીયરને ઘણી ખરી મળતી આવેછે. શેક્સપીયરને લગતી કંઈ બે ત્રણ તારીખો અને એક બે બાબતો શીવાય બીજું જાસ્તી જાહેરમાં કોઈની જાણમાં આવ્યું નથી. હેની હયાતીમાં હેની ઘણી કીતાબો છપાંગાવના પડી રહી હતી અને તે સબબસર હેનાં મરણ પછી તેઓને છાપી પ્રગટ કરવામાં આવી હતી, પણ તે કામ હેવી ખરાબ રીતે કરવામાં આવ્યું હતું કે, પાછળના લોકોને તે બધું સુધારીને હેના મુળ બનાવનારની ઢબછબમાં મુકવાને હદથી જ્યાદા મેહેનત પડી હતી. આની મીસાલે હાફીજની હયાતી વિશે પણ ઘણું થોડું જાણવામાં આવ્યુંછે. શીરાજની નજદીક હેની કબર ઉપર જે હરફો કોતરેલાછે તે ઉપરથી એટલું કહી શકાયછે કે, એ ઈ. સ. ૧૩૮૮માં મરણ પામ્યો. હેના જનમદીવસની કોઈને ખબર નથી.

જેવી હેની પોતાની અવસ્થા હતી તેવીજ હેનાં લખાણની પણ હતી. હેની હયાતીમાં હેની રચેલી ગઝલો દર વખતે લખીને બાહાર પાડવામાં આવતી હતી, પણ એણે તેમાંની એકપણ છપાવી હોય હેવું દીસતું નથી. હેના જન્મચરિત્ર લખનારો કબુલ કરેછે કે હેની રચેલી સઘળી કવીતાઓ હેના મુવા પછી હેના દોસ્તોએ, હાલ જે કીતાબ "દીવાન" નામે ઓળખાયછે તેમાં સમાવી હતી.

શેક્સપીયરની માફક હાફીજની હયાતીને લગતી જાણવા લાયક બીના બાહાર પડી નથી; છતાં કેટલીક સંદેહ ભરેલી કાહાણીયો હેને લગતી બાહાર પડેલીછે, જે ઉપર ભાષેંગો પુરતો એતકાદ મુકવામાં આવે. તેમાંની સઉથી સરસ પેલા નામદાર તાઈમુરને લગતીછે. જ્યારે તાઈમુરે ૧૩૯૩માં શીરાઝ આરતગેન કીધું ત્યારે તેણે આ શાહેરને પોતાની રૂબરૂમાં બોલાવ્યો અને હેની એક ગઝલમાંથી એક સતર આ મતલબની "તારા ગાલ ઉપર કાળો તલછે તેને સારૂ હું તને સમરકંદ તથા બોખારા

આપોશ" હતી, તે તાઈમુરના વાંચવામાં આવી હતી તે ઉપરથી તેને પુછ્યું કે, મારી ઓલ ઓલાદથી ઉતરી આવેલાં વતનની બક્ષીશ કરવાને તને શી તરેહ હિમ્મત આવી. હાફીઝે જરાપણ હરખાવના બેધડક રીતે જવાબ દીધો કે, હાજી સાહેબ, મારાં હેવાં ઉડાઉપણાને લીધે તો હું આવી કંગાલ હાલતમાં આવી પડ્યો છઊં. આ હાજર જવાબ સાંભળી તાઈમુર ઘણો ખુશ થયો અને તેણે હાફીજને ભારે ઈનામ એકરામો આપવાનો હુકમ કીધો.

દખણના બાહામન રાજાઓની ફારીસ્તાની રચેલી તવારીખમાં એક અહેવાલ આ શાહેરને લગતો આપેલોછે તે વધારે માનવા લાયક છે. વજીરે હાફીજ ઉપર રાજાની તરફનું નજરાણું મોકલ્યું અને પોતે એક રૂક્કો લખી મોકલ્યો જેમાં હેતું વચન આપ્યું હતું કે, જો હાફીજ બાહામનની રાજધાની કુલબરગામાં આવી પોહોંચશે તો તેને ભારે બક્ષીસ મળશે તથા શીરાઝ પાછા વળતી વખતે તેની સાથે એક પેપીયો આપવામાં આવશે. હાફીજે આવી સારી શરતો જોઈને હિંદુસ્થાન તરફ આવવું કબુલ કીધું અને શીરાઝ છોડી તે સહી સલામત લાર શેહેર આગળ આવી પોંહોંચ્યો અને એ જગોપર હેના એક દોસ્તને ચોરોયે લુટી લીધો હતો તેને પોતાના જુજ પૈસામાંથી કંઈક મદદ કીધી. ત્યારથી ઓરમઝ જતાં એનો સંગાતે હેના બે દોસ્તો હતા જેઓ હિંદુસ્થાન જોવાને નીકળ્યા હતા, તે લોકોની સાથે એ એક વાહાણ જે દખણ દેશ તરફ હંકારવું હતું તેમાં સ્વાર થયો. હવે એ વાહાણનું લંગર બાયેંગે પુરૂં ઉઠાવ્યું હતું એટલામાં પવનનો એક જબરો સપાટો આવ્યો અને વાહાણ ડુબી જશે હેવી ધાસ્તી લાગવાથી તેને પાછું બંદરમાં લંગરવાર કીધું. હાફીજે વજીરના ઉપર એક ખત લખી પોતાના બે સાથીઓને તે આપ્યું, કેમકે તેને તોફાની દરીયો એટલો બધો ડરામણો લાગ્યો હતો કે, તેનામાં આગળ જવાની શક્તિ રહી હતી નહીં. આ બીનાનું બયાન ઘણી કીતાબોમાં આપવામાં આવ્યુંછે તે ઉપરથી એ જરા ભરોસો આપવા લાયક દીસેછે.



## હિંદુસ્થાનનો બીજો ગવરનર

### જનેરલ.

(સાંધણ પાને ૩૮ થી)

હિંદુસ્થાન વિશે બર્ક જેટલું જાણતો હતો તેટલું તો જે યુરોપીયનલોકો હિંદુસ્થાનમાં લાંબો વખત ગાળ્યો હતો તેઓમાંના ઘણા થોડાને માલમ હતું; અને જેઓયે યુરોપ છોડ્યુંજ નોતું તેઓ તો એના જેટલા વાકેફ હોયજ ક્યાંથી? એણે પૂર્વ તરફની તવારીખ, કાયદા કાનુનો અને રસમોનો ઘણી મેહેનત લઈને અભ્યાસ કીધો હતો. બીજા ઘણાઓએ એની બીસાલે મેહેનત કરી હિંદુસ્થાનને લગતી બાતનીએ એકઠી કીધી હશે; તોપણ બર્કે દરેક બાબતમાંથી પોતાની કાબીલીયતના જોરથી જે સાર ખેંચી કાઢ્યો હતો તે ખરે અજાયબ જેવું હતું. હિંદુસ્થાનને લગતી બાબતોનાં દફતરના ગાંસડાઓ ખોલીને વાંચવાને બીજા સઘળા કંટાળો ખાતા હતા ત્યારે એ હંમેશ તેઓને ખોળીને તેમાંથી કંઈ કામની વાત કાઢવાને ખંતી રેહેતો હતો અને કંઈ કંઈ કામની બાબતો તેમાંથી એને મળી આવતી હતી પણ ખરી. એની મનશક્તિ એવીતો ઉત્તમ પ્રકારની હતી કે, ભૂત અને ભવિશ્યકાળ તેમજ દુર

દેશમાં શું વાજબી અને શું ગેરવાજબી કામો થતાં હતાં તે એ જાણી શકતો હતો. કેટલાક અંગ્રેજ લોકોને મન તો હિંદુસ્થાન અને તેના દેશીઓ એ ફક્ત નામો હતાં; પણ બર્કને મન તેમ નહોતું. એતો જાણતો હતો કે, તો એક વિશાળ અને ઘાડી વસ્તીવાળો દેશછે. સખત તાપ, નાળીયેરી અને તાડનાં તરેહવાર ઝાડો, ભાતનાં ખેતરો, ટાંકાંઓ, મોગલ રાજની પણ પેશતર ઉભેલાં અશ્વથ ઝાડો, જેની ઘટા નીચે ગામડાના લોકોનાં એકઠાં થાયછે, ગામડીયાઓનાં આવળીનાં છાપરાં, પેલી ભભકાદાર મસજીદ જ્યાં મક્કાની રૂખ ફેરીને ઇમામ નીમાજ કરેછે, પડઘમો તથા નીશાનો અને શાનદાર મૂર્તિઓ, પુજારીઓનું લલકારથી ગાવું, છેલછબીલી કુમારીકાઓ માથાં ઉપર પાણીનાં બેડાં સાથે નદી ઉપર જતી, શ્યામ ચેહેરાઓ, લાંબી દાઢીઓ, કેસરી ટીલકો, પાઘડી તથા લબડતા નીમાઓ, ભાલા બરછી તથા રૂપેરી ઢાલો, ભભકાદાર છત્રવાળા હાથીઓ, રાજાની શોભાયમાન પાલખીઓ, બેગમોના પરદેપોશ મીયાનાઓ વીગેરે સઘળી ચીજો જાણે બર્કને મન તો બીકન્સફીલ્ડ અને જેમ્સ સ્ટ્રીટની વચમાં આવેલી હોય અને પોતાની જીંદગી એણે તેઓની બીચમાં ગાળેલી હોય તેમ હતું. એના મનની ચક્ષુ આગળ આખું હિંદુસ્થાન મોજુદ હતું. ફરીયાદ લોકો પાદશાહનાં કદમ આગળ સોનાનાં તથા અનરોના ઢગ કરતા હતા, તેમજ વળી જંગલમાં ફકીરીયો થતી હતી તે તથા બજારમાં સોદો વેચનાર અને લેનારનો શોરબકોર, તેમજ જંગલમાં લોકો પોતાનો કુરબાનો વખત ગાળવા સારૂ હાથમાં ગુરજ લઇને ફરવા કરેછે એ બધું જાણે હેની આંખ નીચે રમી રહ્યું હતું. બનારસના રાજાનો, અને જેવો લૉર્ડ જ્યૉર્જ ગોરડનના ઠુલ્લાનો, અને નંદકુમારને દેહાંત દંડ દીધો તેનો અને જેવો ડાક્ટર ડોડને સુળીએ ચઢાવ્યો તેનો આબેહુબ ખ્યાલ હતો.

બર્કે જોયું કે, હેસ્ટિંગ્સ ઘણાં અધટીત કામોને સારૂ ગુનેગાર થઇ ચુકોછે. એ વીચાર એના મનમાં ઠરયા બાદ જે ડગલાં એણે ભરયાં તે એના જેવા કાબીલ શખ્સને ઘણું જરૂરીઆત અને સાધારણ હતાં. પણ એની ધુનમાં એ જે કામ કરતો હતો તે વાજબી હતું કે નહીં તે વીચાર હેને આ વખતે રહ્યો નોતો. એણે આટલું બધું કીધું તેમાં એની જે મુળ નેમ હતી તે બેશક ઘણી નેક હતી. છતાં એની હીલચાલ ઉપરથી એને જાણે હેસ્ટિંગ્સની સાથે અદાવત હોય તેમ દીસવા લાગ્યું. એક પણ બાબતમાં એણે તેની વર્તણુક પસંદ કીધી હોય અથવા આ આગેવાન માંડી વાળવાનું એણે જરા પણ વલણ બતાવ્યું હોય તેમ નોતું. એ પોતે ઘણો ઉદાર તથા મમતાળુ પુરૂશ હતો; પણ એનો સ્વભાવ અસલથી ઘણો ચીડીઓ હતો તે આ વખતે એની વૃદ્ધાવસ્થા તથા શરીરની નાદુરસ્તીને લીધે ઘણોજ વગરી ગયો હતો. એ પોતાની કાબેલીયત અને સદ્‌ગુણોને સારૂ ભારે ગુમાન ધરાવતો હતો. તે બધું આ વૃદ્ધાવસ્થામાં એને નડયું. સરકાર દરબારમાં તેમજ બધી જગોએ એના ઉપર તિરસ્કારથી આંગળી બતાવવા મંડાઇ. પારલેમેન્ટમાં એનું શબ્દચાતુર્ય છેક અસલી ઢબ ઉપર ગણાઇ ગયું; કેમકે આ વખતે પારલેમેન્ટમાં એક જુવાન ટોલકી જે એની ગોઠવણાથી તદન અણવાકેફ હતી તે બીરાજતી હતી. એણે જ્યારે શરૂઆત કરતી લગતાં ઘણાં ચમત્કારક અને તારીફ લાયક ભાશણો કીધાં હતાં અને જેની ખુબી

આવેછે તેમાં વાપરવા લાગ્યા. એ પદાર્થને ગોળી ઉતરેલી ચડાવવામાં, પોરીનસ ઍથાઇ છે તેનો બંદોબસ્ત કરવાના કામમાં, તાણમાં, અને બીજાં બહું દરદોમાં સઘળા ડાક્ટરો વાપરવા લાગ્યા. એ પદાર્થ બાળક તથા પરદા ઉપર વપરાવવા લાગ્યો એટલુંજ નહીં; પરંતુ જાનવરના ઉપર પણ વપરાવવા લાગ્યો.

આટલો બધો ઉપયોગી પદાર્થ શોધી કાઢવામાં મોર્ટનને કેટલી મેહેનત પડી હશે તે પર વિચાર કરો, અને જુવો તેની મેહેનતનો બદલો આખરે તેને કેવો હાંસલ થયો. તેણે મનુશ્ય જાતને કાપતી વખતે થતી વેદનામાંથી નિવારણ કીધાં એકાંઈ ન્હાની સુની વાત નથી. તેને પોતાનો ધારેલો પેટ તો નહીં મળ્યો, પણ તેના સોધેલા પદાર્થ થકી જે દુઃખીઆઓ પોતાનાં દુઃખથી છુટા થતા હતા તે લોકોએ તેને કેટલો આશીર્વાદ દીધો હશે? મીસ્ટર મોર્ટનને પોતાની મેહેનતનું એટલુંજ ફળ બસછે. વિદ્વાન લોકો પોતાની શોધ કરવામાં દુઃખી થયા હોય તે છતાં, અને પૈસાની તરફથી કેવળ નાઉમેદ થઈ ગયા હોયછે, તોપણ મનુશ્ય જાતનાં સુખને અર્થે પોતાથી જેટલી મેહેનત થાય તેટલી કરવામાં તેઓ આળસ કરતા નથી.

આ શોધ ઉપરથી ડાક્ટર સીમસને પોતાનું દીલ એથી પણ સરસ પદાર્થની શોધ કરવા પછવાડે લગાડ્યું; અને પોતાની છંદગીની કાંઈપણ ફીકર ન કરતાં હજારો પ્રાણી સુખી થાય તેને સારૂ કેટલાક પદાર્થોની અજમાયશ તે કરયા કરતો હતો. એમ કરતાં સને ૧૮૪૭ ના નવેમ્બર મહીનાની તારીખ ૪ થી ને રોજે ડાક્ટર કીથ અને ડંકન હાજર હતા તે વખતે એક દેખાવમાં ઈથર જેવો પણ અસર કરવે વધારે સારો એવો એક પદાર્થ તેને હાથ લાગ્યો. ઈથરના કરતાં એ પદાર્થ ઘણો ઉપયોગી માલુમ પડ્યો, અને જ્યારથી તેને બદલે એ પદાર્થ વપરાવવામાં આવ્યોછે ત્યારથી વાહાડકાપની વિદ્યાનો પ્રસારો ઘણો થયોછે. એ પદાર્થનું નામ તે ક્લોરોફારમ.

ડાક્ટર સીમસન ગર્ભમોચન વિદ્યા એટલે, સોઈયાણીના કામમાં ઘણો હોશીઆર ગણાતો હતો. એણે ઈથરની અજમાયેશ કેટલીક સીના ઉપર જણતી વખતે કીધી; પણ એ અજમાયશ કરતી વખતે એ પદાર્થમાં કેટલીક ખામી નજર આવી તેથી એવું દીલ એવો એક પદાર્થ શોધી કાઢવા પછવાડે લાગ્યું કે, જેમાં એ ખામી નહીં રેહે, અને તેમ કરતાં તેણે ક્લોરોફારમ શોધી કાઢ્યું. એ પદાર્થ મ્હોટાં મ્હોટાં દરદો દુર કરવામાં બેધડક હાલ વપરાય છે.

ડાક્ટર સીમસન પોતાની આખા દાહાડાની મેહેનતથી થાકી ગયા છતાં પણ રાતને દીસ શોધ કરવામાં મશગુલ રેહેતો હતો. ઉપર જે દિવસ કેહેવામાં આવ્યોછે તે દિવસે (એટલે તા૦ ૪થી નવંમ્બર સને ૧૮૪૭) તે પોતાના કામ ઉપરથી પોતાના બે મિત્ર કીથ અને ડંકન સાથે ઘેર આવ્યો, અને પોતાના જમવાના ઓરડામાં ત્રણે જણા બેઠા, અને ત્યાંહાં કેટલાક શીશા પડેલા હતા તે સુંઘ્યા. છેલ્લે ડાક્ટર સીમસને એક ભારે પદાર્થ કાગજના કચરામાં ટેબલના ઉપર નાખી મુક્યો હતો તે સુંઘ્યો. એ ભારે પદાર્થ તે ક્લોરોફારમ હતો. એ પદાર્થને એક પ્યાલામાં રેડી વારા ફરતી એકેક જણ સુંઘવા લાગ્યા. તેઓની આંખ ઘણી રાતી થઈ ગઈ, અને પુરા મોજમાં, અને પીધેલા હોય એવા દેખાયા, અને ગાંડું ઘેલું બોલવા લાગ્યા. આ વખતે કેટલીક સ્ત્રીઓ ત્યાં હતી, તેઓ આ

ત્યારથી ઇથિરને પેહેલ વેહેલો એણેજ વાપરયો. કેટલીક અજમાયેશ તો પોતાના ઉપરજ કીધી, પણ તેની અંદર ઇથિર સ્વચ્છ ન હોવાને લીધે જોઇયે તેવી ફતેહ તેને મળી નહીં. પણ સને ૧૮૪૬ ના સપટંબર મહીનાની ત્રિજી તારીખે એક કાચની નળીમાં તરતનો તાજો ઇથિર પોતે સુંઘ્યો, એટલે તુરતજ તે બીલકુલ બેહોશ થઈ ગયો, અને હોશમાં આવ્યા બાદ બીજા મજબુત આદમી ઉપર એ અજમાયેશ કરવાનો તેણે વીચાર કીધો, એટલામાં તેજ દાહાડે સાંહાંજના એબનફ્રાસ્ટ નામનો શખ્સ પોતાનો દાંત કઢાવવાને એની પાસે આવ્યો, અને વિનતી કીધી કે, મારાથી દુઃખ સેહેવાતું નથી, માટે મેહેરબાની કરીને મને બેહોશ કરી મારો દાંત કાઢ. મોર્ટને થોડોક ઇથિર રૂમાલમાં નાંખી, એબનફ્રાસ્ટને સુંઘાડ્યો, અને જરા પણ તેને દુઃખ ન જણાય તે રીતે તેનો દાંત ખેંચી કાઢ્યો. આ વખતે ડાક્ટર હેડન અને મીસ્ટર ટેની એ બે શખ્સો હાજર હતા. એ શખ્સોયે, અને પેલા આજારી આદમીયે મોર્ટનને એક કાગળના ઉપર લખી આપ્યું કે, એણે આ શોધ કીધી, અને એ નજરે જણાયું તે લખાણપર સહી કીધી. આ વખતથી વાહાડકાપની વિદ્યાનો સૂર્યોદય થયો. મોર્ટને એ પદાર્થ કહી ચીજનો બન્યોછે એ જણાવ્યા શિવાય પોતાની શોધનું કામ જારી રાખ્યું. એ વિશેની ડાક્ટર વારનને ખબર થઈ. તેણે તારીખ ૧૬મી અકટોબરે એક આજારીનાં ગળાંપર વરસોળી થઈ હતી તે કાપતી વખતે પેલા શખ્સને બેહોશ કરવા સારૂ મોર્ટનને વિનતી કીધી. વળી બીજે દીવસે ડાક્ટર હાવેર્ડે એક માણસના હાથ ઉપરથી મોટી વરસોળી કાપી તે વખતે મોર્ટને એ પદાર્થ બેહોશ કરવાને વાપરયો હતો. આ પ્રમાણે એ પદાર્થનો સઘળે ઠેકાણે ફેલાવો થયો. હવે આ તવારીખની વાત છોડીને એ પદાર્થની શોધ કરનારના કમનશીબ વિષે બે બોલ બોલીયે છઇયે.

મીસ્ટર મોર્ટને પોતાનો શોધેલો પદાર્થ શાનો બનેલોછે એ વાત હજુ લગણ ગુપ્ત રાખી તેનું કારણ એ હતું કે, એને પેટંટ મળે; પણ જાકસને આ વાત ફાયદાકારક, અને વળી સઘળા લોકોમાં પ્રખ્યાત થવા સરખી હતી, તેથી એવો દાવો કીધો કે, એ શોધ એણે પોતે કીધીછે. તેણે કહ્યું કે, મેં મોર્ટનને ઇથિરના કેટલાક ગુણો બતાવ્યા હતા, અને તે ઉપરથી એણે તે પદાર્થનો ઉપયોગ કીધો. મોર્ટન જરા સમજુ, અને ડાહો હતો, અને તેથી પેટંટ મળે તેમાંથી અરધો ભાગ મીસ્ટર જાકસનને આપવાનું એણે કબુલ કીધું. આમ છતાં પણ જાકસન એવી નીચ નજરનો હતો કે, ફ્રાન્સની મદ્રેસામાં એણે જે કાગળ લખ્યા તેમાં મોર્ટનનું તો નામ પણ તેણે લખ્યું નહીં, અને એણે એમજ બતાવ્યું કે, એ શોધ પોતે કીધીછે. આ બન્ને શખસોમાં સંપ ન હોવાને લીધે પેટંટ કોઇને મળ્યો નહીં.

અમેરિકામાંથી એ વિશેની ખબર વિલાયતમાં ગઈ. મીસ્ટર લીસ્ટને કોઈ આજારીની જાંગ કાપતી વખતે એ પદાર્થ બેહોશ કરવાને વાપરયો અને તેમાં તે ફતેહ પામ્યો. ત્યાર પછી મીસ્ટર ફરગ્યુસને કીંગસ કોલેજમાં વાપરયો, અને અહીંયાંથી સઘળા ડાકટરો, એ પદાર્થને ઘણી ખુશીથી વાપરવા લાગ્યા. સઘળાં વર્તમાન પત્ર, અને ચોપાનીયાંમાં એ પદાર્થનાં ગુણનાં વખાણ થયાં. પછી એ પદાર્થથી મ્હોટાં મ્હોટાં કામો તેવાં કે, ગર્ભફાડી તેમાંથી બચ્ચું સેહેજ વારમાં કાઢવામાં,

અને તેઓની સઘળી જાતીઓ, તેઓની ગ્રેન્સનાં કદ અને દેખાવ ઉપરથી જુદી પાડી શકાયછે. પટેટો સ્ટાર્ચની ગ્રેનનો વ્યાસ કદમાં એક ઈંચના દશ હજારમાં ભાગથી તે એક ઈંચના ચારશોમાં ભાગ જેટલો હોયછે. એ ગ્રેન્સનો આકાર જાંબરૂખના જેવો હોયછે, અને એક ગોળ લીટીની અંદર બીજી ગોળ લીટી અને તેની અંદર ત્રીજી ગોળ લીટી એવા રૂપમાં તે દેખાયછે.

ઘઉંની સ્ટાર્ચની ગ્રેન્સનું કદ, પટેટોની સ્ટાર્ચની ગ્રેન્સનાં કદ જેટલું મ્હોટું નથી. તેઓનું કદ એક ઈંચના દશ હજારમાં ભાગથી તે સાતસોમાં ભાગસુધી હોયછે. તેઓ નજદીક ગોળાકાર હોયછે. એમાં પટેટોની સ્ટાર્ચની માફક ગોળ લીટીઓ દેખાતી નથી.

ઈન્ડીયન કોર્નની સ્ટાર્ચની ગ્રેન્સનું કદ, ઘણું નજદીક ઘઉંના આટાની સ્ટાર્ચની ગ્રેન્સનાં કદ જેટલું હોયછે. પણ તેઓની આકૃતિ અણીદાર અને વિશમ હોયછે અને તેઓમાં આરકની લીટીઓ હોયછે.

આ ઉપર કહેલી સઘળી જાતની સ્ટાર્ચ જે ખોરાકમાં, હુનરનાં કામોમાં તથા કારખાનાઓમાં વપરાય છે તે સઘળી છોડવાઓમાંથી મળી આવેછે. એ કંઈ પાણી, મીઠું અથવા ચુનાના જેવો નિર્જીવ પદાર્થ નથી; પણ એતો વનસ્પતિની પેદાશ છે. એની ઝીણી ગ્રેન્સ છોડવાઓના ટીશ્યુસમાં તથા તેઓના રેશાઓની વચમાં તથા વનસ્પતિની સેલ્સની અંદર જોવામાં આવેછે; અને તેઓનાં મુળ તથા તેઓની ડાળીઓના ગર અને બીયાં તથા ફળમાંથી એકઠી કરવામાં આવેછે. પટેટોમાં એ તેનાં આખાં વજનના સાતમા ભાગના પ્રમાણમાં રહેલી છે. વટાણા અને સીંગમાં આસરે તેના વજનના ⅓ ભાગના પ્રમાણમાં હોયછે. ઘઉં, રાઈ અને ઓટમાં તેનાં વજનના અરધા ભાગ ઉપરાંત રહેલીછે; અને ઈન્ડીયન કોર્ન તથા ચાવલમાં તેઓના વજનનો આસરે ⅘ ભાગ હોયછે. આરારૂટ કેઉજ નાહીં પણ સ્ટાર્ચ છે; અને તે વેસ્ટ ઈન્ડીયન પ્લાન્ટસના મુળમાંથી મળી આવેછે. ટાપીઓકા પણ સ્ટાર્ચ છે; અને તે વળી બીજા છોડવાઓનાં મુળમાંથી મળી આવેછે. સેગો એ પણ બીલકુલ સ્ટાર્ચ છે અને તે પામની જુદી જુદી જાતીઓના ગરમાંથી મળી આવેછે.

સાધારણ ખોરાકની ચીજોમાં સ્ટાર્ચનું વજન આ નીચે બતાવ્યા મુજબ હોયછે.

### દરેક ૧૦૦ ભાગમાં સ્ટાર્ચનાં વજનનું પ્રમાણ.

| | |
|---|---|
| ચોખા | ૮૫.૦૭ |
| મેઈઝ | ૮૦.૯૨ |
| જવ | ૬૭.૧૮ |
| રાઈ | ૬૧.૦૭ |
| ઓટ | ૫૯.૦૦ |
| ઘઉંનો આટો | ૭૨.૦૦ |
| આઈસલેંડ મૉસ | ૪૪.૬૦ |
| ચીડની બીન્સ | ૩૫.૬૪ |
| વટાણા | ૩૨.૪૫ |
| બટેટા | ૧૫.૭૦ |

કોઈપણ વનસ્પતિમાં એ ઘણી રહેલી હોયછે, તેને દળી નાખીને પછી તેની સાથે ઠંડું પાણી મેળવી રાખવાથી એ સ્વચ્છ હાલતમાં મળી આવેછે. આ પ્રમાણે તઈયારે થયલાં પાણીને થોડીવાર ઠરી રેહેવા દેવું એટલે સ્ટાર્ચ તળીયે બેસશે; પછી તેને કાઢીને સુકી કરી તઈયાર કરવી.

સ્ટાર્ચ ઉપર ઠંડા પાણીની કંઈ અસર થતી નથી; પણ જો તેને થોડો વખત ઉકાળીયે તો તેની ગ્રેન્સો ફુલેછે અને પછી તે પારદર્શક દેખાયછે અને પોતામાં પાણી

અતીશે ચુસી લેછે તથા આખરે પિગળીને સફેત પ્રવાહીના આકારમાં દેખાયછે. હવે આ પ્રવાહીને તાડું પાડીયે તો તે લોહીની મિસાલે ઠરી જાયછે, અને કેહણુ દીસેછે. આવી રીતે પકાવ્યા પછી તેઓ આંહેલી જુદી જુદી ગ્રેન્સો પરખાઈ શકતી નથી; કેમકે તેઓ સઘળી એકમેક થઈ ગયલી હોયછે. વળી તેઓમાં પાણી સઘળું ચુસાઈ જઈ કરીને તેઓને આ હાલતમાં લાવી મુકેછે.

બીજીએક અજાયબ વાત સ્ટાર્ચ વિશેની એછે કે, એની તરેહવાર ઉપાયેગી ખાંડ કરી શકાય છે.

જો સ્ટાર્ચને થોડાં આસિડવાળાં પાણીમાં લઈને કેટલોક વખત ઉકાળીયે તો તેથી તેનો ઉપર જણાવેલો સફેત રંગ જતો રેહેછે અને તે સાફ પારદર્શક દેખાયછે, અને જો હજુ પણ તેને વધારે વાર ઉકાળવું જારી રાખીયે તો આખરે સ્ટાર્ચ બધી જતી રેહેછે, અને જે સોલ્યુશન રહી જાયછે તેનો સ્વાદ મીઠો અને તેમાં ખાંડ હોય તેવો લાગેછે. આ મુજબ સ્ટાર્ચ બદલાઈને તેની ખાંડ થઈ ગઈ.

કેટલાંક જાનવર તથા વનસ્પતિના પદાર્થમાં એ પ્રમાણે ખાંડ તઈયાર કરવાનો ગુણ રહેલોછે. જો થોડી થુંક લઈને સ્ટાર્ચના સોલ્યુશનમાં મેળવીયે અને તેને કઈ ગરમ જગાપર રાખી મુકીયે તો થોડા વખતમાં સ્ટાર્ચ બદલાઈને ખાંડ થઈ જશે. આવીજ રીતનો બનાવ કેટલાંક વેજીટેબલ ટીશ્યુસમાં બનેછે. જે સ્ટાર્ચ આપણા ખોરાકમાં લઈયે છઈયે તે પાચન ક્રિયા વખતે બદલાઈ જાયછે. તે ત્યાંથી લોપ થઈ જાયછે, એટલે શરીરનાં કોઈપણ પ્રવાહી અથવા ટીશ્યુસમાં દેખાતી નથી. (અપુરું.)

---

## દરીયામાં નાહાવાથી જે રોગોને ગુણ થાયછે તે.

સઘળા રોગોનો મુળ પાયો નાકઉતીછે, અને તેને દુર કરવામાં સરસમાં સરસ એક ઉપાય "સી બાથ" ઈયાને દરીયામાં નાહાવાથીછે. નાકઉતીની નીશાણીઓ તરેહવાર છે; અને તેઓ શરીરના જુદાજુદા ભાગોમાં નબળાઈ જણાયછે તે પર, તથા ઉમર, જાતી (મરદ અથવા ઓરત) શરીરના બાંધા તથા સ્વભાવપર આધાર રાખેછે. બચ્ચાંઓમાં ઘણી વખતે નબળાઈ "સ્ક્રોફ્યુલા"ના આકારમાં દેખાયછે; અને તે રોગ અગર તો ઓલાદે ઉતરેલો હોયછે, અથવા તો શરીરની કસરત બરોબર નહીં કરવાથી પેદા થયો હોયછે. જે બચ્ચાંઓ એ રોગથી ભોગવતાં હોયછે તે એ રોગની નીશાણીઓ ઉપરથી સમજાયછે; અને તેઓમાં મુખ્ય કરીને, નબળાઈ એ મુળ પાયોછે. "સ્ક્રોફ્યુલા"થી ભોગવતાં બચ્ચાંઓની ચામડી નાજુક અને પાતળી હોયછે; અને તેમાંથી લોહીની નળીઓ તરતી દેખાયછે. જે ઉપરથી કોઈ આ તંદુરસ્તીની નીશાણી સમજી ભુલાવો ખાયછે. તેઓનો ચેહેરો ફીક્કો તથા કુંગરાયલો તથા તેના ઉપલા હોટ જાડા હોયછે. તેઓનું નાક સુજેલું, તથા તેઓનું "એબડુમન" ઈયાને ઉદર ગાગેર જેવું હોયછે. તેઓનું લોહી વધારે પાણી જેવું હોયછે; અને તેમાં તંદુરસ્તી વાળાં લોહી કરતાં ઓછું "ફાઈબ્રીન" હોયછે; અને તેટલા કારણને લીધે તેઓને પોશાણ બરાબર મળતું નથી; તથા તેથી તેઓનાં "મેમબ્રેન્સ" ઘણાં ઢીલાં હોયછે; અને તેઓની "પેશી" ઘણી મુલાયમ તથા શક્તિ વગરની હોયછે. તેઓમાં લોહી ઘણું ધીમે ફરેછે અને તેઓમાં શરીરની ગરમી ઓછાન-

સર હોતી નથી; અને તેટલાં કારણને લીધે તેઓથી થંડી અને ભીની હવાના ફેરફાર ખમી શકાતા નથી. આવી રીતની શરીરની અવસ્થા અને તેની સાથે લોહીની બનાવટ બરાબર ન હોવાથી શરીરના નંકર ભાગો નબળા હોયછે; અને આ કારણથી શરીર ઘણું હઠીલા અને ભયંકર રોગોને તાબે થાયછે. જેવા કે સાંધાના, ખાંડસના, મુકસમેમબ્રેનના, ધારાંના, આમદીના મરજના, ગોડનાં દરદો તથા બહડો વાંકો વળી જાય તથા હાડકાં સડી જાય એવી તરેહના મરજોમાં તેઓ ગીરફતાર થાયછે.

"સ્ક્રોફ્યુલા" રોગને દુરસ્ત કરવામાં જેજે ઉપાય ઉપર વીચાર કરવાનોછે, તેમાં પેહેલો એકે, લોહીને સમારવું. બીજું શરીરના નક્કર ભાગોને મજબુત કરવા. ત્રીજું લોહીનાં ગમનને જલદ કરવું; અને આ બધાં કામો બજાવવાને નિશ્ચે દરીઆમાં નાહાવા કરતાં બીજો સરસ ઉપાય એક પણ નથી; કેમકે તે શરીરના નક્કર ભાગોને સુધારી શકેછે, તથા લોહીની બનાવટમાં સારો અને આરોગ્ય ફેરફાર દાખલ કેરી શકેછે, તથા લોહીનાં ગમનને મજબુતી આપી શકેછે; અને આ પ્રમાણે કરવાથી સઘળી બાજુએથી રોગને ઘેહેરી લઈને તે ઉપર સખ્જ્ત હુમલો કરેછે.



## દિલ પસંદ રમુઝી વાત.

(AMUSING FIRST READING.)

(સાંધણ પાને ૪૨ થી.)

એક વાડીમાં ચાર દોસ્તદારો બેસીને વાત કરતા હતા, ત્યાં એક અતરાપુ શખસ આવ્યો તને તેઓએ દીઠો નહીં તથી તના કંઈ આદર સતકાર કરયો નહીં. તે શખસ એક બાજુએ જઈ બેઠો, બાદ ચાર દોસ્તદારોયે તેને દીઠો, પણ તેઓ તેની શાથે કંઈ બોલ્યા નહીં. તેઓ અંદર અંદર વાત કરવા લાગ્યા કે, એ આદમી બુદ્ધિમાન દેખાયછે. આપણે એનો આદર સતકાર કરયો નહીં તેથી બાજુ ઉપર ચુપકો બેઠોછે. પછી તેઓ તેની પાસે ગયા અને પુછ્યું કે, ભાઈ તારો ચેહેરો ઉદાસ દેખાયછે તેનું કારણ શું છે? તે બોલ્યો કે, મેહેરબાનો મારી નાફીસ વાત કેહેવાથી કંઈ ફાયદો નથી. તેઓએ કહ્યું કે, "આપણે તારે મિત્રાચારી થઈ, વાસ્તે જે વાત હોય તે કેહેવી જોઈયે. તે બોલ્યો કે, એક સમે હું મારા મિત્રો સાથે શીકાર કરવા નીકળ્યો. જંગલમાં એક ખજુરીનું ઝાડ ઘણું ઊંચું અને તે ઉપર રસ ભરેલું ખજુર જોઈ મારા સોબતીઓએ મને કહ્યું કે, તને ખજુરી ઉપર ચઢતાં આવડેછે, માટે તે ઉપર ચઢીને તું ખજુર પાડી આપ. મેં કહ્યું કે, એ ઘણી ઊંચીછે માટે બીજી નીચી ખજુરી ઉપરથી તોડીને આઈયે. તેઓએ હઠ કરવાથી હું તે ખજુરી ઉપર ચઢ્યો, અને ખજુરની પીસીઓ તોડી તોડીને નીચે મારા દોસ્તો ઉપર નાખવા લાગ્યો, અને મારે પોતાને સારૂ મારાં ગજવામાં ભરતો ગયો; એટલામાં ખજુરી ઉપર એક સાપ મારી નજરે પડ્યો, તેને જોઈ મારૂં લોહી ઉડી ગયું. તે આવીને મારે બદને લીટળાઈ વળ્યો, અને પોતાનું મોહું મારાં મોહાં સામું લાવી જીભ કાઢવા લાગ્યો. હું ભારે ઘભરાટમાં પડ્યો. મારા દોસ્તો પણ નીચે હાયપીટ કરવા લાગ્યા. થોડી વારમાં ત્યાં ઘણા લોકો એકઠા થયા. પાછળથી એક સ્વાર તિરકમાન લઈને ત્યાં આવી ચઢ્યો, અને પુછવા લાગ્યો કે, સઘળા લોકો શામાટે એકઠા થયાછે. તેઓએ મને અને સાપને બતાવ્યો. પેલાએ કહ્યું કે, હું એક એવું

તીર મારૂં છઊં કે, એ માણસનો જીવ બચે ને સાપનો નાશ થાય. તેની આ વાત સઘળા લોકોએ કબુલ કરવાથી તેણે તીર ફેંક્યો તે સાપનું ચાર આંગળ ડોકું લઈને જમીન ઉપર પડ્યો. સઘળા લોકો તે જોઈને અચરત પામ્યા. સ્વાર પોતાનું તીર લેવા ગયો એટલે સાપનાં ડોકાંયે ઉછળી તેને ડંખ સાબીત મારચો. આથી તેને તુરત ઝેહેર ચઢી ગયું અને તે ત્યાંજ તતકાળ મરણ પામ્યો. આ બનાવથી લોકોને ઘણો ખેદ ચઢયો. હું ઝાડ ઉપરથી નીચે ઉતરયો. તીરઅંદાજ મારે સારૂ મુઓ તેથી મને ઘણો પસ્તાવો થયો. મેં તેની લાસને દફન કીધી. બાદ હું તેને ઘેર ગયો. તેની ઓરતને ખબર આપી કે, તારા ધણીને સાપ કડવાથી તેનો કાળ થયો છે. તે જાર જાર આંસુએ રડવા લાગી. લોકોએ તેને દીલાસો આપી રડતી રાખી. ત્યાં તેની છોકરી આવી તે પણ પોતાના બાપના મરવાની ખબર સાંભળી રડવા લાગી. તે છોકરી ઘણીજ ખુબસુરત હતી તેથી તેને જોઈને મારૂં મન લલચાયું. તેના બાપનું ચાળીસું ગયા પછી મેં એક ઓરતને તેને ઘેર મોકલી. તેણે પેલી છોકરીની મા જોડે તે છોકરીની શાદી મારી સાથે કરવાની ગોઠવણ કરી. તે પરમાણે મુબારક દીવસે મારી શાદી તેની સાથે થઈ. હું તેનું મારે ઘેર લઈ ગયો. હમો ઘણી ઘણી ખુશી દુનીયાદારીની લેહેજત ઘણી ખુશાહાલીથી લેતાં હતાં. એક દીવસ રાતનાં હું નીંદમાંથી જાગ્યો, અને જોઊં છઊં તો ઓરત પાસે નોતી. હું સમજ્યો કે, તે કઈ સ્વભાવીક હાજત દુર કરવા બાહાર ગઈ હશે. બીજે દીવસે હું જાગ્યો ત્યારે પણ ઓરતને દીઠી નહીં. પણ મેં કઈ તેની દરકાર કીધી નહીં. ત્રીજી રાતે મને વીચાર આવ્યો કે, આજ રાતનાં ઊંઘ-વું જ નહીં. હું જાગ્યા કરતો હતો તેથી ઓરતે મને પુછ્યું કે, આજ કેમ ઊંઘતા નથી. તમારૂં ખાનું ઉજાગરાથી હજમ થશે નહીં અને તમારી તબીયત બગડશે, માટે પાસું ફરીને ઊંઘી જશો તો સારૂં. હું મનમાં સમજ્યો કે, એ નિમકહરામ કોઈ જગે જવાસારૂ મને આ ફરેબ બતાવેછે. મેં માથા ઉપર ચાદર ઓઢી ખુંબ ઘોરવા માડ્યું. ઓરતે મને ભરઊંઘમાં જોયો એટલે તે ઉઠીને પાછલે દરવાજેથી બાહાર નીકળી. હું છુપકીથી તેની પાછળ ચાલ્યો. ગામની બહાર એક કોસ ઉપર એક છાપરી હતી તેમાં તે ઘુસી. તેની અંદર એક ફકીર હતો તેણે તેને ગાળો દઈ લાકડીઓના સપાટા મારયા અને કહ્યું કે, આજ કેમ તને આટલી બધી વાર લાગી. ઓરતે આજીજી કરી કહ્યું કે, મારો ધણી જાગતો હતો તેથી તેને ઊંઘાડયા પછી હું આવી, તેથી દેર થઈ. પછી તેઓ દીલબાજી કરવા લાગ્યાં. થોડીવાર પછી ફકીર ઝુંપડીની બાહાર જરૂર સર આવ્યો. મને લાગ મળવાથી મેં તેને નીમચો મારી કતલ કીધો. હું ઝાડ ઉપર પાછો ચઢી સંતાઈ બેઠો. ફકીરને વાર લાગવાથી ઓરત તેને જોવા સારૂ ઝુંપડીની બાહાર આવી ને જોયું, તો ફકીર ચત્તોપાટ પડેલો અને તેના ધડ ઉપર માથું દીઠું નહીં. આ જોઈ તે ઘણાજ ગુસ્સામાં આવી ઝુંપડીમાં ગઈ, અને એક હાથમાં તરવાર અને બીજા હાથમાં મસાલ લઈ બાહાર આવીને દુશમનની તલાસ કરવા લાગી. આ વખત દુશમન તેની નજરે પડ્યો હતે તો તેના ટુકડે ટુકડા કરી નાખ્યા વગર તે રેહેત નહીં. ઓરતે દુશમનની ઘણી તપાસ કીધી પણ કઈ પત્તો લાગ્યો નહીં. ત્યારે ફકીરની લાસને ચાદરમાં બાંધી ત્યાંથી બે કોસ ઉપર

નહી હતી તેમાં પધરાવી આવી. હું ત્યાંથી દોડતો દોડતો એકદમ ઘેર આવ્યો, અને બીછાનામાં સુઈ જઈ પાછો ઘોરવા લાગ્યો. પાછળથી ઓરતપણ આવીને સુઈ ગઈ. એ વાત ફરી મેં કોઈ વખત છેડી નહીં. એક દીવસે રાતનાં હું પાણી પીવા ઉઠ્યો અને ઓરતને પાણીનું વાસણ લાવવાનું કહ્યું, તે લાવીને તે કેહેવા લાગી કે, એ ઘણું ભારીછે. મારાથી આ બરદાસ્ત થયું નહીં, તેથી મેં ઉત્તર આપ્યો કે, ફકીરની લાસ બે કોસ સુધી ઉપાડીને લઈ ગઈ તે કરતાં એ વાસણ વધારે ભારીછે? તે સમજી કે, ફકીરને મારનાર એજ ધણીછે. તે દોડીને બીજા ઓરડામાં ગઈ અને તરવાર લઈ મારા ઉપર દોડી આવી. મેં તેનો હાથ પકડીને તરવાર લઈ લીધી અને એક થાંભલા સાથે તાણીને બાંધી. એ ઓરતના સાત ભાઈ હતા તેઓ મને મારી નાખશે એમ વિચારી હું તેઓની પાસે ગયો અને તમામ હકીકત વિસ્તારીને તેઓને કહી. તેઓને તે સાંભળી ભારે ગુસ્સો આવ્યો અને મારી સાથે આવી પોતાની બેહેનને પોતાને હાથેજ કતલ કીધી.

ઓરત જાત જેના ઉપર આશક થાયછે તેને પરમેશ્વર જેવો ગણેછે. બીજું સઘળું વ્યર્થ ગણેછે, પણ તે ઉપર ભરુસો આવો નહીં. તે મરદને નર્કનો અધીકારી કરેછે. કોઈ વખત તેને જાન જવાની આફતમાં લાવી નાખેછે. માટે એ જાત ઉપર ફીદા થવું ઘણું જોખમનું કામછે. પથ્થર ઉપર પાણી ગમે તેટલું રેડીયે તો તે પલળે નહીં તેમ નાદરશાહને આ વાતથી કંઈ અસર થઈ નહીં. બાદ ત્રીજો વજીર નાદરશાહને કેહેછે:—

ઓરત જાત ઉપર વિશ્વાસ રાખનાર માણસ જીવતો મુવો એમ સમજજે. ઓરત જેના ઉપર રૂઠી તેના ઉપર પરમેશ્વર રૂઠ્યો એમ નિશ્ચે કરીને માનજે. શાહજાદા તે ઉપર એક વાત કહું તે ધ્યાન રાખીને સાંભળ. એક ખુબસુરત જુવાન હમેશાં મારે ઘેર આવતો હતો. એક દીવસે તે મારાં દીવાનખાનામાં આવીને બેઠો તે વખત ત્યાં બીજું કોઈ હાજર નોતું. મેં તેને પુછ્યું કે, તારા ચેહેરા ઉપર તાજાં ઘારાં દેખાયછે તેનો શું સબબછે. તેણે જવાબ દીધો કે, એ નીચ વાત મને કેહેતાં શરમ લાગેછે. માટે ચેહેરખાની કરી મને માફ કરો. મેં કહ્યું કે, તારે એ વાત અવશ્ય કેહેવી જોઈયે. તેણે કહ્યું કે, હું એક વખત શીકાર કરવા ગયો હતો ત્યાં એક હરણ મારી નજરે પડવાથી તેની પાછળ મેં ઘોડો દોડાવ્યો. મારૂં ધ્યાન હરણ ઉપર લાગવાથી ઘોડાનો પગ ખાડામાં પડ્યો તે હું સમાલી શક્યો નહીં. હું ઘોડાપરથી ઊંધે મોઢે પડ્યો અને મારાં હાડકાં પાંસળાં જરા નરમ થયાં. બે ઘડી સુધી તો બેહોશ થવાથી જમીન ઉપર પડી રહ્યો. મને સુદ્ધિ આવી ત્યારે ઉઠવાને પ્રયત્ન કીધું, પણ બરાબર શક્તિ આવ નોતી તેથી ઉઠી શકાયું નહીં. એક બુઢ્ઢી ડોસી હાથમાં લાકડી લઈને અડબડીયાં ખાતી મારી સામી આવી. મેં જાણ્યું કે, તે કોઈ જંગલમાંની બલાછે તે મારો જીવ લેશે. જ્યારે તે મારી છેક નજદીક આવી ત્યારે હું બેઠો થયો અને તેને પગે લાગ્યો, બાદ હાથ જોડી તેની સામાં ઉભો. તેણે મને પોતાની પાસે બેસાડી પુછ્યું કે, આ જગો માણસ જાત આવતું નથી, ત્યાં તું શી રીતે આવ્યો તે મને કહે. મેં મારી ગુજરેલી હકીકત ઘણી નમનતાઈથી તેને કહી સંભળાવી; મારી સભ્યતા જોઈ તે બોલી કે, તું મારા દીકરા જેવોછે. માટે મારે ઘેર આવ. હું તેની સાથે ગયો.

તે મને એક જુપડીમાં લઈ ગઈ અને સાદડી પાથરી તે ઉપર બેસાડ્યો. તે જુપડીની સામાં એક બાગ હતો તે જોવાને હું ગયો. વાડીમાં ન્હાનાં પ્રકારનાં ઝાડો ઉપર તરેતરેનાં ફુલો ખીલી રહ્યાં હતાં. વાડીની નીચે એક નદી હતી. તેના કીનારે ઘણો રસાળ દેખાતો હતો. હું ત્યાં ફરતો હતો તે વખત ચાર ઘડી દીવસ રહ્યો હતો. પેલી ડોસી આસરે શોળ વરશની વયની પરીના જેવી એક સુંદર ઓરતને પોતાની સાથે લઈને ત્યાં આવી. તેને જોઈને મારો સુધસાન જતી રહી. મેં ડોસીનાં ઘણાં વખાણ કરયાં અને કહ્યું કે, આ જગા તો સ્વર્ગપુરીનાં જેવીછે. માટે હું તો તમારી સેવા ચાકરી કરવા સારૂ તમારી પાસે રહીશ; અગર તમારી છોકરી લાયક ઉમરની થઈછે તેની સાથે મારી શાદી કરેતો પછી તમને મુકીને હું હરગીઝ કેથાં જનાર નથી. આ વાત સાંભળી ડોસી ખુશી થઈ અને શુભ દીવસ જોઈ મારી શાદી કીધી.

(અધુરૂં.)

---

### તાડ પત્રના લેખ.

પૂર્વ તરફની પ્રાચીન ભાષાઓ અને લોકોની નિરનિરાળી રસમો અને ધરમોને લગતી બાબદો ઉપર જે વિદ્વાન શખ્સોએ પોતાની શોધો જારી રાખીછે તેઓને ઘણી ખરી બાતનીઓ હેતી હાથ લાગીછે કે, જે થોડાજ લોકોના જાણ્યામાં હોય. હિંદુસ્થાનના દક્ષિણ ભાગમાં ઘણી જગોપર કાગળને બદલે તાડપત્રપર લોઢાને ખીલે વતી લખાણ કરવામાં આવેછે અને તે હરફોમાં શાહી પુરી તેને કાળા કરેછે. હમારા મીત્ર આપણા જાણીતા ડાક્ટર ધીરજરામ સને ૧૮૬૨ના સાલમાં સીલોન ગયા હતા, તેવણે ત્યાંના મ્હોટા ગુરૂની ભેટ લીધી હતી અને ઘણી બાબદો ઉપર તેની સાથે ગોફતેગો કીધી હતી. એ ગુરૂ બુદ્ધ ધર્મનો ઉપદેશ કરતા હતા, અને તેને માંસ મદીરા વગેરે સઘળું ખપતું હતું. તેના હાથ નીચે કેટલાક શાગીર્દો હતા તેઓ તાડપત્ર ઉપર લખાણ કરતા એ ડાક્ટર સાહેબના જોવામાં આવ્યા હતા.

હવે અગત્યભ લેખું એછેકે, જ્યારે છાપવાનાં ઘણુંજ અગતના અને ઉત્તમ હુન્નરનો આટલો બધો બોહોળો પ્રસારો થયોછે છતાં તે તરફના લોકો હજુ લગી તાડપત્ર ઉપર લખાણ કરેછે. એ લખાણના મ્હોટા જથાની પેલા નામાંકીત મેકનજીએ પુરતી રીતે ખોળ કરીને તેમાંથી જાણવા જોગ બાબતોની મતલબ અંગ્રેજી ભાષામાં મુકી, બધા કાગળો મદ્રાસ કાલેજની લાઇબ્રેરીને ભેટ કીધા હતા; તેમાંથી એક ઘણોજ જાણવા લાયક અને જેમાં કાહાણી અને ખરી બીના ભેળસેળ થઈ ગઈ હોય એવો કકડો હમો નીચે ટાંકીયે છઈયે.

---

### AN ACCOUNT OF THE RULE OF CARI CÁLA CHOLAN.

In consequence of war with the *Pandya* king, a woman of the *Chola* royal race named CUNGAINA GENTHI escaped alone into the wilderness, being pregnant; and took up her abode in the house of a brahman a schoolmaster, and also an astrologer. By his art he declared concerning the child, after casting its nativity, that it would become a powerful and independent prince. In the ceremony of naming the child it was called CALI CHOLAN. After the ceremony of investing with the sacred thread, and while learning in the school, the boy was the object of

much contempt from the other boys being treated as the son of a widow. He retaliated on them; but the brahman thought it best to keep him within the house. He became well instructed in knowledge and very powerful in bodily strength. The *Pândiya* king then ruled the *Chola-mandalam*; but, wishing to place over it a viceroy, he made public proclamation in order to meet with a suitable person. A great concourse of claimants assembled. The *Pândiyan* then put a golden pot containing water on the head of an elephant, and a wreath of flowers in its trunk, announcing that the person on whom the elephant should place the wreath, and anoint by pouring on him the water would be regarded as chosen, and to that person the king would give his own daughter in marriage. The elephant being let loose, avoided all the people in town, and going direct to the aforesaid brahman's house, there selected the youth by depositing the wreath on his head, and pouring the water over him. The young man was as strong as ten elephants, but in order to diminish his strengh the brahman rubbed the sole of one of his feet with charcoal, and thereby took away the strength of nine elephants, leaving him only as strong as one elephant. He was subsequently installed at *Combaconam*, and had the name of CARI CALA CHOLAN given him to commemorate the rubbing of charcoal (*cari*) on his foot. But the king's daughter was not given him. He strengthened and enlarged his capital town. The young man learning from his mother that his father was before him king of the *Chola* country, that his father had feared to encounter the *Pândiya* king, and had died during the disturbance that had arisen; resolved on vindicating his own, and his father's right; and assembling an army, set out to make war on the *Pândiya* king. The army is stated at 250,000 cavalry, under commanders whose names are given, who approached the *Vaigai* river. The *Pândiyan* alarmed, brought to him treasure and jewels, and after much flattering homage, embraced him, and conducting him to his palace seated him, on terms of equality, on half of his throne, and married him to his daughter ***SID' HE SVARI***, after which CARI CÂLA CHOLAN returned to *Combaconum*, where there were great rejoicings. He allowed the cultivators three parts of the produce, and took one-fourth (the ordinary rate used to be one-sixth), with which revenue he built and repaired many sacred edifices, gave large donations to brahmans, heard many religious stories recited, and was a firm votary of *Siva*. In order to see if his people were firm in that way, and with a view to discover and rectify evils, he was accustomed to go out in disguise, covered with a common dark-coloured hair blanket, during the night. Out of this custom rose the following circumstances.

There was an aged brahman who, as the result of long penance, had a son born to him, who when grown up was married, and the old man died, but not before having charged his son to carry his bones to *Câsi*, and bury them in the Ganges. The young man prepared to do so; but on the eve of setting out slept in the porch of his house, and there gave strict charge to

his wife to keep within doors, while he should be absent for a year and a half; the only exception being that, if in want, she might ask alms of the charitable prince CARI CÁLA CHOLAN. The latter was at the door; and, admiring so great an act of confidence, determined on being the watchful guardian of that house. While the brahman was absent he watched it carefully; but the brahman returned within six months, on the way to complete his pilgrimage at *Ramiseram*, and wishing to assure himself of his wife's discretion, approached the door alone at night, and looked in through its apertures. The *Chólan* came thither at the same time, and thinking the brahman was a thief cut him down with a sword, and retired. His wife next day suffered great reproach from her neighbours, but recognizing her husband, she burned herself with his body; and the king having unconsciously killed a brahman, had the visitation termed *Brahmahatti* (a personification of the crime, as if an evil spirit, always following him). He made many attempts to get rid of it, but though the sprite quitted him at the door of a temple, or entry on a sacred pool, yet it always returned afterwards. He went on pilgrimage to the shrine of *Minátchi* at *Madura*, who, in a vision, informed him that the visitation could not be so easily got quit of, but directed him to build 108 *Siva* fanes, and then at *Madhyárunya* he would be relieved. He accordingly built a shrine every day, not eating till each day's work was done; but he did not know where *Madhyárunya* was. At length he found an emblem of *Siva* under a tree named *Madhi*; and *Siva* there appeared to him, directing him, to build a temple; to enter at one gate, where the sprite would halt, and would be imprisoned, and to go out at a gate on the opposite side: which the king did, and was cured. He however died childless, and his queen followed him. There was no *chola* king after him, he reigned fifty-five years. The above things concerning him were compiled by CHAGRATAIYENGAR a *Vaishnava* brahman of *Mélur* from the *Bakhti Vilasom* and some other books, inclusive of *Sthala Mahátmyas* or temple legends.



હમો આપનાને ઘણા દલગીર છઇયે કે, આપરૂા જોણીતા વેહેવારી શેઠ કરમનદાસ માધવદાસની ધણીઆણી બાઈ ફરનાબાઈ તા૦ ૨૭ મી આગશ્ટ સને ૧૮૭૫ ને દીને ત્રીશ વરસની ન્હાની વયે આ જહાન છોડી દેવલોક થઇછે. એ બાઈ ઘણીજ હોશીયાર, હિમ્મતવાન અને ચતુર હતી તથા સ્ત્રી કેળવણીનાં કામમાં હંમેશ આગેવાની ધરાવતી હતી. એણે અલેકઝાન્દ્રા સ્કુલને નાણાંની મ્હોટી મદદ કીધી હતી. એ બાઈનાં મરણથી આપણે સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપનાર, એક માણસ ખોયુંછે અને એની ખોટ વાણીઆની આખી જ્ઞાતમાંથી પુરાય તેવી નહી હમો રાખી શકતા નથી.

# મીસાવડો.

or

# THE MISCELLANY.

અંક ૨૯—પુ૦ ૬] મુંબઈ, માસ અકટોબર, સને ૧૮૭૫. [કીં૦ આના ૨.

## તત્વ બોધ.

### ઈશ્વર.

પૃથ્વિી પર હેવાં ઘણાં થોડાં માણસ છે, કે જેઓ ઈશ્વરની સત્તાપર વિશ્વાસ નથી રાખતા. આપણાથી અધીક સામર્થવાન કોઈ વ્યક્તિ (શખસ) છે, જેના આપણે સર્વ આધીન છઈયે, એ જ્ઞાન મનુષ્યજાતને સ્વભાવિક છે. જે લોક નાસ્તિકછે એટલે ઈશ્વરની સત્તાને માનતા નથી તેઓમાં નાસ્તિકતા કંઈ સ્વભાવિક નથી. તે તો ભ્રાન્તિયુક્ત જ્ઞાન અથવા વિદ્યાથી ઉત્પન્ન થઈછે. ઈશ્વર કોણછે, કેહેવોછે, ક્યાંછે, એકછે કે અનેકછે, સાકારછે કે નિરાકારછે એ બાબતમાં ઘણો મતભેદ થઈને જુદાજુદા મતોછે. પૃથ્વિી ઉપર જેટલા ધર્મ્મ ચાલેછે તેમાં હિન્દુ, જિન્દ, યહુદી, કાનફુશી, બૌદ્ધ, ઈસાઈ અને ઈસલામ એ સાત ધર્મ્મો ઘણા પ્રસિદ્ધછે. જૈન ધર્મને કેટલાક બૌદ્ધની શાખા માનેછે અને કેટલાક તેને જુદો ધર્મ્મ માનેછે. એ સાત આઠ ધર્મ્મોમાં દરેકની અનેક શાખાઓછે. ઈશ્વર વિષય એ ધર્મ્મોના શા મતછે તેનું હમે આગળ કુંડાળામાં વર્ણન કરીશું.

હિન્દુ ધર્મ્મ સઉથી અધીક પ્રાચીન વખતથી ચાલતો આવેછે. હેની શરૂઆત વેદની સાથેછે, પણ એનો અન્ત ક્યાંછે, તે કોઈ કહી શકતું નથી. બીજા ધર્મ્મોની માફક આ ધર્મ્મ કંઈ કોઈ માણસના નામની સાથે જોડાયો નથી; પણ મનુષ્યની એક જાતને તેનો બોધ મળ્યોછે અને તે જાતીનું નામ બ્રાહ્મણ પ્રસિદ્ધછે. ઘણા પ્રાચીન વખતના બ્રાહ્મણ, અગ્નિ, વાયુ, જળ, મેઘ, સૂર્ય, ચન્દ્ર, આકાશમણ્ડળ, પૃથ્વિી વગેરેના આશ્ચર્યકારક મહીમા જોઈને તેઓને ઈશ્વર કરીને માનતા હતા તથા તેઓને દેવતા કેહેતા હતા અને તેઓની સ્તુતિમાં છન્દ ઈયાને વેદનું મંત્ર ભણતા હતા. એ છન્દનો રચનાર કોઈ ઋષિ હતો એમ કેહેવામાં આવ્યુંછે. પાછલા જમાનાના લોકો ઘણી શ્રદ્ધાથી એ છન્દ નિત્ય ઈયાને સાચોછે અથવા અપૌરૂષેય એટલે કોઈ પુરૂશનો બતાવેલો નથી, પણ ઋષિયોનાં અન્તઃકરણ શુદ્ધ હતાં તેથી તેઓનાં હૃદયમાં એ છન્દ ઉત્પન્ન થયા હતા; પણ આ વાત માત્ર કલ્પનાછે. કંઈ પુસ્તકમાં ઋષિયોને છન્દના ઘડનાર અથવા બનાવનાર હેવું સ્પષ્ટ રીતે લખ્યુંછે? કેટલાક વખ્ત પછી વેદોનો ઉતર ભાગ જે ઉપનિષદને નામે પ્રસિદ્ધછે તે રચવામાં આવ્યો. એ વખ્તે મનુષ્યની વિવેચના શક્તિ ઘણી પ્રસ્ફુદિત ઈથાને તેજ થઈ હતી. ઋષિ લોકો ઈશ્વરની

ખોળમાં અગ્નિ, વાયુ વગેરે જોઈને આપણી તરફ આવ્યા. પેહેલાં ઇન્દ્રીઓને ઈશ્વર સમજી તેઓને દેવતાની સંજ્ઞા ઈયાને નામ આપ્યું. પછી આંખની કીકીમાં મનુષ્યનું પ્રતિબિમ્બ પડેછે તેને, પછી વાણીને, પ્રાણને અને મન બુદ્ધિના આધારથી આત્માને. જે બ્રાહ્મણો જાસ્તી વિવેચના ધરાવતા હતા તથા કેટલાક રાજવંશી જે ક્ષત્રિય વર્ણના કેહેવડાવતા હતા, તેઓએ આ સઘળાનો નિષેધ કરીને, સર્વથી શ્રેષ્ટ એક નિરાકાર એટલે આકાર વનાનો, નિરવયવ એટલે અવયવ વનાનો, અનિર્દેશ્ય એટલે દેખાયે નહીં હેવો, અનિર્વચનીય એટલે બોલી નહીં શકે હેવો અને ચેતન તથા શક્તિમાન પુરૂશને ઈશ્વર માન્યો. વેદોના વખતમાં ઈશ્વર તરફ મનુષ્ય જ્ઞાન સાધારણ રીતે પોંહોચ્યું હતું. તેઓની પછી જેટલા રૂષિ તથા આચાર્ય થયા તેઓએ પેહેલાઓના કરતાં જાસ્તી વાકેફ હોવું એતો અસમ્ભવિક હતું. તેઓએ તો જે મનુષ્ય અથવા જન્તુમાં કંઈ આશ્ચર્યકારક મહત્વ દીઠું કે, તેને ઈશ્વર ઈયા ઈશ્વરનો અવતાર માની લીધો. હવે તેઓના ઉપાસક અથવા માનનારાઓનાં મનની સ્થિરતાને લીધે તેઓએ તેને તથા કંઈ કલ્પિત આકાર અને વસ્તુઓ તથા પાર્થિવ મૂર્તિઓમાં, ઈશ્વરોપાસનાનું વિધાન કીધું. પણ તે જમાનામાં લોકો એટલું જાણતા હતા કે, ઉપાસનાના એ સઘળા વિષય કલ્પિત છે; ધીરે ધીરે એ જ્ઞાનની લોપ થઈ ગયું એટલે તલક કે હાલના ઘણા હિન્દૂઓ કલ્પિત આકાર તથા મૂર્તિઓને ઈશ્વર સમજેછે. જે કાળમાં ઈશ્વર જ્ઞાનની આવી અપકૃષ્ટતા હિન્દૂઓમાં થઈ તે કાળ કલિયુગને નામે ઓળખાયછે. પણ એ યુગમાં પણ હિન્દુવંશમાં કેટલાક મહાત્મા પેદા થયાછે, જેવા કે કબીર, નાનક, રામમોહનરાય ઈત્યાદી, જેઓએ વેદોકત સાચા ઈશ્વરની ઉપાસનાનો બધે પ્રસારો કીધો છે.

જિન્દ મજ્બ માનનાર માણસોની ઉત્પતી પારસ દેશમાં થઈછે અને તેટલા સારૂ તેઓને પારસી કેહેવામાં આવેછે. એ ધર્મવાળા, વેદના પ્રાચીન રૂષિઓની માફક અગ્નિને ઈશ્વર સમજતા હતા; પણ તેઓમાં જેઓ વિવેચક ઈયાને સમજતુ હતા તેઓ તો અગ્નિને ઈશ્વરનું ચિન્હ સમજી તે ખરા ઈશ્વરને તો નિરાકાર માનતા આવ્યા છે.

યહુદી લોક ઈશ્વરને આકાશમંડળ નિવાસી એક વિશેષ દેવતા તરીકે માનેછે અને તેનામાં માણસની પઠીમ મન, બુદ્ધિ, રૂપ, અન્તઃકરણ તથા ન્યાય, દયા, ક્રોધ, મત્સર ઈત્યાદી ગુણો રહેલાછે હેવું તેઓ માનેછે; અને આપણાથી ઉતરતા કંઈ પ્રકારના દેવતાઓ, મનુષ્ય તથા બધા જન્તુ અને જડ જગતનો તે સૃષ્ટિકર્તાછે હેવું પણ તેઓ માની લેછે. એ લોકો એમ માનેછે કે, યહૂદી જાતી ઉપર ઈશ્વર વધારે પ્રિયછે અને બીજી સઘળી જાતિઓ ઉપર તે અસન્તુષ્ટછે અને એમ હોવાને લીધે એ જાતીના નેતા ઈયાને ઉપદેશ કરનાર થઈને બીજી જાતીઓ ઉપર એનો જય કરાવેછે એવું તેઓ માનેછે.

કાનફૂશિયસના મતવાળા ચીન દેશમાં કેટલાક છે. એ મતમાં હમારા સાંભળવા મુજબ ઈશ્વરને દેખાઈ શકાતો નથી હેવો અને સર્વથી શ્રેષ્ટ માનેલોછે.

બૌદ્ધ ધર્મવાળા કંઈ ખાદી કારણસર ઈશ્વરને માનતા નથી; પણ તેઓનામાં એટલો વિશ્વાસ છેકે, જે મનુષ્ય યોગસાધન તથા સત્કર્માચરણ કરે તે કેટલાક જન્મો પછી ઈશ્વર થઈ શકેછે, એટલે તેનામાં જે સાચ

ગુણો ઈશ્વરમાં હોવા જોઈયે તે રાખેલા આવેછે અને તેને ઈશ્વર તરીકે માનવામાં આવેછે. એ પ્રમાણે કઈક જણો ઈશ્વર થતી ગયાછે અને તેમાંનો ગોતમ બુદ્ધ એક હતો.

જૈન ધર્મીઓનો વિશ્વાસ તથાં અભિપ્રાય પણ આજ પ્રકારનો છે. પણ બુદ્ધ લોકો જેને ઈશ્વર માનેછે તેની જગોએ એ લોકો જીન તથા મહાવીર સિદ્ધોને ઈશ્વર જેવા ગણેછે અને તેનાં શીવાય બીજા કોઈને ઈશ્વર તરીકે માનતા નથી. (અધુરૂં.)



## હિંદુસ્થાનમાં રેલવે દાખલ કરવાથી દેશને શું ફાયદા થયા.

### Of the advantagei accruing from the introduction of Railways in India.

કોઈપણ દેશમાં રેલવે દાખલ કરવાથી પેહેલો અને સર્વ કોઈના અનુભવ તળે આવે હેવો જે ફાયદો થાયછે તે લાંબી મજલ ટુંક વખતમાં કપાયછે તેછે. મુસાફરી કરવાનાં સઘળાં સાધનોમાનાં સહુથી ઉત્તમ સાધનવડે જેટલી મજલ આખા દાહાડામાં કપાતી હતી તેટલી જમીન આ વરાળ યંત્રની મદદથી એક કલાકના અરસેક તેથી પણ ટુંક અરસામાં થઈ શકેછે. હિંદુસ્થાનમાં રેલવેનું મંડાણ થવાને આજે નજદીક આડધી સદી થવા આવીછે. હવે એ અરસામાં દેશના વ્યાપાર રોજગારી તથા સંસારી હાલતમાં કેવી તરેહનો અને કેટલો ફેરફાર થયોછે તે જાણવું ઘણું અગત્યનું છે.

રેલવેનું મુળ મંડાણ અને તેની આખી હયાતી વીજળીના તાર ઉપર આધાર રાખેછે. એ તાર શીવાય એનું કામ કદીપણ મનમાનતી રીતે ચાલી શકતું નથી. તારની મારફતે અગતના સંદેસાઓ તથા વ્યાપાર રોજગારને લગતા બાબતો દુર જગો ઉપર રેહેજ વખતમાં મોકલી શકાયછે અને તેવી ખબરની રૂપ તે પ્રમાણે એક ગામની પેદાશ બીજા ગામને રેલવે મારફતે ટુંકે વખતમાં પુરી પાડવામાં આવેછે. રેલવે દાખલ થવાથી ગુજરાતના તેમજ દક્ષિણ તરફના જમીનદારો અને ખેડુતો પેહેલાં પોતાનાં ગુજરાન જેટલું ખેતીવાડીનું કામ કરીને બેસી રેહેતા હતા તેઓ હવે પડતલ જમીનો ખેડવા લાગ્યાછે અને જુદી જુદી જગોને આ ધરતીની તરેહવાર પેદાશો પુરી પાડી સારૂં સરખું નાણું પેદા કરેછે; પણ એ રેલવેની સગવડતાનો પુરતો લાભ લેવાને હજુ તેઓ લાયક થયા હોય એવું દીસતું નથી. થોડાં વરસની વાત ઉપર આપણા જાણીતા ડાકટર ધીરજરામે સુરતની નજદીક એક ગાયકવાડી ગામ કામરેજ આવેલું છે ત્યાંની જમીનમાં પટેટાનો પાક ઘણો સારો નીવડે છે તે ઉપરથી તેવણે ત્યાંના એક જમીનદારને મહાબલેશ્વરના શેરક પટેટા જમીનમાં રોપવાને સારૂ મોકલ્યા; પણ તે આદમી એ તેમાનું કંઈ કીધું નહીં. બાકી એ ગામની નજદીક વરોદરા રેલવેનું શાયન સ્ટેશન આવેલું છે ત્યાંથી એ પટેટાને મુંબઈની મારકેટમાં મોકલવાનું મહેજ સસ્તે પડતે અને મહાબલેશ્વરના પટેટાના કરતાં એ સસ્તે ભાવે વેચાતે અને એ વેહેવારમાંથી બેશક મ્હોટો નફો થતે. પણ આપણા લોકોમાં તે ઉદ્યોગ અને ખંતીપણું છેજ ક્યાં. પેહેલાં આજે વખતે ખેડુતો મેહેનત કરીને મ્હોટો પાક કરતા હતા ત્યારે તેને દુર ગામ લઈ જવાને જે ખરચ તથા વખત લાગતો

હતો તેમાં તેઓનો ઘણેરો નફો ધુસી જતો હતો. અમલસાડ અને ધમડાછા ગામો જે હિંદુસ્તાનની કેરીના બોહોળા પાકને સારૂ ઘણુંજ વખણાયલાં છે ત્યાંથી સુરત ૨૮ માઇલ દુરછે. હવે અહીંયાથી કેરીઓનાં ગાડાં ભરીને સુરત લઈ જતાં એટલો બધો વખત લાગતો હતો કે, સુરત પોહોંચતાં પોહેલાં તે કેરી સડી જતી હતી અને બધી લાખી દેવાની થતી હતી. આજે એ ૨૮ માઇલ જમીન રેલવેથી ૧॥ કલાકના ટુંક અરસામાં કપાયછે અને મોસમમાં કેરી વીગેરે બધી ચીજો સુરતને નહીં પણ એક તરફ મુંબઈ અને બીજી તરફ વડાદરાને સારી હાલતમાં પુરી પાડવામાં આવેછે.

હિંદુસ્થાનની રેલવે હજુ બચપણમાં છે. એની અંદર જે કેટલીક ખોડખાપણો અને ખેદાદો નજરે પડેછે તે પુરેપુરી સુધરશે એટલે દેશની આબાદાની બધી રીતે વધારવામાં એ એક ઘણુંજ અગતનું સાધન થઈ પડશે. હાલ તુરત એનાથી કેટલો ફાયદા થયા છે તે જુવો. એકતો મુસાફરી કરવામાં સગવરતા તથા વખતની અને પૈસાની કીફાયત થઈછે. ધંધાદારી અને મેહેનતુ લોકોને રોજી મેળવવાનું એ એક મ્હોટું સાધન થઇ પડ્યું છે. હિંદુસ્થાનમાં જેટલી રેલવે આવેલી છે તેની અંદર જે માણસોની સંખ્યા નોકરીએ લાગેલીછે તેનો અડસટ્ટો કાઢતાં નજદીક ૧,૦૦,૦૦૦ એક લાખ માણસ થાયછે. પાણીની તાણને લીધે વારંવાર થતા દુકાળોનો એણે અંત આણ્યોછે. થોડા દીવસની વાત ઉપર પંજાબ ઇલાકામાં દુકાળની ભારે દેહેશત રાખવામાં આવતી હતી, શું આ કઈ લોકોને ન્હાનો સુનો ફાયદો થયો હતો! વળી લશ્કરીઓને હવા ફેરને સારૂ એક જગોપરથી બીજી જગોપર ઘણુંજ થોડા વખતમાં લઈ જઈ શકાયછે. જે ગામમાં લશ્કરી આદમીઓની છાવણી હોય અને ત્યાં મરકી અથવા બીજો રોગ ચાલે તો તે લશ્કરને બીજી સારી જગોપર એકદમ લઈ જઈ શકાયછે. વળી રેલવેથી દેશની સહુથી સારી સેવા એ બજાવી શકાયછે કે, લડાઇને વખતે લશ્કરને તથા સામાન સરંજામને જગેજગે સેહેજ વખતમાં લઈ જવાયછે અને દુશમનનું જોર ઘણું દરજ્જે કમ થાયછે. વળી રાજ્ય દરબારી મામલામાં તેની કેટલીક બાબતો ગુપ્ત રીતે કરવી જરૂર દીસે તો તે પણ રેલવેની સહાયતાથી થઈ શકેછે. વડોદરાના માજી ગાયકવાડ મલ્હારાવને રેલવે શીવાય કહો બીજો કેવો મારગ હતો કે, ત્યાંથી આવી છાની છુપી રીતે મદ્રાસ જેટલે દુર આટલા ટુંકે વખતમાં લઈ જઈ શકાતે.

ગયાં વરસની શીરૂયાતમાં નજદીક ૬૦૦૦ છ હજાર માઇલ રેલવે હિંદુસ્થાનમાં કામ કરતી હતી અને ૧૧૦૦ અગીયારસો માઇલ બંધાતી હતી. અલબતે આ ઉપરથી એટલું દેખીતું છે કે, હિંદુસ્થાનની લંબાઈ પોહોળાઈના પ્રમાણમાં ઘણુંજ થોડા ભાગપર રેલવે પથરાયલી છે; તોપણ એથી નીપજતા ફાયદા જોઇને રાજા રજવાડાઓ પોતાના રાજમાં રેલવેઓ દાખલ કરવા લાગ્યાછે તે ઉપરથી તથા અંગ્રેજી જે મ્હોટી મ્હોટી જગોપર

પેહેલા દરજ્જાની કેળવણી, તન અને મનની મેહેનત તથા મ્હોટાં દીલની ઘણીજ અગત છે; અને આ વીશાળ દેશમાં પથરાઈ વળેલી રેલવેનું કામ આજે કેટલાં વરશ થયાં જોઈયે તેવી મનમાનતી રીતે ચાલ્યું જાયછે તે એ ખાતામાં ઘણા કાબીલ શખસો કામે લાગેલા છે તેની એક શાહાદત છે.



## એલેક્ઝાનડ્રા નેટિવ ગર્લ્સ ઇંગ્લીશ ઇન્સ્ટીટ્યુશાન.

### The Alexandra Native Girls' English Institution.

આ અગતના ખાતાનો ગયા વરશનો અહેવાલ છપાઇને બાહાર પડ્યોછે. એ અહેવાલની નોંધ બંગાળ મેગેઝીનના આગસ્ટ મહીનાના અંકમાં લેવામાં આવીછે તેની અંદર એ ઇસ્કોલ જાણે ફક્ત પારસીઓના લાભને સારૂ હોય હેવું દરશાવવામાં આવ્યુંછે. આ એક ભુલછે. એ ઇસ્કોલનો આપણા દેશીની કોઈપણ કોમવાળા લાભ લઈ શકેછે અને તે એ ઇસ્કોલને જે નામ આપવામાં આવ્યુંછે તે ઉપરથી સાબીત થાયછે. આ અહેવાલ ઉપરથી માલમ પડેછે કે, એ ઇસ્કોલમાં છોકરીઓની નીચે ટાંકેલી સંખ્યા ગયા વરશમાં કેળવણી લેતી હતી.

| | સંખ્યા. |
|---|---|
| આખાં વરશમાં છોકરીઓની વધારેમાં વધારે | ૭૪ |
| વરશની આખરે | ૭૧ |
| ઇસ્કોલ છોડી | ૨૫ |
| દાખલ થઈ | ૨૮ |

આ વરશમાં આગલાં વરશના કરતાં છોકરીઓની સંખ્યામાં વધારો થયલો દીસતો નથી તેનું કારણ હેવું બતાવવામાં આવ્યુંછે કે, સ્ત્રી શીક્ષકોની તાણને લીધે રીરેકટરોને છોકરીઓની એક અમુક સંખ્યા ઇસ્કોલમાં દાખલ કરવા બાબે એક હદ કરવી પડ્યો હતો. આ અડચણ ગયડવાને કેટલીક ગોઠવણો કરવામાં આવીછે તે ઉપરથી એ ખાતાને લાગતાવળગતાઓ એવી ઉમેદ રાખેછે કે, આવાર પછી એ સંખ્યામાં મ્હોટો વધારો થશે.

સને ૧૮૭૪ ના વરશમાં છોકરીઓની જે સંખ્યા દરરોજ હાજર થઈ હતી તેમાં વધારેમાં વધારે ૬૦ હતી અને આગલા વરશમાં ૫૬ હતી. મહીનાની સરાસરી લેતાં વધારેમાં વધારે સને ૧૮૭૪ માં ૫૨$\frac{1}{2}$ અને આગલા વરશમાં ૫૧$\frac{1}{2}$ અને દરરોજની સરાસરી હાજરી ૧૮૭૪ માં ૪૮$\frac{1}{2}\frac{1}{7}$ અને ૧૮૭૩ માં ૪૫$\frac{1}{2}$ હતી.

છોકરીઓને ઇસ્કોલમાંથી ઘણી ન્હાની વયે ઉઠાડી લેવામાં આવેછે તે આ અને હેવાંજ બીજાં ખાતાંઓનું કામ મનમાનતી રીતે ચલાવવામાં એક મ્હોટી અડચણ થઈ પડેલી છે. આ ખાતાંની કારોબાર મંડળી એ અડચણો દુર કરવાને પોતાથી બનતી કોશીસો કરેછે અને તેઓ ઉમેદ રાખેછે કે, એ હરકતો ધીમેધીમે મટતી જશે. એ ઇસ્કોલમાં ૧૪ વરશની વયની ઉપરની એક ડજન કરતાં વધારે છોકરીઓ કેળવણી લેછે એ બહુ ઘણી ખુશી ભરેલી વાતછે અને તેવીશ અને ચોવીશ વરશની વય લગી તો કવચીતજ કોઈ છોકરી ઇસ્કોલમાં શીખેછે. ગયા વરશમાં જે છોકરીઓ આ ઇસ્કોલમાં કેળવણી લેતી હતી તેની સંખ્યા અને વય આ નીચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| ઉમર. | છોકરીઓની સંખ્યા. |
|---|---|
| ૮ વરસ | ૩ |
| ૯ ,, | ૭ |
| ૧૦ ,, | ૧૮ |

| | | |
|---|---|---|
| ૧૧ | ,, | ૧૬ |
| ૧૨ | ,, | ૧૬ |
| ૧૩ | ,, | ૭ |
| ૧૪ | ,, | ૭ |
| ૧૫ | ,, | ૬ |
| ૧૬ | ,, | ૨ |
| ૧૮ | ,, | ૧ |
| ૧૯ | ,, | ૧ |
| ૨૧ | ,, | ૧ |
| ૨૩ | ,, | ૧ |
| | | ૭૧ |

છોકરીની મ્હોટી સંખ્યા આ ઇસ્કોલનો લાભ લેતી નથી તેનાં કારણો જે આ અહેવાલમાં આપવામાં આવ્યાં છે તે ઉપરાંત એક અગતનું કારણ એછે કે, કેટલીક છોકરીઓને દુરથી આવવાને દરરોજ ગાડી ભાડું ખરચવું પરવડતું નથી. તેઓને જે ભાડું ખરચવું પડેછે તે દર મહીનાની ફી રૂ.૨) છે તેના કરતાં છ ઘણું ભારે થાયછે. આગળ જેમ ઇસ્કોલ તરફથી આ બાબતની ગોઠવણ કરવામાં આવી હતી તેમ હવે પાછી કરવામાં આવે તો બેશક છોકરીયોની સંખ્યામાં કેટલોક વધારો થયા વના નહીં રેહે.

આ ઇસ્કોલનાં એક્સિબ્યીશન તથા ઇનામ આપવાની ક્રિયા કરતી વખતે આપણા કાબીલ જડજ મી૦ વેસ્ટ પ્રમુખની ખુરસીએ બીરાજ્યા હતા; તેવણે રીપોરટ શાંભળ્યા બાદ પોતે એક મ્હોટું અને ઘણુંજ ખુબીદાર ભાષણ કીધું હતું, જેમાંની કેટલીક બાબતો એ ઇસ્કોલની કારોબાર મંડળી અમલમાં લાવે તો બેશક એ ખાતાંને ઘણો ફાયદો થાય.

ટાઇમ્સ અવ ઇન્ડીઆ વાળો તા૦ ૧૮ મી સપટેમ્બર ૧૮૭૫ ના પતરમાં લખેછે કે, આ ઇસ્કોલનાં મકાનને સારૂ નકશાઓ તઈયાર કરવામાં આવ્યાછે અને એસપ્લેનડ ઉપર એક રોનકદાર મકાન તઇયાર કરવામાં આવનારછે. આ ખીના ખરે ઘણી ખુશી ઉપજાવનારછે, પણ એ ઇસ્કોલનાં ફંડ ઉપર નજર કરતાં હમારા મનમાં એ વાતની સાચવટ વિશે જરા શંશય ઉઠ્યો તે ઉપરથી હમે એ ઇસ્કોલના માજી સેક્રેટરી રાકતર ધીરજરામથી એ બાબતનો ખુલાસો આહ્યો. તેવણના કેહેવા ઉપરથી માલમ પડ્યું કે, એ મકાનને સારૂ જમીન તો એસપ્લેનડ ઉપર સર બારટલ ફ્રીયરના વખતમાં સરકાર આપી ચુકેલીછે. જો આમ છે તો હમે એટલુંજ ઇચ્છીયે છઇયે કે, એ ઇસ્કોલના વખણાયલા અને કાબીલ પ્રેસીડંટ શેઠ માણેકજી ખુરશેદજીયે એક્સીબીશની સભા રૂબરૂ કહી સંભળાવ્યું હતું તે મુજબ પ્રીન્સ અવ વેલ્સને હાથે એ મકાનનો પાયો લખાય અને એ ઇસ્કોલની એક ઘણી મ્હોટી ખોટ પુરી પડે. હમે આ ખાતાંને જનમ આપવામાં તથા તેને આવા મજબુત પાયા ઉપર મુકવામાં શેઠ માણેકજીયે જે મેહેનત લીધીછે તથા ખંતીપણાંથી કામ કીધુંછે તેને સારૂ એ શેઠને ભારે સાબાશી આપીયે છઇયે અને તેવણની મારેફતી નેમોમાં તેવણને સદા ફતેહ ઇચ્છીયે છઇયે.

---

## દિલ પસંદ રમુઝી વાત.

(AMUSING LIGHT READING.)

(સાંધણ પાને ૬૨ થી.)

હું અને મારી ઓરત મોઝમ્બીકમાં વખત ગુજારતાં હતાં. થોડી મુદત વીતા પછી તે દોસીનો કાળ થયો. હું ઓરતને સમજાવી મારે ઘેર લાવ્યો. મારા શેહેરમાં એક અમીર રેહેતો હતો તેની પાસે જઈ મેં નોકરી માગી. તેણે મને પગારનું કામ સોંપ્યું. મારા ઘરમાં એક છોકરી રેહેની હતી તેને ઓરત અને ઘરબાર

સોંપી હું નોકરી ઉપર ગયો. પાંચમે સાતમે મારે ઘેર આવ્યા કરતો હતો. એક દીવસે મારા ઘરની પાડોસીએ મને કહ્યું કે, હવે મારે તમારા ઘરમાં રેહેવાનો ધર્મ નથી. હું તે વાતનો મર્મ સમજ્યો નહીં. બીજી વખતે આવ્યો ત્યારે તે પાડોસીએ મને એકાંત બેસાડી કહ્યું કે, તારા ઘરમાં ખાતર પડેછે એટલે પરપુરૂશ આવેછે, માટે તારા ઘરમાં મારે રેહેવું નથી. મેં તેની ઘણી આજીજી કીધી પણ તે ઉપર ખ્યાલ ન કરતાં તે ચાલી ગઈ. મારા મનમાં ખતરો આવ્યો તેથી એક દાહાડો મારી ઓરતને ગામ જવાનું કહી હું ત્યાંથી નીકળી પડ્યો. ચાર ઘડી રાત ગયા પછી મારા ઘરના દરવાજા આગળ આવી કાન દીધાતો ઘરમાં કોઈ મરદનો આવાજ સંભળાયો. પડોસીનાં ઘર ઉપર થઈને ચુપકીથી મારા ઘરમાં ગયો અને જોયું તો દીવાનખાનામાં ઓરત અને એક મરદ મજેહદારી કરતાં હતાં. થોડીવાર પછી ઓરત ત્યાંથી ઉઠી કંઈ કામે ગઈ, એટલે હું ચુપકીથી દીવાનખાનામાં ગયો અને તે મરદની તરવાર પડી હતી તે લઈને તેનું માથું ધડથી જુદું કીધું અને પાછો ત્યાંથી નીકળી સંતાઈ બેઠો. ઓરત પાછી દીવાનખાનામાં આવીને પોતાના ઇયારને મારી નાખેલો જોઈ ઘણી ધુસ્સામાં આવી અને એક હાથમાં તરવાર અને બીજા હાથમાં દીવો લઈને ચારે ખુણાં ફરી વળી; પણ દુશમન કંઈ તેની નજરે પડ્યો નહીં. ત્યારે લાચાર થઈને એક ખુણામાં ખાડો હતો તેમાં તેની લાશને દાટી દીધી. આ તમાશો જોયા બાદ હું ત્યાંથી નીકળી મારી નોકરી ઉપર ગયો. પાંચ સાત દીવસ પછી હું મારે ઘેર આવ્યો. ઓરતે ખાનું તઈયાર કીધું તે ખાઈ હમો બન્નો દસતુર મુજબ સુઈ ગયાં. બીજે દીવસે ઓરત તરકારી પકાવતી હતી તે વખત મેં તેને કહ્યું કે, મને રાતનાં સ્વપ્નું આવ્યું કે, આપણાં ઘરમાં વ્યભીચારી પુરૂશ આવ્યો તેને કોઈએ મારી નાખી ખાડામાં દાટ્યો. તેં એક હાથમાં તરવાર અને બીજા હાથમાં દીવો લઈને સઘળી જગો તપાસી, પણ ખુન કરનાર તારા હાથમાં આવ્યો નહીં. આ વાત સ્વપનાની છે. ખરી ખોટી તો પરમેશ્વર જાણે. ઓરત ઘણી ચતુર હતી. તે મનમાં સમજી કે, બેશક તેના ઈયારને મારી નાખ્યોછે, સ્વપ્નાની વાત ખોટી બતાવેછે. ઓરતને ધુસ્સો આવ્યાથી, તે છરી લઈને આવીને મારા ચેહેરા ઉપર જખમો મારયા. મેં તેના હાથમાંથી છરી છીનવી લીધી અને તેને જમીન ઉપર નાખી તેજ છુરીથી તેનો જાન લીધો.

શાહાજાદા, ઓરત જાતની બેવફાઈ ઉપર તું વીચાર કર, એ જાત વિશ્વાસ કરવા લાયક નથી. શાહજાદાના મનથી તે બધું પથ્થરપર પાણીની મીસાલે છે તે કોઈ વાત ધ્યાનમાં લેતો નથી. બાદ ચોથા વજીરે એક વાત શાહાજાદાને કહી સંભળાવી.

એક સોદાગર હતો. તેની પાસે અપાર દોલત હતી. તે ઘણો ઉદાર હતો અને ધરમ ધ્યાન સારૂં કરતો હતો. તેને દરવાજે માગનાર જે આવતો તેને તે ખાલી હાથે પાછો જવા દેતો નોતો અને પોતાનો વખત દોસ્ત આશનાવો સાથે રંગરાગમાં ઘણી ખુશી ખુશીથી ગુજારતો હતો. તેનો ઇરાદો શાદી કરવાનો નોતો તે વાત તેના મિત્રોના જાણવામાં આવ્યાથી તેઓએ તેને પુછ્યું કે, ભાઈ ખુદાએ ઓરત જાતને મરદના આરામ સારૂ પેદા કીધીછે તે છતાં તું લગન કરવાની ખાહેશ રાખતો નથી તેનો શો સબબછે, તે જાણવાને હમને ઘણી ખાહેશછે. તેણે જવાબ

કીધો કે, મારો જીવ જાય તોપણ હું એ કામ કરવાનો નથી; કેમકે દુનીયાદારીમાં- ઓરત જાતની બેવફાઇના ઘણા દાખલા મારા જોવામાં આવ્યાછે. તેથી શાદી કરયાપછી પસતાવો કરવો તેનાં કરતાં તે ન કરવી એ વધારે સારૂંછે. તેના ભાઇબંદો બોલ્યા કે, દુનીયામાં સઘળી ઓરતો પતીવ્રતા હોતી નથી, તેમ બદ્ધી ખરાબ ચાલની અને બેવફા હોય છે એમ પણ કહી શકાતું નથી. પણ કુળવાન અને નેક જાત જોઇને શાદી કરવી જોઇયે. તે કરયા વગર ગૃહસ્થ થવાતું નથી અને સંસારનું સુખ મળતું નથી. ગૃહસ્થાશ્રમના ઘણા ફાયદાછે. તેમાં મુખ્ય સંતતી થવાથી પાછળ નામ રેહેછે તેછે. નીરવંશ ગયાથી દુનીયામાંથી તેનું નામ અને નીશાણ ઉખરી જાયછે. નીરવંશ વાળાની મુક્તિ થતી નથી. વળી શ્રૃષ્ટીના નીયમ તોડવા એ પણ ભારે ગુનાહ છે. તારા જેવા વીચાર સઘળી દુનીયાં કરેતો શ્રૃષ્ટી ચાલેજ શી તરેહ? આ રીતે ઘણી શીખામણ દેવાથી સોદાગરે શાદી કરવાની વાત કબુલ કીધી. મહોટી ઉમ્મરની ઓરત સાથે શાદી કરવી નહીં એવા વીચારથી તેણે એક સાત વરસની કન્યા સાથે શાદી કીધી, અને તેને તેજ વખતથી પોતાના ઘરમાં રાખી અને તેને કોઈ પરાઈ ઓરતો સાથે વાતચીત કરવા દેવી નહીં એવો તેણે બંદોબસ્ત કીધો. તેની બરદાસ્ત કરવા સારૂ એક ઘરડી દાસી તેની નોકરીમાં રાખી. તે તેને હમેશ સારી સલાહ આપતી અને તરબીયત કરતી હતી. ઓરત ઉમ્મરે લાયક થયાંપછી તે પોતાના ખાવીંદની સારીરીતે ચાકરી કરવા લાગી અને તેના હુકમ વગર પાણી પીતું નહીં એવી રીતે નેક ચાલથી વરતતી હતી. લાંબી મુદત સુધી નીરઉદ્યોગ બેસી રેહેવાથી અને ઉડાઉપણાંના ભારે ખરચથી સોદાગરની દોલત ખુટી ગઈ. તે જોઈ સોદાગરની આંખ ઉઘડી અને તેણે સફર કરવા જવાનો વીચાર કીધો. ઓરત અને ઘરબાર પોતાની વીશ્વાસુ દાસીને સોંપ્યાં અને પોતે તરેતરેનો માલ લઈ સફરે ગયો અને તે વેચવા સારૂ બંદરે બંદર ફરવા લાગ્યો.

એક દીવસે સોદાગરની ઓરત સેહેજ પોતાના ઘરની અટારી ઉપર ચઢી સેર કરતી હતી તેવામાં એક જુવાન શખસની નજર તેના ઉપર પરી. બંનેની આંખો એક બીજા સાથે મળતાંજ પેલો જુવાન મુરછા ખાઇને પડ્યો. ઓરતના મનમાં બીજી કોઈ રીતનો ખ્યાલ નોતો. પેલો જુવાને સાવચેત થયા પછી તે ઓરતની મુલાકાત લેવી એવું મુકરર કીધું, અને એક કુટણીને બોલાવી તેને સોદાગરની ઓરત પાસે મોકલી. તેણે તેને ફોસલાવી પેલા જુવાન સાથે તેની મુલાકાત કરાવી. તે બંનેનું દીલ એવું મળી ગયું કે, તેઓ દરરોજ એક બીજાને મળવા લાગ્યાં. થોડી મુદતબાદ સોદાગર સફરેથી આવ્યો; તે જઈફ અને મુસાફરીમાં ટાહાડ તડકો ખાધાથી લેવાઈ ગયો હતો. ઓરત તેને જોઇને નાખુશ થઈ, અને જ્યારે તે તેને બગલગીરી કરવા ગઈ તે વખત એ સુકુમાર ઓરતને તેનું બદન ખુંચવા લાગ્યું અને તેનું મન સોદાગર ઉપરથી બીલકુલ ઉતરી ગયું. આખરે તેણે સ્ત્રી ચરીત્ર દેખાડવાનો આરંભ કીધો. તે જુઠું બાનું કાઢી બીમાર થઈ, અને દીન પર દીન વધારે બીમારી બતાવા લાગી. પેલી કુટણી ખાવાનું લાવે તે છાનામાના ખાતી હતી. કેટલાક દીવસપછી ઓરતે કુટણીની મારફતે પોતાના યારને સુચના કરાવી કે, હું ઢોંગ કરી મરી ગઈ એવું બતાવીશ

એટલે મને દફન કરશો. તારે તે વખતે ચાંચવા પાવડા લેઇ તે જગ્યે સંતાઈ રેહેવું અને લોકો ત્યાંથી જાય એટલે કબર ખોદી મને અંદરથી કાઢવી. આવો સંકેત કરયાપછી ઓરતે પોતાના ધણી સોદાગરને કહ્યું કે, મારી અવધ હવે આવી ચુકી હોય હેવું મને લાગેછે. હવે હું કેટલાક બે-ફેલાકની તારી પરોણી છઉં. મેં આજસુધી પતીવ્રતા ધર્મ પાળ્યોછે તે તું સારી રીતે જાણેછે; માટે હું તારી પાસે એટલું માગી લઉં છઉં કે, મારા મુવા પછી પણ પરપુરૂષ મારી લાસને અડકે નહીં એટલો તું બંદોબસ્ત રાખજે કે, જેથી મારો ધર્મ મારા અંતકાળ સુધી બરાબર સચવાય. મારી લાસને તું તારે હાથેજ જનાજામાં મુકજે અને તારે હાથેજ બાહાર કાઢી દફન કરજે. આ કામ તું કરશે હેવું મને વચન આપ. સોદાગરે તેની ઈમાનદારી ઉપર આફરીન કરી કોલ આપ્યો. થોડી વખત પછી ઓરત ઢોંગ કરી સબ જેવી થઈને પડી. સોદાગરે જાણ્યું કે, તે મરી ગઈ. તે જાર જાર રડવા લાગ્યો. બાદ પોતાના આપેલા કોલ મુજબ સઘળી વ્યવસ્થા સોદાગરે પોતાને હાથે કરી તેને કબરમાં દાટી. તેણે તે જગોપર ઘણી ખેરાત કીધી અને સરવે લોકો સાથે ઘણીજ ગમગીનીમાં પાછો પોતાને ઘેર આવ્યો. ઓરતનો ઈયાર તે જગો છુપી રહ્યો હતો તે બધા લોકો ત્યાંથી ગયા એટલે તુરત કબર આગળ આવી પોહોંચ્યો અને તે ખોદી ઓરતને બાહાર કાઢી. બન્નો જણું ત્યાંથી એકદમ ચાલ્યાં, તે એક ગામમાં જઈને રહ્યાં. સોદાગરે ઓરતનું ચાળીસું કીધું અને ઘણા ફકીરોને ખાનું ખવાડયું તથા ખેરાત કીધી. પોતાનું ઘરબાર તથા સરસામાન લુટાવી દીધો, અને ફકીરી અખ્તીયાર કરી પોતાની નેક ઓરતની કબર આગળ જઈ બેઠો અને તેના ઉપર મોરપીછની ઝાંખરથી ઝાડુ કરવા લાગ્યો, તથા ખાવું પીવું ત્યાગ કરી, ઓરત, ઓરત, એવું મુખથી બોલી રાતદીવસ રડયા કરતો હતો.

વજીર કેહેછે, અરે શાહજાદા, ઓરત જાત કેવી બેઈમાનછે તેનો તું વીચાર કર અને આગળ શું હકીકત ગુજરી તે સાવચેતીથી સાંભળ. એ સોદાગરનાં ગામની એક ઓરત બંગડી વેચવા ગામેગામ ફરતી હતી. તે ફરતી ફરતી સોદાગરની ઓરત જે ગામમાં પોતાના ઈયાર સાથે પડેલી હતી તે ગામમાં આવી પોહોંચી. પેલી ઓરત અને તેનો ઈયાર ઘરમાં બેઠાં હતાં તે વખત બંગડી વેચનારીનો આવાજ કાન ઉપર પડવાથી તેઓની નોકરીમાં એક છોકરી હતી તેને તે બંગડી વાળીને બોલાવાનું તેઓએ ફરમાવ્યું. છોકરી પેલી બંગડીવાળીને ઘરમાં તેડી લાવી. તેણે ઓરતને જોતાંવારને તુરત ઓળખી અને તેને કહ્યું કે, તારો ધણી તારે સારૂ પોતાનો જીવ કાઢેછે અને તું તો અહીંયાં મોજ મારેછે. મને ઘણું તાજુબ લાગેછે કે, મુવેલું માણસ પાછું કેમ સજીવન થયું હશે. શું તેં બીજી વાર અવતાર લીધોછે વારૂ? ઓરતે જવાબ દીધો કે, એ બેસમજ, તું કેહેતાં શરમાતી નથી. મરી ગયેલું માણસ કંઈ પાછું જીવતું થાયછે. તેં તારી અક્કલ ઉપરથી હાથ ઉઠાવ્યો હોય હેવું મને દીસેછે. આવું કહી એ ગાંડીછે એને ધક્કો મારી બાહાર કાઢો એવું ઓરતનાં ફરમાવાથી, બંગડીવાળીને ચાકરોએ તુરત ઘરની બાહાર હાંકી કાઢી. બંગડીવાળીને આવું અપમાન થવાથી તેને ઘણુંજ માઠું લાગ્યું. તેણે વીચાર કરયો કે, હણતાને હણવું તેમાં કંઈ પાપ નથી. એવા વીચારથી તે

પેલો સોદાગર ફકીર થઈને કબર આગળ બેઠો હતો તેની પાસે ગઈ અને તેને ખબર આપી કે, ઓ ગાફેલ મરદ, તારી ઓરત તો આ વખતે પોતાના ઈયાર સાથે રંગભોગમાં ચકચુર થઈ રહેલીછે અને તું શા વાસ્તે તેની પછાડી જીવ આપવાને તઈયાર થઈ રહ્યોછે. સોદાગરે કહ્યું કે, તું આવું જુઠું શા વાસ્તે બોલેછે? તે નેક બખ્ત ઓરત પતીવ્રતા હતી અને તે તો બેહસ્તમાં જઈને બેઠીછે. તું તેની પાછળ ખોટું બોલશે તો તું ખાસી નર્કની અધીકારી થશે. બંગડીવાળી બોલીકે, અરે મુરખ, મારૂં કેહેનું જુઠું માનતો હોય તો ચાલ મારી સાથે હું તેને નજરે નજરે તને દેખાડું. તું તેને પાક સમજેછે એજ તારી ભુલછે. તે તો ખરેખરી એક નાપાક ઓરતછે. બંગડીવાળીએ સોદાગરને સાથે લીધો અને તેની ઓરત જે ગામમાં હતી ત્યાં તેને લઈ ગઈ અને જે ઘરમાં તે ઓરત તથા તેનો ઈયાર બન્ને બેઠેલાં હતાં તે તેને બતાવી દીધાં. સોદાગરે પોતાની ઓરતને કહ્યું કે, મારી પ્યારી માસુક, તું શી રીતે જીવતી થઈ? જે વાત કાને સાંભળી નથી તે આંખે જોવામાં આવેછે. આ તિલસ્માત શુંછે.- તેં પાછો અવતાર લીધોછે કે શીતરે તે તું મને સમજાવ. ઓરત બોલી કે, અરે ફકીર, તું દીવાનો થયોછે. મુવેલું માણસ કઈ કોઈ દાહાડો જીવતું થાયછે. તને કોઈએ ખોટો ભમાવ્યોછે. આવી ભાંજગડ ચાલવાથી લોકો ત્યાં એકઠા થઈ ગયા, અને કેહેવા લાગ્યા કે, ફકીર ખોટું ગળે પડવાનો વીચાર કરેછે. આ મામલાની ખબર સરકારમાં ગઈ. સરકારથી તેઓને પકડી લાવવાનો હુકમ થયો. મોસલો તે લોકોને પકડવા આવ્યો એટલે ઓરતનો ઈયાર ધભરાવાથી નાહાસી ગયો અને ફકીર તથા ઓરતને મોસલો સરકારમાં લઈ ગયા. ફકીરે અવલથી તે આખરસુધીની ગુજરેલી તમામ વાત સરકારને જાહેર કીધી. તેની વાત ઉપર સરકારને ભરોસો આવવાથી ઓરતને ગુશકેકાર બાંધી મારવા માંડી, એટલે તેણે સઘળી વાત યથાર્થીત કબુલ કીધી. સરકારે તેને જમીનમાં અરધી દટાવી તીરંદાજ કરી મારી નાખી અને ફકીરને રજા આપી.

(અધુરૂં.)

---

## ખોરાક તથા તે જે જે વસ્તુઓની મેળવણીથી બનેલો છે તે વિશે.

(સાંધણ પાને ૫૮ થી.)

**ખાંડ.** ખોરાકની આ બીજી વસ્તુ સ્ટાર્ચને ઘણીખરી મળતી આવેછે. ખાંડ તેના મીઠા સ્વાદથી ઓળખાઈ આવેછે. એ ઘણી વનસ્પતિઓના રસમાંથી તથા સેરડી, રોકમેપલ, અને બીટરૂટ ઈથાને ચુકનદરનાં મુળીયાંમાંથી મળી આવેછે; પણ આ સઘળાંના કરતાં સેરડીમાંથી એ મોહોટાં વજનમાં મળેછે.

ખાંડને નીચે જણાવેલી ક્રિયાથી જુદી પાડવામાં આવેછે.

પેહેલવેહેલાં તો સેરડીને લોઢાના રોલરોની વચમાં મુકીને તેનો રસ કાઢેછે. આ રસને ચુનાના સોલ્યુશન ઈથાને તેજાબ સાથે મેળવીને ગરમ કરેછે, જેથી કરીને તે માહેલો કચરો જુદો પડી જાયછે અને તેના પોપડા ઉપર તરી આવેછે. આ કચરાને કાઢી નાખેછે અને નીચે જે સાફ રસ રેહેછે તેને જ્યાંસુધી તે કાણું થઈ જાય ત્યાંસુધી ઉકાળ્યા કરેછે. આ મુજબ કરવાથી લાલખાંડ તઈયાર થાયછે; તેને ફરીથી પાણીમાં નાખેછે અને તે ઉકાળી

તેમાંનો કચરો સાફ કરેછે એટલે તે સાફ પાસાદાર થઈ જાયછે.

ચકંનાદરનાં મુળીયાંમાંથી જે ખાંડ મળેછે તે ફ્રાન્સની અંદર ઘણી બનાવવામાં આવેછે. એ ખાંડ દેખાવમાં ઘણી સ્વચ્છ અને પાસાદાર હોયછે.

એક જાતની ખાંડ મેપલ જાતના ઝાડનાં રસમાંથી તઈયાર થાયછે. એ રસ વસંતરૂતુની અંદર ઝાડમાં કાંણાં પાડવાથી છુટો પડેછે અને તેમાંથી તેને એકઠો કરી તે કરાગુ થાય ત્યાંસુધી તેને ઉકાળેછે. આમાંથી નીકળેલી ખાંડ પુરેપુરી સાફ થઈ શકતી નથી અને તે જરા ભીની અને બદામીયા રંગની હોયછે.

**ગોળ.** એ પણ વનસ્પતિનો રસ છે, પણ એ નક્કર અવસ્થામાં પાસાદાર થઈ શકતો નથી. એમાં કેટલાક લીઝતદાર અને રંગીન પદાર્થો ભેળાયલા હોયછે તથા તેનો સ્વાદ જુદીજ તરેહનો હોયછે.

ફુલમાં, મધમાં અને બીજાં કેટલાંક ફળ અને વનસ્પતિ જેવી કે, એપલ્સ ઈચાસેપ, પેરૂ, દરાખ, ઈત્યાદીમાં ખાંડ હોયછે. આ ખોરાકની જુદી જુદી વસ્તુઓમાં ખાંડનાં પ્રમાણની નીચેના કોઠા ઉપરથી સમજ પડશે.

**દર ૧૦૦ ભાગમાં ખાંડનાં વજનનું પ્રમાણ.**

| | |
|---|---|
| અંજીર | ૬૨·૫૦ |
| ચેરીસ જાતનું ફળ | ૧૮·૧૨ |
| આલુ | ૧૬·૪૮ |
| આમલી | ૧૨·૫૦ |
| પેરૂ | ૧૧·૫૨ |
| અકનદર | ૯·૦૦ |
| બદામ | ૬·૦૦ |
| ઘઉંનો આટો | ૫·૪૦ |
| જવનો આટો | ૩·૨૮ |
| ઈન્ડીયન ગીસ કોર્નનો આટો | ૨·૮૫ |
| વટાણા | ૨·૦૦ |
| ગાયનું દુધ | ૪·૭૭ |
| ગધેડીનું દુધ | ૬·૦૮ |
| માણસનું દુધ | ૬·૫૦ |

ખાંડની ઘણી અજાયબ જેવી ખાશીયત એછે કે, તેનું પૃથક્કરણ થઈને તેનો નવો પદાર્થ બની જાયછે, અને તે ક્રિયાને ફરમેન્ટેશન ઈયાને ખમીર કેહેછે. ફરમેન્ટેશનનો સાધારણ રીતે અરથ સડી જવું થાયછે. ગરમીના દીવસમાં તે ગોળ, મધ અને ખાંડવાળા પ્રવાહીયોમાં એની મેળે થાયછે. આમ થવાથી તે વસ્તુઓ ફુલેછે તથા તેના ઉપર ફીણ તથા ફુગ ચઢેછે અને તેનો સ્વાદ તથા ખો બદલાઈ જાયછે.

ખોરાકની સાથે આપણે જે ખાંડ લઈયે છઈયે તે શરીરની અંદર સ્ટાર્ચની પ્રેઠેમ લોપ થઈ જાયછે અને તંદુરસ્ત હાલતમાં દુધ વ્યતીત કોઈપણ સીક્રિશન ઈયાને રસોમાંથી ખાંડ કદીપણ બાહાર નીકળતી જોવામાં આવી નથી.

**ચરબી અથવા તેળવાળા પદાર્થો.** આ પદાર્થોનો મોટો જથો ખોરાકમાં હોયછે. ખોરાકની વસ્તુ તરીકેજ તેઓ ઘણા કિમતી પદાર્થોછે એમ નથી; પણ હુન્નર અને કારખાનાઓનાં કામમાં તેઓ ઘણી અગતની વસ્તુ થઈ પડેલીછે.

આપણે ચરબી અને તેલવાળા પદાર્થોને તેઓના દેખાવ ઉપરથી, ચીકણાંપણા ઉપરથી તથા તેઓમાં જે લીસાપણું રહેલુંછે અને જે વડે બધા સાંચાઓ ફેરવવામાં મદદ મળેછે તથા તેઓના ઘસારાનો બચાવ થાયછે તે જોતા ઉપરથી જુદા પાડી શકીયે છઈયે. જો આપણે આ તેલ તથા ચરબીને ઘણી બારીકીથી તપાસીયે તો તેઓમાં ત્રણ જુદી જુદી વસ્તુઓ મળેલી જોવામાં આવેછે. આ

નણ વસ્તુઓ તે સ્ટેરીન, માર્ગેરીન તથા ઓલીન એ નામથી ઓળખાયછે. આ પદાર્થો એક બીજાને ઘણી રીતે મળતા આવેછે.

તેલ તથા સઘળા ચીકણા પદાર્થોમાં એક ઘણી અગતની ખાસીયત એછે કે, તેઓ પાણીમાં કદી પિગળતા નથી અથવા તેની સાથે ઘણા સુરત રીતે મળીને પણ રેહેતા નથી અને એ ઉપરથીજ કેહેવત થયલી છેકે, "તેલ અને પાણી કદી મળનાર નથી;" કેમકે જો આ બે પ્રવાહીઓને એક બાટલીમાં મેળવીને તેને ખુબ તરેહથી હલાવીયે તો પેહેલવેલાં તો તેઓ જાણે મળી ગયલાં દેખાયછે; પણ સેહેજવાર બાટલીને મુકી ર્હાંકીયે તો તેલ હલકું તે ઉપર તરેછે અને પાણી નીચે રેહેછે; પણ જ્યારે તેઓમાં બીજા પદાર્થો મેળવવામાં આવેછે ત્યારે તેઓનો બનાવ જુદોજ બનેછે. જો પોટાશ અથવા સોડાને પાણીમાં પિગળાવીયે અને તેમાં તેલ મેળવીયે તો તેલ ઝીણીઝીણી પ્રમાણુંઓમાં તુરત છુટું પડી જાયછે અને તે મેળવણીમાં ગળી જાયછે. આ મુજબ કરવાથી પાણીથી તેલ છુટું પડતું નથી; પણ તે તેમાં સફેત અપારદર્શક દુધના જેવા પ્રવાહીમાં રેહેછે.

કેટલાક જીવરૂપ પદાર્થોની પણ એવીજ અસર ઉત્પન્ન થાયછે. જો આપણે એક તાજાં ઇંડાંની સફેતી પ્રવાહી રૂપમાં હોયછે ત્યારે તેને લીધી હોય અને તેને થોડાં તેલ સાથે મેળવીને હલાવી હોય તો તે સઘળું સફેત અને ડોવાઈ જાયછે અને તે હાલતમાં તે કાયમ રેહેછે.

તેલવાળા પદાર્થો જીવરૂપ તથા વનસ્પતિ પદાર્થોનાં ટીશ્યુમાં જુદીજ રીતે રહેલાછે. તેઓ પિગળીને એક બીજાની સાથે મળીને રહેલા જોવામાં આવેછે; તોપણ તેઓ પાણીમાં પિગળતા નથી; અથવા સૉલ્ટ, સ્ટાર્ચ, અથવા ખાંડ એવા પદાર્થોની સાથે એકમેક થતા નથી; પણ તેઓ ટીપાં તથા રવાના આકારમાં, રેશાઓના સાંધાઓમાં અથવા ન્હાની ઝીણી કોટડીઓમાં મુકાયલા જોવામાં આવેછે; વળી દુધમાં પણ તેઓ તે માંહેલાં પાણીમાં પીગળતા નથી; પણ તેમાં ઝીણા રવા તરીકે તરેછે.

આમ હોવાથી આપણે તેલને સેહેજ રીતે ટીશ્યુસમાંથી જુદું પાડી શકીયે છઇયે. જીવરૂપ તથા વનસ્પતિના ટીશ્યુસમાં તેલ રેહેછે તે કાઢવા સારૂ તેના ઝીણા કટકા કરવા પડેછે અને પછી તેને દબાણને તાબે કરવાથી તેમાં રહેલું તેલ નીકળેછે અને તે સ્વચ્છ હાલતમાં એકઠું કરી શકાયછે. કોઈ વખતે વળી આ પદાર્થોને ગરમી લગાડેથી તેલ છુટું પડેછે. કોઈ વખતે તેઓને પાણીમાં ઉકાળવાથી તેલ પાણીને મથાળે એકઠું થાયછે અને પછી તેને જુદું પાડીયે છઇયે. તેલને છુટું પાડવામાં કંઈ પણ રસાયની પ્રયોગ અથવા પૃથક્કરણની ક્રિયાઓ કામે લગાડવાની જરૂર નથી. તેઓ જે પદાર્થો સાથે ગળેલાં હોયછે તેઓમાંથી સેહેજ યુક્તિથી છુટાં પાડી શકીયે છઇયે.

શરીરના જે ટીશ્યુસમાંથી તેલવાળા પદાર્થો ઘણાંમાં ઘણાં વજનમાં મળી આવેછે તેવાં ટીશ્યુસને ચરબી કહેછે. ચરબી ચામડીની નીચે ગોયા નરમ મુલાયમ તકીયાની પઠેમ કામ કરેછે, તથા તેની પાસે આવેલા બીજા ભાગોને નુકસાન થવાથી રક્ષણ કરેછે; વળી અંદરની ઇંદ્રિઓની ગરમી રાખવામાં તથા તે માંહેલી ગરમીને તાકીદથી નીકળી જતાં અટકાવવાને કામ લાગેછે. આટલા ઉપરથી જે શખસોમાં સારીપઠે ચરબી હોયછે તેઓને પાતળા અને સુકાઈ ગયલા શખસો કરતાં થોડી ઠંડી લાગેછે.

તેમાંનો કચરો સાફ કરેછે એટલે તે સાફ પાસાદાર થઈ જાયછે.

ચકુંનદરનાં મુળીયાંમાંથી જે ખાંડ મળેછે તે ફ્રાન્સની અંદર ઘણી બનાવવામાં આવેછે. એ ખાંડ દેખાવમાં ઘણી સુન્દર, અને પાસાદાર હોયછે.

એક જાતની ખાંડ મેપલ જાતના ઝાડનાં રસમાંથી તઈયાર થાયછે. એ રસ વસંતરૂતુની અંદર ઝાડમાં કાંણાં પાડવાથી છુટો પડેછે અને તેમાંથી તેને એકઠો કરી તે કઠણ થાય ત્યાંસુધી તેને ઉકાળેછે. આમાંથી નીકળેલી ખાંડ પુરેપુરી સાફ થઈ શકતી નથી અને તે જરા ભીની અને બદામીયા રંગની હોયછે.

**ગોળ.** એ પણ વનસ્પતિનો રસ છે, પણ એ નક્કર અવસ્થામાં પાસાદાર થઈ શકતો નથી. એમાં કેટલાક લેજ્જતદાર અને રંગીન પદાર્થો ભેળાયલા હોયછે તથા તેનો સ્વાદ જુદીજ તરેહનો હોયછે.

દુધમાં, મધમાં અને બીજાં કેટલાંક ફળ અને વનસ્પતિ જેવી કે, એપ્રીકૉટ, ઈયાસેપ, પેરૂ, દરાખ, ઈત્યાદીમાં ખાંડ હોયછે. આ ખોરાકની જુદી જુદી વસ્તુઓમાં ખાંડનાં પ્રમાણુંમી નીચેના કોઠા ઉપરથી સમજ પડશે.

**દર ૧૦૦ ભાગમાં ખાંડનાં વજનનું પ્રમાણુ.**

| | |
|---|---|
| અંજીર | ૬૨.૫૦ |
| ગોસીસ જાતનું ફળ | ૧૮.૧૨ |
| આલુ | ૧૬.૪૮ |
| આમલી | ૧૨.૫૦ |
| પેર | ૧૧.૫૨ |
| ચકુંનદર | ૯.૦૦ |
| બદામ | ૬.૦૦ |
| ઘઉંનો આટો | ૫.૪૦ |
| જવનો આટો | ૩.૨૮ |
| ઈન્ડીયન મીલ કહીને આટો | ૨.૪૧ |
| પટાટા | ૨.૦૦ |
| ગાયનું દુધ | ૪.૭૦ |
| ગધેડીનું દુધ | ૬.૦૮ |
| માણસનું દુધ | ૬.૫૦ |

ખાંડની ઘણી અજાયબ જેવી ખાશીયત એછે કે, તેનું પૃથક્કરણ થઈને તેના નવા પદાર્થ બની જાયછે અને તે ક્રિયાને ફરમેન્ટેશન કહીને પકારેછે. ફરમેન્ટેશનનો સાધારણ રીતે અરથ સડી જવું થાયછે. ગરમીના દીવસમાં તે ગોળ, મધ અને ખાંડવાળા પ્રવાહીઓમાં એની મેળે થાયછે. આમ થવાથી તે વસ્તુઓ ફુલેછે તથા તેના ઉપર ફીણ તથા ફુગ ચઢેછે અને તેનો સ્વાદ તથા બો બદલાઈ જાયછે.

ખોરાકની સાથે આપણે જે ખાંડ લઈયે છઈયે તે શરીરની અંદર સ્ટાર્ચની પઠેમ લોપ થઈ જાયછે અને તંદુરસ્ત હાલતમાં દુધ વ્યતીત કોઈપણ સીક્રિશન કહીને રસોમાંથી ખાંડ કદીપણ બાહાર નીકળતી જોવામાં આવી નથી.

**ચરબી અથવા તેલવાળા પદાર્થો.** આ પદાર્થોનો મોટો જથો ખોરાકમાં હોયછે. ખોરાકની વસ્તુ તરીકેજ તેઓ ઘણા કિમતી પદાર્થોછે એમ નથી; પણ હુન્નર અને કારખાનાઓનાં કામમાં તેઓ ઘણી અગત્યની વસ્તુ થઈ પડેલીછે.

આપણે ચરબી અને તેલવાળા પદાર્થોને તેઓના દેખાવ ઉપરથી, ચીકણાપણા ઉપરથી તથા તેઓમાં જે લીસાપણું રહેલુંછે અને જે વડે બધા સાંધાઓ ફેરવવામાં મદદ મળેછે તથા તેઓના ઘસારાનો બચાવ થાયછે તે જોતા ઉપરથી જુદા પાડી શકીયે છઈયે. જો આપણે આ તેલ તથા ચરબીને ઘણી બારીકીથી તપાસીયે તો તેઓમાં ઘણી જુદી જુદી વસ્તુઓ મળેલી જોવામાં આવેછે. આ

ત્રણ વસ્તુઓ તે સ્ટેરીન, માર્ગોરીન તથા ઓલીન એ નામથી ઓળખાયછે. આ પદાર્થો એક બીજાને ઘણી રીતે મળતા આવેછે.

તેલ તથા સઘળા ચીકણા પદાર્થોમાં એક ઘણી અગતની ખાશીયત એછે કે, તેઓ પાણીમાં કદી પિગળતા નથી અથવા તેની સાથે ઘણા ચુસ્ત રીતે મળીને પણ રેહેતા નથી અને એ ઉપરથીજ કેહેવત થયલી છેકે, "તેલ અને પાણી કદી મળનાર નથી;" કેમકે જો આ બે પ્રવાહીઓને એક બાટલીમાં મેળવીને તેને ખુબ તરેહથી હલાવીયે તો પેહેલવેલાં તો તેઓ જાણે મળી ગયલાં દેખાયછે; પણ સેહેજવાર બાટલીને મુકી છાંડીયે તો તેલ હલકું તે ઉપર તરેછે અને પાણી નીચે રેહેછે; પણ જ્યારે તેઓમાં બીજા પદાર્થો મેળવવામાં આવેછે ત્યારે તેઓનો બનાવ જુદોજ બનેછે. જો પોટાશ અથવા સોડાને પાણીમાં પિગળાવીયે અને તેમાં તેલ મેળવીયે તો તેલ ઝીણીઝીણી પ્રમાણુંઓમાં તુરત છુટું પડી જાયછે અને તે ભેળવણીમાં મળી જાયછે. આ મુજબ કરવાથી પાણીથી તેલ છુટું પડતું નથીઃ પણ તે તેમાં સફેત અપારદર્શક દુધના જેવા પ્રવાહીમાં રેહેછે.

કેટલાક જીવરૂપ પદાર્થોની પણ એવીજ અસર ઉત્પન્ન થાયછે. જો આપણે એક તાજાં ઇંડાંની સફેતી પ્રવાહી રૂપમાં હોયછે ત્યારે તેને લીધી-હોય અને તેને થોડાં તેલ સાથે મેળવીને હલાવી હોય તો તે સઘળું સફેત અને ડોવાઈ જાયછે અને તે હાલતમાં તે કાયમ રેહેછે.

તેલવાળા પદાર્થો જીવરૂપ તથા વનસ્પતિ પદાર્થોનાં ટીશ્યુમાં જુદીજ રીતે રહેલાછે. તેઓ પિગળીને એક બીજાની સાથે મળીને રહેલા જોવામાં આવેછે; તોપણ તેઓ પાણીમાં પિગળતા નથી; અથવા સૉલ્ટ, સ્ટાર્ચ, અથવા ખાંડ એવા પદાર્થોની સાથે એકમેક થતા નથી; પણ તેઓ ટીપાં તથા રવાના આકારમાં, રેશાઓના સાંધાઓમાં અથવા ન્હાની ઝીણી કોઠીમાં મુકાયલા જોવામાં આવેછે; વળી દુધમાં પણ તેઓ તે ગાહિલાં પાણીમાં પીગળતા નથી; પણ તેમાં ઝીણા રવા તરીકે તરેછે.

આમ હોવાથી આપણે તેલને સેહેજ રીતે ટીશ્યુસમાંથી જુદું પાડી શકીયે છઇયે. જીવરૂપ તથા વનસ્પતિના ટીશ્યુસમાં તેલ રેહેછે તે કાઢવા સારૂ તેના ઝીણા કટકા કરવા પડેછે અને પછી તેને દબાણને તાબે કરવાથી તેમાં રહેલું તેલ નીકળેછે અને તે સ્વચ્છ હાલતમાં એકઠું કરી શકાયછે. કોઈ વખતે વળી આ પદાર્થોને ગરમી લગાડેથી તેલ છુટું પડેછે. કોઈ વખતે તેઓને પાણીમાં ઉકાળવાથી તેલ પાણીને મથાળે એકઠું થાયછે અને પછી તેને જુદું પાડીયે છઇયે. તેલને છુટું પાડવામાં કંઈ પણ રસાયની પ્રયોગ અથવા પૃથકકરણની ક્રિયાઓ કામે લગાડવાની જરૂર નથી. તેઓ જે પદાર્થો સાથે ગળેલાં હોયછે તેઓમાંથી સેહેજ યુક્તિથી છુટાં પાડી શકીયે છઇયે.

શરીરના જે ટીશ્યુસમાંથી તેલવાળા પદાર્થો ઘણુંખરું ઘણાં વજનમાં મળી આવેછે તેનાં ટીશ્યુસને ચરબી કહેછે. ચરબી ચામડીની નીચે ગોદા નરમ મુલાયમ તકીયાની પઠીએ કામ કરેછે, તથા તેની પાસે આવેલા બીજા ભાગોને નુકસાન થવાથી રક્ષણ કરેછે; વળી અંદરની ઇંદ્રિઓની ગરમી રાખવામાં તથા તે આંહેલી અરચીને તાકીદથી નીકળી જતાં અટકાવવાને કામ લાગેછે. આટલા ઉપરથી જે શખસોમાં સારીપઠે ચરબી હોયછે તેઓને પાતળા અને સુકાઈ ગયલા શખસો કરતાં ઘોડી થંડી લાગેછે.

ખોરાકમાં તૈલવાળા પદાર્થો મ્હોટાં વ-જનમાં લેવામાં આવેછે તે માખણ, દુધ અને ગોરાની ચરબી મારગે તથા બીજા કેટલાક વનસ્પતિના પદાર્થો જેવા કે, ઓલીવનું તેલ, મીઠું તેલ વગેરે બીજાં તેલમાં લેવામાં આ-વેછે. જુદી જુદી જાતના ખોરાકમાં તેલ-વાળા પદાર્થોનું પ્રમાણ આ નીચેના કોઠા ઉપ-રથી સમજવામાં આવશે.

દર ૧૦૦ ભાગમાં ચરબીનાં વજનનું પ્રમાણઃ—

| | |
|---|---|
| કોકોબટર | ૬૦·૦૦ |
| નાળીએર | ૪૭·૦૦ |
| ઓલીવ્સ | ૩૨·૦૦ |
| ઈંડાની જરદી | ૨૮·૦૦ |
| ઇન્ડીયન કોર્ન | ૯·૦૦ |
| સાધારણ ગોરા | ૧૪·૩૦ |
| બકરીનું દુધ | ૩·૮૯ |
| ગાયનું દુધ | ૩·૧૩ |
| માણસનું દુધ | ૩·૫૫ |
| બકરાંનું દુધ | ૩·૩૨ |

ખોરાકની સાથે આપણે જે ચરબી લઈયે છઈયે તેનો મ્હોટો ભાગ શરીરની અંદર રહાર્ચ તથા પ્રાંતની પેઠેમ લોપ થઈ જાયછે. સૈહેજ જરા જેટલો ચામડીની મારફતે તથા બાલની મુળ આગળ છુટો પડેછે, જે ચામડી અને બાલને મુલાયમ અને નરમ એવા રાખવામાં મદદ કરેછે. (અધુરૂં.)



## હિંદુસ્થાનનો બોજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૫૩ થી)

બર્કે પોતાનું કામ શીરૂ કરવામાં પ્રથમ કાગળો માગ્યા. એણે જે કાગળો માગ્યા તે-માના કેટલાક આપવાને કારભારીઓએ ના-પાડી અને તેઓનું વલણ હેસ્ટિંગ્સની તરફેન-માં છે હેવું જે ચોગરદમ સંભળાતું હતું તે વાત તેઓની બોલવાની ઢબ ઊપરથી સાબીત થઈ હતી. એપ્રીલ મહીનામાં, બર્કે તોહો-મતોના દસ્તાવેજો ટેબલ પર મુક્યા. એ તોહોમતો બર્કે ઘણીજ ખબરદારીથી ઘડી કા-ઢયાં હતાં અને તે લખાણનું કદ એક ચોપા-નીયાં જેવડું થયું હતું. આ તોહોમતનામાની એક નકલ હેસ્ટિંગ્સને આપવામાં આવી હતી અને તેને એટલી પણ પરવાનગી આપવામાં આવી હતી કે, જો તેની ખુશી હોય તો તેને પોતાના બચાવમાં જે બોલવાનું હોય તે હાઊસ અવ કૉમન્સની ન્યાયસભાને કહી સંભળાવે.

જે શખસે પૂર્વમાં આટલી બધી કાબીલી-યત અને ફતેહ સાથે કામ કીધેલું તેણે જ્યા-રથી પોતાની જનમભુમીપર પગલું મુક્યું ત્યારથી તે બધીજ બાબતમાં ગોથું ખાયા કરતો હતો અને આ તકે કોઈપણ સમજુ સલાહકારે હેને સમજાવ્યું હતે કે, સઉથી સારો રસ્તો હેને સારૂ એજ હતો કે, એણે હાઉસ અવ કૉમન્સની ન્યાય સભાની રૂબરૂ એક ઘણુંજ અસરકારક અને ખુબીદાર ભા-ષણ કરવું. પણ એમ કરતાં કદી એને પો-તાની જાહેરમાં બોલવાની શક્તિ પર પુરતો ભરોસો નહીં રેહેતો હોય અને લખાણ કરીને તે વાંચવાની જરૂર દીસતી હોય તો તે જેમ ટુંકાણમાં થઈ શકે તેમ કરવું. જે શ્રોતા જ-નોએ ઉત્તમ પ્રકારના વાદવીવાદો જાણાનથી થતા સાંભળ્યાછે તે લોકો લાંબાં લખાણને સાંભળે પસંદ કરતા નથી. હેસ્ટિંગ્સે એક મ્હોટો લાંબો ખરડો તઈયાર કીધો. એ લખાણ ઘણુંજ ઉત્તમ પ્રકારનું હતું અને હિંદુસ્થાનના રાજકારોબારને લગતાં લખાણોમાં તેને કેથાં દાખલ કીધું હોય તો તેના લખનારને માન મળ્યા વીના નહીં રેહે હેવું હતું; છતાં પીટ અને ફોકસ જેવા વિદ્વાન અને ઘડાયલા શખસોનાં

ઘણુંજ કાબીલ ભાષણો જે લોકોને સાંભળવાનો અવસર પડેલો તે લોકોના મનનેતો એ કઈ કિમ્મત ધરાવતું નહીં હતું. બધા મેમ્બરોને તો હેસ્ટિંગ્સનું મોઢું અને આચરણો જોવાં હતાં અને તે-તેઓએ જોયું એટલે તેઓ તો લાગલા ઉઠીને પોતાનું ખાવા ચાલતા થયા અને ત્યાં જે ફક્કડો તથા લશ્કરી માણસો ઉભેલાં હતાં તેઓની આગળ હેસ્ટિંગ્સે પોતાનું ભાષણ મધરાત લગી ચલાવ્યા કીધું.

આવી રીતે આ કામનું મુળ મંડાણ માંડ્યા બાદ બર્કે જુન મહીનાની શરૂઆતમાં રોહીલાની લડાઈને લગતું તોહોમત હેસ્ટિંગ્સના પર મુક્યું. આ બાબતને સઉથી પેહેલાં લાવવામાં બર્કે ઘણું ડાહાપણ વાપર્યું હતું; કેમકે પેરતર મી૦ ડનડાસની દરખાસ્ત ઉપરથી હાઉસ ઓફ કૉમન્સે એ રોહીલાને લગતી બાબતોનો ભારે ટીકાઓ સાથે તિરસ્કાર કીધો હતો, છતાં આ વખતે તેજ મી૦ ડનડાસ હેસ્ટિંગ્સની તરફ વળેલો દેખાતો હતો તેનું કઈ કારણ સમજાતું નોતું. તે ઘણી હિમ્મતથી આ બર્કે મુકેલાં તોહોમતની સામે થયો. તેણે કહ્યું કે, તે હજુ લગી ધારેછે કે, રોહીલાની લડાઈ ઘણી અઘટીત હતી છતાં હેસ્ટિંગ્સે પાછળથી રાજની જે ભારે સેવા બજાવી હતી તે આ ભુલને દરગુજર કરવા સારૂ બસ હતી. પીટ કઈ બોલ્યો નહીં, પણ તેણે મી૦ ડનડાસને મળતો પોતાનો મત આપ્યો. આખરે બધું મળીને હેસ્ટિંગ્સની તરફેનમાં ૧૧૯ અને વિરૂદ્ધમાં ૬૭ મત પડ્યા.

હેસ્ટિંગ્સને હવે ખાતરી હતી કે, તે આ કામમાં છુટશે, જેમ ધારવાને હેને વાજબી કારણ હતું પણ ખરૂં. એની સામાવાળાઓ એના ઉપર કોઈ પણ બાબદમાં ફાવી જાય એવી જે બાબત હતી તે ફક્ત આ રોહીલાની લડાઈને લગતી હતી, કેમકે એ લડાઈની વિરૂદ્ધ કોર્ટ ઓફ ડીરેક્ટર્સે તેમજ હાઉસ ઓફ કૉમન્સે પોતાનાં મત આપ્યાં હતાં તથા મી૦ ડનડાસ જે પાછળથી હિંદુસ્થાનના કારોબારનો ઉપરી તરીકે નીમાયો હતો તેણે પણ તે નાપસંદ કીધી હતી. પણ આ વખતે તો બર્કે સાબીત હાર ખાધી. આમ થવાથી હવે બીજી બાબતોમાં હેને ફતેહ મળવી ઘણું મુશકેલી ભરેલું કામ હતું. મકાનો અને બેઠકોની અંદર ગપાટા ચાલવા લાગ્યા કે, હવે બીજું એક બે તોહોમત હેસ્ટિંગ્સ ઉપર મુકવામાં આવશે તેમાં પણ જો હાઉસ ઓફ કૉમન્સ હેસ્ટિંગ્સની તરફેનમાં વળશે તો સામાવાળા તેના ઉપરથી હાથ ઉઠાવશે અને તેમ થયું એટલે હેસ્ટિંગ્સને અમીરી પદ્દી અને બીજા ખીતાબો આપવાની ક્રિયાઓ જારી થઈ જશે. હેને અમીરી પદ્દીમાં શું નામ આપવું તે પણ મુકરર કરવામાં આવ્યું. જે જગોપર હેના પરદાદાઓ વસતા હતા અને જે જગોપર હેનાં બાળપણથી તે આજપાસ લગી એ ઘણી મમતા રાખતો હતો તે જગોનું નામ હેને આપવું ઈચાને લૉર્ડ ડેઈલસ્ફોર્ડનો ખીતાબ આપવો હેવો વીચાર થઈ રહ્યો હતો.

પણ થોડા દાહાડામાં આ ઉમંગ ભરેલા ખ્યાલો તેઓને ઠેકાણે રહી ગયા. તા૦ ૧૩ મી જુનને દીને મી૦ ફૉક્સે ઘણીજ કાબીલીયતથી હેસ્ટિંગ્સના ઉપર એણે ચેતસીંગ ઉપરજે જુલમ ગુજાર્યો હતો તે બાબેનું તોહોમત મુક્યું. બર્કે પણ આ તોહોમત મુકવામાં ફૉક્સની સાથે શામીલ થયો. જ્યારે પીટ બોલવા ઉઠ્યો ત્યારે હેસ્ટિંગ્સના હીમાયતીઓના ચેહેરા ઘણા જોરમાં દીસતા હતા. પીટે ઘણીજ સરળ ઈબારતમાં કહી સંભળાવ્યું કે, બનારસના રાજા પાસે નાણાંની મદદ મે-

જવવામાં નથી તે આપવાને રાજાએ હર વખતે ઘણી ઉઝ્જતથી ના પાડી તે ઉપરથી તેને દંડ કરવામાં હેસ્ટિંગ્સે ઘણું વાજબી કામ કીધું હતું. પીછે વળી કહ્યું કે, જ્યદાની વખતે ગવરનર જનરલે ઘણીજ બાહાદુરી અને હિમ્મતથી કામ કીધું હતું. તેને આ કામમાં બર્કની ચાલ ઘણીજ અપ્રમાણીક અને અદેખાઈ ભરેલી લાગી. ટુંકાણમાં તે જેટલું બોલ્યો તેમાં એટલી મતલબ રહી હતી કે, હેસ્ટિંગ્સને આબરૂ ઈજ્જતથી નિરદોષ ઠેરવવો જોઈએ અને તે મુજબ તે બાબદીને કહી દેશે હેવું હેસ્ટિંગ્સની તરફેનવાળા તેમજ સામાવાળાઓ ધારતાજ હતા; પણ તેણે બહુ બોલી રહ્યા પછી છેલ્લી આખરે એટલું કહ્યું કે, ચેતસીંગની હદને સારૂ તેને જે દંડ કરવામાં આવ્યો હતો તે વાજબી હતું; પણ દંડની રકમ એ ગુનાહના પ્રમાણમાં બેશક ઘણી મ્હોટી હતી. બીનારસને લગતી બાબતમાં હેસ્ટિંગ્સનું દરેક ડગલું ઘણું પસંદ કરવા જોગ છે હેવું કહી પીછે ફક્ત આ દંડની રકમને લગતો પોતાનો મત ફોક્સની તરફેનમાં આપ્યો.

આ જોઈ આખું હાઉસ વીસ્મિત થઈ ગયું અને તેમ થાય તેમાં કશું નવાઈ જેવું પણ નોતું; કેમકે બર્ક અને ફોક્સના કહેવા મુજબ ચેતસીંગને જે નુકસાન થયું હતું તે ઘણું માહાભારત હતું; તોપણ રોહીલખંડના ખાસદાયક જુલમની આગળ તે કંઈ ચીજ નહીં હતું. જો ચેતસીંગની બાબતમાં પીટ જેટલે દરજ્જે હેસ્ટિંગ્સની ભુલ થયલી કેહેતો હતો તે ખરૂં હતું તો તેટલાને સારૂ આ મામલો આગળ ચલાવવાને અને તેને ઠપકો દેવાને કંઈ પણ કારણ રહ્યું નહીં હતું; કેમકે હેસ્ટિંગ્સનો ગુનાહ એટલોજ હતો કે, તેને દંડ કરવાનો અખતીઆર આપ્યો હતો; પણ કેટલે લગી દંડ કરવો તે નેમી આપવાને બદલે જેવું કામ તે ઉપર વીચાર કરી વરતવાની હેને પરવાનગી આપવામાં આવી હતી, તે ઉપરથી એણે પોતાના નહીં પણ રાજના લાભને સારૂ જોઈએ તે કરતાં વધારે ચહડું કીધું તો તે શું હેવું મ્હોટું અપરાધનું કામ હતું કે, તેને સારૂ આજ સાઠ વરસના લાંબા અરસામાં કોઈપણ સરકારી અમલદાર ઉપર કામ ચલાવવામાં નહીં આવ્યું તે હેસ્ટિંગ્સના ઉપર ચલાવવાની જરૂર હોય. આવી ગુંચવણમાં કોઈ સમજુ અને પ્રમાણીક પુરૂશ તો પીટે જે રસ્તો પકડ્યો તેથી તદન જુદોજ રસ્તો પકડે. તે ઈચાતો જાહેર રીતે ગેરઈન્સાફીનો અંત લાવવા તથા રાજને બટ્ટો લાગતો અટકાવવાને એક જાહેર દાખલો કરી બતાવવાની નેમથી આ બન્ને તોહોમતો કાયમ રાખે અથવા તો ગવરનર જનરલે ઘણી સારી રીતે બજાવેલી નોકરી ઉપર વીચાર કરીને બન્ને તોહોમતોને સાપરદાં ઉઠાડી મુકે. આમાં વારતવીક તો એ હતું કે, રોહીલાને લગતું તોહોમત કાયમ રાખી, બીનારસને લગતું ઉઠાડી દેવું હતું. બીનારસને લગતાં તોહોમત બાંધે પીટનો શું અરથ હતો તે જો બધા સમજ્યા હતે તો તે તુરત ઉઠાડી મુકી હેસ્ટિંગ્સને આ કામમાંથી તેઓ મોકળો કરતે; કેમકે તેઓ તો એમ સમજતા હતા કે, જ્યારે રોહીલાના કામમાંથી પીટે હેસ્ટિંગ્સને જવા દીધો તો આમાં તેને ફસાવવાનો તેનો ઈરાદા હોયજ ક્યાંથી? તેણે પેહેલાં તો આ બાબતમાં એટલી નરમાશ વાપરી કે, તે કંઈ તોહોમત મુકતો હોય તેવું જરા પણ લાગ્યું નહીં, પણ તેણે તુરત કહી દીધું કે, એમાં કેટલીક બાબત કામ ચલાવવા લાયકની છે. (અધુરૂં)

—o—

# મીલાવડો.

OR

## THE MISCELLANY.

અંક ૩૦—પુ૦ ૩]  મુંબઈ, માસ નવંબર, સને ૧૮૭૫.  [કીં૦ આના ૨.


### અજમેર લાઇન અને તેની જરૂરીયાત.

આ અગતની લાઇન જે અમદાવાદથી શીરૂ થઇ, રજપુતાણા સ્ટેટ રેલવેને આ છેડે આવેલાં અજમેર સ્ટેશન સાથે મળવાની મકરાદ ધરાવેછે, તે બાબે આજે લાંબો વખત થયાં સત્તાવાળાઓની વચમાં, તેમજ જાહેર પત્રોમાં ભારે લખાણ ચાલેછે. આપણી મુંબઇની સરકારે એ લાઇનની અગત બાબે એકથી વધારે વાર સેક્રેટરી અવ સ્ટેટને લખાણ કીધું છે. વળી ચેમબર્સ અવ કૉમર્સ જેવી મ્હોટાભાવાળી વેહેપારી ટોલકીયે એ લાઇનની અગત સત્તાવાળાઓના ધ્યાન ઉપર લાવવામાં કંઇ બાકી રાખ્યું નથી; છતાં એ અગતનાં કામમાં કહી જગોએ વચમાં વાંધો પડેલોછે તે જાહેરમાં કોઇના જાણ્યામાં હજુ આવ્યું નથી. થોડા દાહાડાની વાત ઉપર, સુરત અને ભરૂચના નજદીક ૨૨૭૧ આબરૂદાર વેહેપારીઓયે આ બાબે એક ઘણીજ અસરકારક અરજી કેરી,-આપણા નામદાર ગવરનરની મારફતે સ્ટેટ સેક્રેટરીને મોકલી હતી, તેની અંદર આ નીચેની મતલબનું લખાણ કરવામાં આવ્યું હતું, જેની સાથે હમે મળતા આવીયે છઇયે અને આશા છેકે આ અગતની બાબતનો હવે થોડા વખતમાં નીવેડો આવશે, અને ગુજરાત સાથે રજપુતાણા અને ઉત્તર ભાગોને વેહેવાર રાખવામાં જે મ્હોટી ખલેલ પડેછે તે દુર થશે.

આ લાઇનિ કરવાથી, હાલ જી. આઇ. પી. રેલવેને રસ્તે થઇને દીલ્હી અને આગ્રે જવાને જે ભારે ચકરાવો લેવો પડેછે તે મટી જાય એટલુંજ નહીં; પણ મુસાફરીના ખરચમાં પણ કેટલીક કીફાયત થાય. હાલ જી. આઇ. પી. ને રસ્તે સુરતથી આગ્રે જતાં જેટલા માઇલની મુસાફરી થાયછે, તેની અંદર આ લાઇનિ થવાથી ૪૪૨ માઇલિનો અને દીલ્હી લગી ૫૧૭ માઇલિનો બચાવ થાયછે. ભરૂચથી આગ્રા લગી ૪૭૯ માઇલ અને દીલ્હી લગી ૫૫૪ માઇલિનો ફેરાવો ટળેછે. આ કંઇ ન્હાનું સરખું છેટું નથી. એટલા માઇલિ જમીન કાપતાં રેલવેને રસ્તે પણ નજદીક દોઢ બે દીવસ લાગેછે.

વેહેપાર રોજગારમાં-આ ફેરાવાને રસ્તે માલ મોકલવામાં ભારે નુર આપવું પડેછે અને ધારેલો નફો હાંસીલ થઇ શકતો નથી. જો આ લાઇનિ ખોલવામાં આવે તો ગુજરાતમાં સુરત, ભરૂચ વીગેરે શેહેરોમાં આગળ જેવો ધમધુકાર વેહેવાર ચાલતો હતો તેવો પાછો ચાલે અને એ શેહેરોની પડતી હાલત

પણે દરજ્જે સુધરે. હાલ જે ચક્કર લેવું પડેછે તે એટલું લાંબુ છે કે, ઘણી થોડી વસ્તુઓ લઈ જવા લાવવાનો ખરચ ખમી, ઘાટેલો નફો તેના માલીકને હાંસીલ કરી આપે.

હિંદુસ્થાનના જે અગતના ભાગોપર રેલવે ગથરાયલીછે તે ઘણું કરીને એકએકની સાથે જોડાયલી છે; ફક્ત આ એક ટુકડો પડેલોછે તે જો સાંધી દેવામાં આવે તો સુરત, ભરૂચને ઉત્તર સંસ્થાનો સાથે ઘણો ફાયદાકારક સંબંધ થાય હેમાં જરા પણ શક નથી.

રજપુતાણામાં થઈને રેલવે લઈ જવાથી લોકોને કાશી વીગેરે જાત્રાનાં પવિત્ર ધામોની લેહ લેવાનું ઘણું સેહેલ થઈ પડશે; કેમકે હાલ આ લાંબે રસ્તે જતાં ભારે ખરચ પડેછે. વળી આ રેલવે દાખલ કરવાથી રજપુતાણા સંસ્થાનને કંઈ ઓછો ફાયદો થનાર નથી. એ રેલવે બાંધવાથી સરકારને જરાગણ નુકસાન થાય હેવી વકી રાખવાને કંઈ કારણ નથી; કેમકે એ કામમાં ઘડાયલા શખસોએ એવો અડસટ્ટો કાઢ્યોછે કે, ઉતારૂઓને તથા માલને લઈ જવા લાવવામાં જે ભારે ઉપજ થશે તે આ લાઇન બાંધવામાં રોકાયલી રકમનું વ્યાજ આપી શકશે એટલુંજ નહીં, પણ એથી આણીગમ વરોદા રેલવે અને પેલી તરફ રજપુતાણા સ્ટેટ રેલવેની પેદાશમાં ભારે ઉમેરો થશે, જેથી કરીને આખરે સરકારને મ્હોટો ફાયદો થશે.

વરોદા લાઇન સ્થાપવાનો જ્યારે પેહેલ વહેલો ઠરાવ થયો ત્યારેજ એ લાઇનનો અમદાવાદ અને અજમેરથી આગ્રા અને દીલ્હી લગી લઈ જવાનો વીચાર હતો અને જો તે વખતે તે વીચાર અમલમાં લાવવામાં આવ્યો હતે તો આ એક મ્હોટી ખુટ લાંબો વખત નયાં ગુજતે અને તેથી નીપજતા ફાયદા દેશ ઉપર પોતાનો અમલ ફેલાવતા માલમ પડયા હતે.

હાલ કેટલીક વખત થયાં સુરત, ભરૂચ, નડીઆદ અને અમદાવાદ વીગેરે જગોઓમાં ગીરણીયો અને બીજાં ઉપયોગી કારખાનાંઓ ઉઘાડવામાં આવ્યાંછે, તેની અંદર બનતી વસ્તુઓનો આ રેલવે દાખલ કરવાથી ભારે ખપ લાગશે એટલુંજ નહીં; પણ ગુજરાતના ઉત્તર ભાગને આબાદાની આપવાનું એ એક ઘણુંજ અગતનું સાધન થઈ પડશે. વળી એ ભાગમાં ચોમાસાની અંદર વરસાદની તાણને લીધે દુકાળ પડવાની ધાસ્તી રેહેછે તે મટી જશે અને લોકોને ઉદ્યગનું એક ઘણુંજ સારૂં સાધન મળી આવશે.

## જુદી જુદી જાતના ખોરાક તથાં તેઓને બનાવવાની રીત.

**મીટ.** જુદાં જુદાં જાનવરોનાં મસક્યુલર ફૂલેશથી મીટ બનેલુંછે અને તેમાં થોડી ચરબી અથવા એડીપોઝ ટીશ્યુ મળેલાં હોયછે. આ સઘળી જાતનાં જુદાં જુદાં મીટમાં બીફ-બેશક ઘણું કિમતી ગણાયલું છે અને ઝાઝું વપરાયછે. તેનીથી ઉતરતાં મટન અને વેનીસન છે; અને તેથી ઉતરતો ફાઉલ્સનો તથા બીજાં પક્ષીઓનો ગોશ અને કેટલું માછલીછે.

સાધારણ ખાટીઓ જે મીટ રાખેછે તેની બનાવટમાં જુદા જુદા પદાર્થો નીચેના પ્રમાણમાં હોયછે.

| | | |
|---|---|---|
| મસક્યુલર બા- | પાણી | ૬૩.૪૨ |
| ગો . . ૮૫.૭૦ | નાઇટ્રોજનવાળા પદાર્થો | ૨૨.૨૮ |
| ચરબી, સેલ્યુલર ટીશ્યુ વીગેરે | | ૧૪.૩૦ |
| | | ૧૦૦.૦૦ |

મીટને ખોરાકને સારૂ તઈયાર કરવામાં તેને ભુજવામાં તથા પકાવવામાં ગરમી લગાડવી પડેછે. ભુજવું એટલે મીટને તેના પોતાનાજ રસમાં રંધાવા દેવું અને પકાવવું એટલે તેને પાણીની મદદથી તઈયાર કરવું. હવે આ મુજબ ગરમી લગાડેથી શું અસર થાયછે તે જુવો.

**પેહેલું.** મીટના મસક્યુલર ટીશ્યુ માહેલું એલબ્યુમન ઠરી જાયછે, અને તેમ થવાથી તેના રેશાઓ વધારે કઠણ થાયછે.

**બીજું.** પેલા રેશાઓની વચમાં જે સેલ્યુલર ટીશ્યુ હોયછે તે મુલાયમ થઈ જાયછે અને તેમ થવાથી તે રેશાઓ એક બીજાથી સેહેજ ઉતાવળે છુટા પડી જાયછે અને સપંજી બનાવટ સેહેલથી પચી શકે એવી થાયછે. હવે ત્રીજું મીટને ગરમી લગાડવાથી તે માંહેલાં એલબ્યુમીનસ કંપાઉંડસમાંથી કઈ તરેહવાર લેહેજત નીકળેછે, જે તે કાચું હતું ત્યારે તેમાં નોતી. એ લેહેજત ખોરાકમાં દાખલ થવાથી આપણા પાચન રસો તંદુરસ્તી ભરેલી રીતે ઉશ્કેરાયછે તથા આપણી સ્વાદ ઇંદ્રિને ખુશી કરવાને લાયકના થાયછે, જેમ થવાથી આપણા ખોરાકના પાચન થવામાં મ્હોટી મદદ મળેછે. કાચું ગોશ ફીકું અને સ્વાદ વગરનું હોયછે અને તેને રાંધ્યા પછીજ તેમાં આપણે જોઇયે તેવી લેહેજત પેદા થાયછે અને તેથી કરીને ભુખ ઉશ્કેરાયછે અને ખોરાકના પોશણ કરતા ગુણોમાં સુધારો થાયછે.

મીટને પકાવવામાં ઘણી ચીવટ રાખવી જોઇયે. જો જોઇયે તે કરતાં ઓછી ગરમી લગાડીયે તો તેમાંથી લેહેજત નીકળશે નહીં અને જોઇયે તે કરતાં વધારે ગરમી લગાડવાથી તે બરોબર પાકીને તઇયાર થવાને બદલે તેનું રૂપાંતર થઈ જાયછે અને પોશણ કરવાના કામમાં તે બીલકુલ નાલાયક થઈ પડેછે.

**ઈંડાં.** ઈંડાંમાં સફેતી એટલે મ્હોટો ભાગ એલ્બ્યુમન તથા મીનરલ કંપાઉંડસછે અને તેની દાળમાં તેલવાળા પદાર્થો, એલબ્યુમીનસ મેટર સાથે મળીને રહેલાછે તે અપારદર્શક અને પીળા રંગનાછે. એ બન્ને ભાગોની બનાવટ નીચેના કોઠા ઉપરથી સમજાશે.

| | ઈંડાની સફેતી. | ઈંડાની દાળ. |
|---|---|---|
| પાણી ............... | ૮૦.૦૦ | ૫૩.૭૮ |
| એલબ્યુમન અને મ્યુકસ. | ૧૫.૨૮ | ૧૨.૭૫ |
| પીળું તેલ ............ | | ૨૮.૭૫ |
| સૉલ્ટસ .............. | ૪.૭૨ | ૪.૭૨ |
| | ૧૦૦.૦૦ | ૧૦૦.૦૦ |

જ્યારે ઈંડાંને ઉકાળીયે છઇયે અથવા રાંધીયે છઇયે ત્યારે તેમાંનું એલબ્યુમન ઠરી જાયછે અને સફેત અને અપારદર્શક દેખાયછે. ઈંડાંની દાળ આગળ કરતાં જરા કઠણ થાયછે, પણ તે સફેતીના જેટલી કઠણ થતી નથી અને તેમ થવાનું કારણ એ છે, તેમાં તેલનો ભાગ વિશેશછે.

**દુધ.** દુધ એ બચ્ચાંનો પેહેલો ખોરાકછે અને ખોરાકની સઘળી ચીજોનો જથ્થો એમાં પુર્ણ રીતે એકઠો થયલોછે. તેમાં પાણીછે; મીનરલ કંપાઉંડછે. એલબ્યુમીનસ સબસટન્સ કેઝીન તેછે. શીકર ગ્લોબ્યુલ્સછે જે તેમાં તરેછે. ખાંડછે તે દુધ માંહેમાં પાણીમાં પીગળીને રહેલીછે. આ સઘળા પદાર્થોનાં પ્રમાણો નીચલા કોઠા ઉપરથી સમજવામાં આવશે.

ગાયના દુધની બનાવટ.

| | | | |
|---|---|---|---|
| પાણી. | ૮૭૦૨ | દુધની ખાંડ. | ૪૦૭૭ |
| કેજીન. | ૪૦૪૮ | મીનરલ ઈન | |
| માખણ. | ૩૦૧૩ | ગ્રીડીયંટસ. | ૦૦૬૦ |
| | | | ૧૦૦૦૦ |

દુધમાં જે માખણ રહેલુંછે તે ઝીણાં બારીક ગ્લોબ્યુલ્સના આકારમાં રહેલુંછે, દુધ એ એક મીકશચરછે અને તેમાં તેલનો ભાગ રહેલોછે; અને તે દુધ માંહેલાં પાણીમાં એલબ્યુમીનસ પદાર્થ કેજીનની મદદથી તેમાં પથરાઈ વળેલોછે. એ ગ્લોબ્યુલ્સ પુરાં પ્રવાહી હાલતમાં હોતાં નથી; પણ તેઓ નહીં કઠણ નહીં પોચાં હેવાં હોયછે અને આપણે તેથી કરીને તેઓને દુધ માંહેલાં બીજાં ઈનગ્રીડીયંટસોથી માખણના આકારમાં છુટાં પાડી શકીયે છઈયે.

માખણ કરવાને વાસ્તે આપણે તાજાં દુધને એક છાછરા વાસણમાં રેડીયે છઈયે અને તેને તેમાં એમને એમ ચોવીશ કલાક સુધી રેહેવા દઈયે છઈયે. આ પ્રમાણે કરવાથી દુધ માંહેલાં ગ્લાબ્યુલ્સો ઉપર તરી આવેછે; કેમકે તેઓ પાણીથી હલકાંછે. તેનો એક મ્હોટો સફેત જથો એકઠો થાયછે તેને આપણે ક્રિમ કહીયે છઈયે. જ્યારે આ જોઈયે તેટલું એકઠું થયું કે, તેને કાઢી લઈને વલોવીયે છઈયે. આ પ્રમાણે કરવાથી પેલાં સઘળાં ગ્લાબ્યુલ્સો એકઠાં થાયછે અને એક બીજા સાથે ભળી જઈને પીળા રંગનો લોંદો તઈયાર થાયછે, તેનું નામ તે માખણ.

આ પ્રમાણે માખણ તઈયાર કરીયે છઈયે તેમાં દુધ માંહેલાં પાણીનો કેટલોક ભાગ તથા તે માંહેલું કેજીન, ખાંડ ઈત્યાદી તેમાં ભળીને રેહેછે. આ સઘળાંને તેમાંથી જુદાં પાડવાં જોઈયે. જો આપણે તેમાં કેજીન રેહેવા દઈયે છઈયે તો તે થોડીવાર પછી ખમીરની પઠીમ તઈયાર થઈને, માખણ ઉપર હેવી અસર કરેછે કે તે સડી જાયછે; માટે એ પ્રમાણે નહીં થવા સારૂ માખણમાંથી પ્રવાહી મેલ ધોઈ નાખવો જોઈયે.

આ પ્રમાણે તઈયાર થયલાં માખણમાં કહીં કહી વસ્તુઓ હોયછે તે આ નીચલા કોઠા ઉપરથી માલમ પડશે.

ગાયના માખણમાં રહેલા પદાર્થો.

| | |
|---|---|
| મારગેરીન | ૬૮ |
| ઓલીન | ૩૦ |
| બટરીન | ૦૨ |
| | ૧૦૦ |

આ કોઠામાં માખણની ઈનગ્રીડીયંટસો બતાવેલીછે તેમાં બટરીન પદાર્થ છે તેથી કરીને માખણને લેજત મળેછે. (અધુરૂં.)

## સીતા.

સને ૧૮૫૭ના ખુનખાર બળવાનું મુખ્ય કારણ તથા તેમાં નીપજેલી કંગકમાટ ભરેલી ઈનસાનના જાતની ખુવારી વીગેરે બાબતો તવારીખના સફા ઉપર ચઢી ચુકીછે અને એ મામલાને લગતું બ્યાન પુરતા વીસ્તારથી સર જાન કીની રચેલી તવારીખમાં આપવામાં આવ્યુંછે; પણ એ જગડો મુળ સા કારણ સર રોપાયો, વળી એની અંદર કેવા કેવા શખસોનો હાથ હતો અને તે વખતે લોકોના સાધારણ વીચારો કેહેવા હતા તે આ નીચે ટુંકો અહેવાલ જે એક કીસ્સાના રૂપમાં આપવામાં આવ્યોછે તે વાંચવા ઉપરથી માલમ પડશે. હેમાંની ઘણી ખરી બાબતો ખરીછે અને આપેહુબ બનેલીછે.

હિંદુસ્થાનના મુસલમાન રાજાઓ સાથે મરાઠાઓએ પેહેલવેહેલો બખેડો ઈ૦ સ૦ ૧૬૫૭માં કીધો. રાજા શીવાજી ભોસલાના

વખતમાં મરાઠાઓનું જોર ઘણું વધી પડ્યું અને તેઓએ બીજાપુરમાં મુસલમાનો ઉપર મ્હોટી ફતેહ મેળવી. આ જીત મેળવ્યા બાદ તેઓએ ઔરંગઝીબ પાદશાહ સાથે મ્હોટી લડાઈ કીધી જે નજદીક ૧૯ વરસ ચાલી અને તેમાં પણ આખરે તેઓનો ઈ૦ સ૦ ૧૭૦૭ માં જય થયો. એજ વરસમાં ઔરંગઝીબ મરણ પામવાથી મરાઠાઓ તેનાં સંસ્થાનો અસ્તગત કરવામાં ફાવી ગયા અને આખરે તેઓ એવા બળવાન થયા કે સને ૧૭૫૭માં તેઓએ દીલ્હીનું પાયતખ્ત પણ અખતીયાર કીધું.

આ વખતે અંગ્રેજ લોકો હિંદુસ્થાનમાં ફકત વેહેપાર રોજગાર કરતા હતા. તેઓએ ૧૭૫૭ ના વરસમાં એક રાજ્ય દરબારી પ્રકરણું ખોલ્યું. લૉર્ડ ક્લાઈવે તા૦ ૨૩મી જુન ૧૭૫૭ ને દીને પ્લાસીની લડાઈમાં ફતેહ મેળવી અને અંગ્રેજી રાજનું મંડાણ મજબુત પાયા ઉપર મુક્યું, જેના ઉપર તે અદ્યાપી સુધી વગર આચકે ઉભેલું છે. આ વખતે હિંદુ-લોકોમાં એક જ્યોતીશ આગમચેતી એવી કાઢવામાં આવી હતી કે, આ અંગ્રેજ કંપનીનું રાજ ફકત એક સદી ઇયાને ૧૮૧૪ થી તે ૧૯૧૪ સુધી ચાલનારછે.

અંગ્રેજ લોકો તો એક સદીમાં ઘણા જોરાવર થઈ ગયા અને તેઓએ હિંદુ, મુસલમાન અને મરાઠાઓનો પરાજ્ય કરી, તેઓનો રાજદરબારી મરતબો તથા સ્વતંત્રતા છીનવી લીધી અને પશ્ચિમ તરફનો સુધારો દાખલ કીધો. હવે સને ૧૮૫૭માં જે બંડ થયું તે કઈજ નહીં પણ આ ગુમાવેલો મરતબો પાછો મેળવવાને બધાઓની એકસંપી કોશીસ હતી. એ બંડમાં આ અહેવાલમાં ઘણો અગતનો ભાગ ધરાવનાર એજરેલ પાંડે જેવા ફીતુરી અને બળવાખોર શખસ મ્હોટી આગેવાની ધરાવતા હતા.

એક શ્રમણુ દીવસની મધ્યરાત થવા આવી હતી. વરસાદનું એક ન્હાનું છાપટું હમણાંજ પડ્યું હતું અને લગભગ પુનમનો પુર્ણ ચંદ્રમાં એક ખુબસુરત અને મનગમતું કરે એવાં એકાંત સ્થળ ઉપર પુર લકલકાથી પ્રકાશી રહ્યો હતો. આ એકાંત જગા, તે મધ્ય હિંદુસ્થાનના પશ્ચિમ ભાગમાં જે હારબંધ કોતરડાંઓ આવી રહેલાંછે, તેને છેડે એક મ્હોટું કોતર હતું તે હતી. એના શીખર ઉપર એક ટેકરી હતી, તેમાંથી પાણીનો એક ન્હાનો ઝરો વેહેતો હતો, તેની અંદર ચોમાસાનાં પાણી ભરાવાથી પાણીનો મ્હોટો ધોધવો ભારે ઘોંઘાટથી નીચે ઉંડાણમાં પડ્યા કરતો હતો. આ ઝરાનાં તથા ધોધવાનાં પાણીપર ચંદ્રમાનું અજવાળું પડવાથી તેઓ એક ઘણોજ મનોહર રૂપેરી રમણીયામણો દેખાવ આપી રહ્યાં હતાં. એ કોતરની આસપાસ બે મ્હોટા પાહાડો આવ્યા હતા તે ઉપરથી થઈને તેમાં જવાનો મારગ હતો. આ જગોપર દર વરસે એક દાહાડો જાત્રા ભરાતી હતી અને તે વખતે આસપાસનાં ગામના લોકોની ભારે મેદની ત્યાં મળતી હતી. એની અંદર બુદ્ધની એક મૂર્તિ ખડકમાં કોરી કાઢેલી હતી, અને તેનો આખો દેખાવ એ એક પવિત્ર ધામ હતું તેવું સ્પષ્ટ રીતે સાબીત કરી આપતો હતો. પણ એ જગોનું એકાંતપણું જોઈને જ્યારથી ચોરો અને લુટારાઓએ એમાં વાસો કીધો ત્યારથી લોકોએ ત્યાં જવું કમ કરવા માંડ્યું. એ જગોપર એક દાહાડો વીશ આદમીઓ લાકડાનું તાપણું કરીને તેની આસપાસ બેઠા હતા અને ખાઈપીને ખુબ ચમન ઉડાવતા હતા. તેઓ કઈ હરણો મારી લાવ્યા હતા

તેનો હિસ્સો પાડવામાં બે જણ ચરબાટી પડ્યા અને તેઓએ ભારે ગરબડાટ કરી મુક્યો તે સાંભળી એક ખોબરાટ જુવાન શખસ પડોસમાંથી લાગલો ત્યાં આવી પોંહોંચ્યો; તેને જોઈ સઘળા ચુપ થઈ ગયા. એ શખસ કોણ હતો તે આગળ ચાલતાં માલમ પડશે. તે બહુ જોરાવર હતો અને તેની કાળી આંખો ઘણીજ વિકાળ હતી. તેનાં માથાં પર બાલની જટા આવી રહી હતી અને તેની મુછના બાલપર સફેતી આવવા માંડી હતી. તે લગભગ ચાળીશ વરશનો થવા આવ્યો હતો તોપણ તેનું શરીર જોઈએ તેવું દ્રઢ હતું. જાતનો તે બ્રાહ્મણ હતો અને શાસ્ત્રનું સારૂં જ્ઞાન ધરાવતો હતો. તે જ્યારે કથા કરતો ત્યારે લોકોની ઠઠ ઠઠ તે સાંભળવા મળતી હતી અને સાંહાંજને છેડે તેને દક્ષણા પણ સારી શરખી મળતી હતી. કેટલાક તેને ગુરૂરાજને નામે અને કેટલાક ઓઝારાજને નામે ઓળખતા હતા; પણ તેનું ખરૂં નામ તો એજરેલ પાંડે હતું. તેની ચાલચલગતથી ઘણા થોડા જણ માહીતગાર હતા, પણ તેની ટોલકીમાં તે ધાડ પાડનારોનો રાજા તરીકે ગણાતો હતો. તેનામાં પોતાનું ઘાતકી કામ કરવાનો નખ્ખત સાંધવાની ભારે કળા હતી અને તેના રદયમાં દયાએ તો કદી પણ વાસો કીધો નોતો. દક્ષણમાં, મધ્ય હિંદુસ્થાનમાં અને બંગાળામાં તેણે મ્હોટી ધાડો પાડી હતી અને તે બાબે જોઈએ તેટલી ચોકસી કીધી તોપણ તે અને તેના શાગીર્દો કોઈપણ અંગ્રેજ માજીસ્ટ્રેટ અથવા પોલીસના હાથમાં સપડાયલા સાંભળવામાં આવ્યા નોતા.

આ કોતરમાં જે વીસ માણસો ભેગાં થઈને બેઠાં હતાં તેઓ પણ આજ દીસમનું કામ કરીને આવ્યા હતા. નજદીક ગામમાં એક શાહુકાર રેહેતો હતો તેનું ઘર લુટી લઈ તેઓ અહીંયાં આવી સંતાઈ બેઠા હતા. તે ગામમાં પોલીસ હતી નહીં અને બીજા કોની મગદુર હતી કે, એ લોકોની સામા બાથ ભીડે. જે શાહુકારનું ઘેર ફાડ્યું હતું તેને ઘર આ ટોલકીનો ઉપરી એક જટાધારી બ્રાહ્મણનો વેશ લઈને ગયો હતો અને બે દાહાડા સુધી તેણે ભગવત પુરાણની કથા કીધી હતી. આ બે દાહાડામાં તેને પેસવાના ઘરના ખુણા ખોચરા તપાસવાનો સારો લાગ ફાવ્યો અને ત્રીજે દાહાડે તે વીચારાને લુટી લીધો.

આવી લુટ ફાટમાં મેળવેલાં જેવરના ખુડદા કરવાને તેઓએ રામદાસ નામના એક ચોકસીને સાંધી રાખ્યો હતો. તે એ બધી ચીજો રાખી રૂપીઆના આઠ આના આ લોકોને આપતો હતો. આ તરે તે રૂ૨૬૫૦)ની નગદી કોથળીઓમાં ભરીને લાવ્યો હતો અને તે લઈને કોતરની નજદીક એક પીપળાના ઝાડની નીચે બેઠો હતો. તેને ત્યાં આવ્યાની ખબર સાંભળતાંનેવાર એજરેલ એખલો તેની પાસે ગયો અને બધી વાતથી વાકેફ થયો. તેને આ રકમ દાગીનાના પ્રમાણમાં ઘણી જુજ લાગી તેથી તેણે વાણીઆને અરધી તરેહ દમ દીધો અને કેહ્યું કે, તું મુંગોમુંગો બીજી એક હજારની હુંડી લખી આપ, નહીં તર જાણજે કે, તારાં હાડકાં અપખાપડે અહીંયાં રખડતાં થઈ જશે. આ ધમકીથી ગરીબ વાણીઓ તો સજ્જડ ધભરાયો અને રૂ૫૦૦)ની ચીઠી લખી આપવાને તઈઆર થયો; પણ તેથી કંઈ પેલો તૃપ્ત થયો નહીં; આખરે રકઝક કરતાં રૂ૭૫૦માં પત્યું. આ બે જણ વચ્ચે થયલી વાત એ ટોલકીમાના બે આદમી ઝાડની પાછળ સંતાઈ સાંભળ્યા કરતા હતા.

જ્યાંથી એજરેલનું આ કામ થઈ રહ્યું એટલે તેણે રામદાસને પુછ્યું કે, હવે તારી શી મરજીછે? રામદાસ કંઈ કહેવા માગતો હતો ખરો, પણ રખેને કોઈ સાંભળે અને તેને ફસાવીદે, તેથી ગભરાયલો આસપાસ જોવા લાગ્યો. એજરેલે કહ્યું કે, એ મકનદાસ, આમ ગભરાયછે શાનો. અહીંયાં આ બાહાદર અને જ્ઞાડખાન શીવાય કોઈપણ ઈનસાનનું જણ્યું નથી કે, તે તારી વાત સાંભળશે. મારાં આદમીઓ તો મુકામ ઉપરછે અને તેઓમાંનું કોઈ પણ મારા હુકમ વગર ત્યાંથી એક ડગલું ભરનાર નથી. આ સાંભળી રામદાસની ખાતરજમા થવાથી તેણે કહ્યું કે, એજરેલ મારે જે વાત તને કેહેવાની છે તે મારા કુટુંબને લગતી ખટપટછે અને જો હું તે માંડીને તને કેહેવા બેસું તો આખી રાત પણ વહી જાય. છતાં સાંભળ. મારો કાકો રામદાસ ગોકુળપુરનો પટવારી અને જમીનદાર હતો. તે મરણ પામ્યો ત્યારે તેની મીલકતનો વારસો તેના છોકરા હરીદાસને મળ્યો. એ હરીદાસે, શાહાગંજના એક નારીહા નામના શરાફ રૈયાનીની સીના નામની છોકરી સાથે લગન કીધાં હતાં. એ છોકરીનાં લગન ખરૂં જોતાં મારી સાથે થવાં જોઈતાં હતાં. વળી હરીદાસને જે વારસો મળ્યો તેના અરધા હીસ્સાનો હું માલીક છઉં; પણ હરીદાસ મને એક ફુટી બદામ આપવાને સાફ ના પાડેછે. મેં મારો દાવો કોરટમાં માંડ્યો અને ભારે ખરચ કીધો, પણ તેમાં ખણુ મારૂં કંઈ વળ્યું નહીં. મને હવે એક રસ્તો રહેલોછે, જો તેમાં ફાવું તો ઠીક, નહીં તર સાહુકારી રીતે તો મારૂં લેહેણું હું તેની પાસે કદી પણ લઈ શકનાર નથી. જીલ્લા કોરટનાં હુકમનામાં ઉપર કલકત્તાની કોરટમાં અપીલ થઈ શકેછે, પણ તે કરવામાં ભારે ખરચ લાગેછે. હું તો ગરીબ આદમી છઉં, મારી પાસે કંઈ તેટલી મ્હોટી રકમ બાંધેલી નથી. હું મારા પીતરાઈને આવી સારી હાલતમાં જોઈને સાધારણ રીતે તેનાપર બહુ ખીજ અને બળતે વખતે મારી દયાનત તેને આ જાહાનમાંથી રૂકસત આપવાની પણ થાયછે. માટે ઓ જમાદાર સાહેબ, તમે એ કામ તમારા હાથમાં લેશો તો મને ખાતરીછે કે, ટુંક વખતમાં પાર ઉતારશો અને હું ગરીબ ઠેકાણે પડીશ. એજરેલે કહ્યું ઠીકછે, પણ હું કોઈ દાહાડો મારે હાથે ખુન કરતો નથી. માટે તે કરવાને તું કોઈ બીજા આદમીને સોંધ. પણ કદી તે કામ થયું તો તને વારસો મળશે ખરો કે અસ્યા? રામદાસે ટુંકું સુણાવ્યું કે, તે કંઈ મળનાર નથી. હરીદાસનો એક ન્હાનો છોકરોછે, તે જ્યાં લગી હયાતછે ત્યાં સુધી મારૂં નઠુ જરા ચાલનાર નથી. એજરેલે કહ્યું કે, ત્યારે તે બાપદીકરા બન્નેની કાસળ સામટી શા સારૂ નથી કાઢતો. જો તું જરા તારૂં મન મોકળું અને ખીસું પોહોળું કરશે તો મારાંમાનાં બાહાદુર આદમીઓ તારૂં આ કામ સેહેજ કરી આપશે. તું એક હજાર રૂપીયા જોખ. એ રકમ એ કામના પ્રમાણમાં કશી નથી, પણ તારી નાગાર હાલત જોઈને હું હાલ એટલાથીજ ચલાવીશ. રામદાસે કહ્યું કે, નારે ભાઈ, મારે તેમાનું કંઈ કરવું નથી. એ તો બે મ્હોટાં ખુન થાય અને સરકારની જાગરત પોલીસ તે શોધી કાઢયાવના નહીં રેહે અને તેમાં હું મફતમાં સુગીયે ચઢું. (અધુરૂં.)

---

## દિલ પસંદ રમુઝી વાત.

AMUSING LIGHT READING.

(સાંધણ પાને ૭૫ થી.)

પાંચમો વજીર શાહાજાદાને કેહેછે, કે ઓ શાહાજાદા તેં ચાર વાતો સાંભળી, પણ હું તને એક કહું છઉં તે ધ્યાન દઈને શ્રવણ કર. ઓરતજાત કોઈની થઈ નથી અને થવાની નથી તે ઉપર હું તને આ વાત કહું છઉં. એક મુલકના પાદશાહને બે વજીર હતા. તે બન્નેને ઈત્તેફાક નોતો, તેથી એક બીજાને ખરાબ કરવાની તેઓ તક સોધતા હતા. એક વખત કોઈક અમીર તે મુલક ઉપર ચઢી આવ્યો, તેની ખબર હલકારાએ પાદશાહને કીધી. પાદશાહે એક વજીરને લશકર લઈને અમીરની સામાં જવાનું ફરમાવ્યું. વજીર હુકમ મુજબ લાહુ લશકર અને બીજી ધામધુમની સાથે અમીરની સામા ગયો. હવે એ વજીરની ઓરત નૌજવાન હતી તેને આ તકે એખલી મુકીને જવાને તેનો જીવ બીલકુલ ચાલતો નહીં હતો; પણ પાદશાહનો હુકમ ઉથાપાય નહીં, તેથી તેણે જનાનાની એક ભરોસાદાર સખીને પોતાની ઓરતને સોંપી પોતે બાહાર નીકળી પડ્યો. વજીર બાહાર હતો એ અરસામાં પેલી સખીયે વજીરની ઓરતને કહ્યું કે, આંબા ઉપર સાખીયું હોય ત્યાંસુધી તે ખાવાને સર્વે કોઈની ઇચ્છા થાયછે; પણ તે પડી ગયા પછી તેને કોઈ સુંઘતું પણ નથી. તેમજ ઈનસાનની જુવાની વહી ગયા પછી કોઈ તેની સામે પણ જોતું નથી. કેહેવત છે કે "ચાર દીવસનું ચાંદરણું ફીર અંધેરી રાત" તે પ્રમાણે આ યવાવસ્થા પણ ચાર દીવસનીછે; માટે જો તને મારા બોલવાની રીસ નહીં લાગે તો હું તને એક વાત કહું. તેને બોલવાની વજીરની ઓરતે છુટ આપવાથી તેણે કહ્યુ કે, તારા ઉમરાવ ધણીની ગેરહાજરીમાં વખત કાઢનો તને ધણો કઠણ લાગતો હોય તો આપણી પડોસમાં એક ખુબસુરત જુવાન સોની રેહેછે, તેને તારી ખુશી હોય તો તેડી લાવું. વજીરની ઓરતે કહ્યું કે, કોઈપણ પર પુરૂશને જ્યાંસુધી હું મારી નજરે જોઉં નહીં ત્યાં લગી તેને મારી રૂબરૂ લાવવાને કબુલાત આપી શકતી નથી. હું અવલ તેને જોઈ આવું, એવું કહી બુરખો નાખી તે સોનીના ઘર તરફ ગઈ. સોની દુકાનમાં બેસી પોતાનો ધંધો કરતો હતો. ઓરતે બુરખો ખોલ્યો અને તેનો પરીની મીસાલનો ચકચકાટ ચેહેરો જોતાંજ પેલો સોનીભાઈ તો બેહોશ થઈ પડ્યો. સુદ્ધીમાં આવ્યા પછી તે બોલ્યો કે, ઓ પરીજાદી, તું ક્યાંથી આવી અને તારે શું કામ છે તે તું મને ફરમાવ. તેણે કંઈ જવાબ દીધો નહીં. પણ પોતાની કાંચળીમાંથી દાડમનાં બે પાનાં કાઢી સોનીના ઘરમાં પાણીની કુંડી હતી તેમાં નાખ્યાં તથા બગલમાંથી આરસી કાઢી, પ્રથમ તે આરસીની પીઠ અને પછી આરસી સોનીને બતાવી પોતે તુરત ચાલતી થઈ અને પાછી પોતાના મેહેલમાં આવી. દરવાનોએ તેને જતાં આવતાં જોઈ પણ અંદરનો ભેદ કોઈ સમજ્યા નહીં.

વજીરની ઓરતે બતાવેલી સમસ્યામાં સોનીભાઈ કંઈ સમજ્યો નહીં, પણ તે તો હોસેદીન જેવો બની ગયો. તેની ઓરત ચતુર હતી તે સમજી કે, હોય નહીં હોય પણ તેનો ધણી કોઈ ઓરતની મોહોબત માછ્યા દીવાનો બની ગયોછે. તેણે તેને પોતાની પાસે બેસાડી પુછ્યું કે, તારી પાસે કહી ઓરત આવી હતી તે મને કેહે. હું તારો તેની સાથે

મીલાપ કરાવી આપું.' આવી ઉમેદ ભરેલી વાત સાંભળી સોનીભાઈનો જીવ ઠેકાણે આવ્યો અને પોતાની ઓરતને બધી ગુજરેલી હકીકત કહી સાંભળાવી. ચાલાક સોનારણ પેલી સમસ્યાની મતલબ સમજી ગઈ અને સોનીને કેહેવા લાગી કે, પાતરાં પાણીમાં નાખવાનો મતલબ એવોછે કે, તે ઓરતને બારણે હોજછે. અને દાડમડીનાં પાતરાં, તે જગે દાડમનું ઝાડછે, એમ સમજાવેછે. આરસીની પીઠનો અરથ એછે કે, કાળા કોટની સામાં તેનું ઘર છે અને આરસી બતાવવામાં એ મતલબ હતી કે, તને ચાંદરણી રાતે તેણે ઘેર બોલાવ્યો હતો. માટે દીશાનાં તપાસ કરી એ નીશાણી ઉપરથી તેનું ઘર શોધી કાઢ અને રાતના તેને ત્યાં જા કે, આ તારૂં ચરાવેલું ભેજું પાછું ઠેકાણે આવે. સોની તેજ વખત પોતાને ઘેરથી નીકળ્યો. તપાસ કરતાં તેને આ એંધાણી મુજબ વજીરનો મેહેલ માલુમ પડયો. તેણે વીચાર્યું કે, આ જગો તો મોતની નીશાણીનોછે. તેણે ઘેર આવી એ વાત પોતાની ઓરતને કહી; તેણે તેને હિમ્મત આપી રાતની વખતે જવાની સલાહ આપી; અને એવી સમજુત આપી કે, કઇ વિઘન થાય તો તુરત મને ખબર કરાવજે. મધરાતનાં સોની ઘરમાંથી નીકળ્યો, તે વજીરના મેહેલની સામે એક ઓટલા ઉપર જઈને બેઠો. પણ તેને ઉંઘે ઘેરી લીધાથી તે ત્યાંજ ઉંઘી ગયો. દરવાનો વગેરે સઘળા આદમીઓ ઉંઘી ગયા પછી વજીરની ઓરત સોની પાસે આવી અને તેને નિદ્રાવશ જોઈ તેના ગજવામાં ચાર અખોડ મુકી પાછી મેહેલમાં ગઈ. પાછલી રાતે સોની એહબાકળો થઈ ઉઠયો અને ખબરાટનો મારયો પાછો પોતાને ઘેર આવ્યો. તેણે જેવી કમ્મર ખોલી એટલે તેમાંથી ચાર અખોડ જમીન ઉપર પડયાં. સોનારણે તે જોઈ કહ્યું કે, એનો મતલબ એવો છે કે, તું હજુ બાળક લખોટાએ રમવા લાયક છે. હજુ દુનીયાદારીની તને કઇ સંગજ નથી. સોની આ બનાવથી ઘણો પસ્તાયો અને બીજી રાતે પાછો જઈ જરા હોશીયારીથી તેજ ઓટલા ઉપર બેઠો. આગલા દીવસની માફક દરવાનો વગેરે લોકો ઉંઘી ગયા પછી વજીરની ઓરત બાહાર સોની પાસે આવી અને તેનો હાથ પકડી પોતાના મેહેલમાં લઈ ગઈ. તે ગ્રહવ્યાકુળ થવાથી પોતાની પાછળ દરવાજા બંધ કરવાનું ભુલી ગઈ. બન્નેજણા ચાહ્યી તરેહ ખાઈ પીને ખુશ થયાબાદ મધરાત થવાથી તેઓ નિદ્રાવશ થઈ ગયા. પાછલી રાતે ધારા મુજબ તે શેહેરનો કોટવાલ ફરતો ફરતો વજીરના મેહેલ આગળ આવ્યો, અને દરવાજો ખુલ્લો જોવાથી તેના મનમાં આવ્યું કે, કોઈ ચોર અંદર પેઠેલો હશે અને તે ચોરી કરી જશે તો પાદશાહને જવાબ દેવો ઘણું મુશકેલીનું કામ થઇ પડશે. આવા ખ્યાલથી તે મેહેલની અંદર પેઠો અને પેલાં બન્નેને ત્યાં જોયાં. હવે કોટવાલની આ સોની ઉપર લાંબા વખતથી દાઢ હતી, તેથી તેને આ ઠેકાણે સપડાયલો જોઈ તે મનમાં ખુશ થયો હતો કે, આજે એ ઠીક સપડામાં આવ્યોછે. તેણે બન્નેને ઉઠાડયાં અને તેઓને ભારે ઠપકો દઈ કહ્યું કે, ઓ દુરખો, તમો આ તમારી નીરલજ ચાલને શારૂ પાદશાહને શું જવાબ દેશો? વજીરની ઓરત ગભરાઈ; તેણે અશરફીની બે થેલી મંગાવી કોટવાલને તુરત નજર કીધી; અને આજીજી કરી તેને કહ્યું કે, ઓ કોટવાલ સાહેબ, મારી આબરૂ તારે હાથ છે. કોટવાલે કંઈ તેની વાત કાને ધરી નહીં;

પણ બન્નેને પકડી લઈ જઈ કેદ કીધાં. વજીરની ઓરતે તેને પકડી લઈ જતી વખત પોતાની સખીને કહ્યું કે, તું જલદીથી જઈને આ બનાવની ખબર સોનીની ઓરતને કરજે. તે તેજ વખત સોનીને ઘેર દોડી પોંહોચી અને તેના ઘરના બારણાં સખ્ત થાપી અફાળો તેના અવાજથી સોનારણ જાગી ઉઠી અને બાહાર આવી. પેલી સખીએ તેને કહ્યું કે, તારા ધણીને અને વજીરની ઓરતને કોટવાલે પકડી કેદ કીધાંછે. સોનારણ તેજ વખત એક થાળીમાં મીઠાઈ ભરીને બંદીખાને ગઈ અને ચોકીદારોને નમનતાઈથી કહ્યું કે, મારો ધણી જતો રહ્યો હતો અને તેની ભાળ લાગતી નોતી મેં તેને સારૂ બાધા રાખી હતી કે, તેનો પત્તો લાગેથી અવલ બંદીવાનોને મીઠાઈ ખવડાવી બાદ તેનું મુખ જોવું. મારો ધણી હમણાજ ઘેર આવ્યો તેથી હું બાધા ઉતારવાને આવી છઉં. ચોકીદારોને આમાં કંઈ હરકત નજર આવી નહીં તેથી તેઓએ દરવાજો ઉઘાડ્યો. સોનારણે થોડી મીઠાઈ ચોકીદારોને આપી અને બાકીની બંદીવાનોને વેહેંચની વેહેંચતી પોતાના ધણી પાસે આવી અને વજીરની ઓરત સાથે પોતાનો પોસાક ફેર બદલ કરી ખાલી થાળી તેને આપી રવાને કરી દીધી; અને તેના બદલામાં પોતે ત્યાં બેઠી. બામદાદ થતાંજ કોટવાલ ઉઠ્યો અને વીચાર કરવા લાગ્યો કે, વજીરોને અંદર અંદર દુશ્મની છે માટે મોહોટા વજીરને સોનીના અહેવાલની ખબર આપું તો તે ઘણો ખુશ થશે અને મારો મરતબો વધારશે. કોટવાલ મોહોટા વજીર પાસે ગયો અને તેને આ મામલાની ખબર આપી. તેણે કહ્યું કે, વજીરની ઓરત કદી એવું કામ કરે નહીં. તારી વાત ખોટી છે. કોટવાલે અરજ કરી કે, સુદા પત્તા સાથે તે લોકોને બંદીખાને નાખ્યાંછે. મોહોટો વજીર પેટમાં ખુનસ રાખતો હતો, તેથી તે તુરત ઉઠ્યો અને પાદશાહ પાસે જઈ તેને સઘળી હકીકત રોશન કીધી. પાદશાહે તેઓને રૂબરૂમાં બોલાવવાનો હુકમ કીધો. બન્નેને બંદીખાનેથી બોલાવ્યા, ત્યારે સોની અને તેની ઓરતે પાદશાહને પગે લાગી, હાથ જોડી ફરીયાદી કીધી કે, પાદશાહ સલામત, તું દીન દુનીયાનો પાદશાહ છે, રઈયતનો મા બાપ છે. તારે વીચાર કરવો જોઈએ કે, ધણી ધણીયાણીને કોટવાલ દુશ્મનીથી ગેરવાજબી રીતે પકડી તેઓની આબરૂ લે અને તેઓના ઉપર જુલમ ગુજારતી કરે ત્યારે રઈયતથી શેહેરમાં શી રીતે રહી સકાશે? પાદશાહે તેઓને સબુરી આપી એક બાજુએ બેસાડ્યાં અને પોતાની જાતે તપાસ કીધી. તેને માલમ પડ્યું કે, તેઓ બન્ને ઓરત ભરથાર હતાં. પાદશાહ ઘણો દલગીર થયો અને તે ધણી ધણીયાણીને આબરૂ તરીકે એક પોશાક અને ઈનામ આપી ત્યાંથી રવાને કીધાં. કોટવાલને બરતરફ કરવાથી તેનું મોહો ઉતરી ગયું અને દરબારમાંથી નીચું જોઈ ઘેર ગયો. મોહોટા વજીરને પણ પાદશાહે ઠપકો દીધો તેથી તેને પણ મોટો પસ્તાવો થયો. (અધુરૂં.)

---

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૮૦ થી)

રોહીલાની લડાઈને લગતી બાબતમાં હેસ્ટિંગ્સના ઉપર પ્રધાન મંડળીએ અપરાધ નહીં મુક્યો તેનું કારણ એ હતું કે, એ અમલદારની કારકિર્દીની શરૂઆતમાં જે ભુલચુકો એનાથી

થઈ હતી તે એમણે પાછલા વખતમાં જે ખુબીથી કામ કીધું હતું તેથી ઠરાઈ હતી હતી. જે શખસોએ પોતાનો આવો વીચાર બનાવ્યો હતો તેઓએજ પાછળથી એવો મત આપ્યો કે, હેસ્ટિંગ્સના કારોબારનો પાછલો ભાગ તો એવો હતો કે, જેને જુદા જુદા વિશ ગુનાહને સારૂ તકસીરવાર ઠરવી શકાય. સને ૧૭૮૦ ને ૧૭૮૧ માં તેઓએ હેસ્ટિંગ્સની ચાકરી બારે વખાણી અને એની ભુલોનો ટાંક બીછાવી કીધો અને તેજ વરસમાં એના પર કામ પણ ચલાવ્યું.

વધારે અજાયબ જેવું એ હતું કે, ચાલીસ કેટલાક આગમન તો સતાવાળાઓ તરફથી હેની સુચના આપવામાં આવી હતી કે, ફ્રીકસની દરખાસ્તની વિરૂધ્ધમાં મત પડવાં જોઈએ. હેસ્ટિંગ્સે પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું કે, જે દહાડે આ બાબત પેહેલી નીકળી તે દહાડે મી૦ ડનડાસે સરતોરની પોહોરમાં પીટને ત્યાં જઈ તેને જાગતો ઉઠાડ્યો હતો અને તેની સાથે લાંબો વખત સુધી બારે ગોફતગો કીધી હતી. આ ગોઠડીનું પરીણામ, હેસ્ટિંગ્સને સામાવાળાની દાબ નીચે લાવવાનો ઠરાવ થયો, તે હતું. ગમે તેવો મોહોબાપણો પ્રધાન હોય તોપણ તેનીથી આવી બારીક બાબતમાં પોતાના પક્ષવાળાઓનો કુલ મત ભાગ્યેજ મેળવી શકાય. કેટલાક નામાંકીત પુરૂશો જેવા કે, એટરની જનરલ, માસ્તર ગ્રેનવીલ અને લૉર્ડ મલગ્રેવ એઓ તો પીટની સામાં થયા. છતાં હાજીહા કરનારોનો ભાગ એટલો મ્હોટો હતો કે, હેસ્ટિંગ્સની તરફેનવાળાઓનું કંઈ ચાલ્યું નહીં. ૧૧૯ મત ફ્રૉકસની તરફ અને ૭૯ તેની વિરૂદ્ધમાં પડ્યા. ડનડાસ તો મુગોમુગો પીટની પાછળ દોરવાયો.

હેસ્ટિંગ્સની તરફના લોકોને સમજાય કે, પીટ અને ડનડાસે આ કામ ફક્ત અદેખાઈના માર્યા ઉઠાવ્યું છે. હેસ્ટિંગ્સના ઉપર રાજાની ઘણી મેહેરબાની હતી. ઈસ્ટ ઈન્ડિયા કંપની અને તેના નોકરો તો એનેજ જોઈ રહ્યા હતા. જો હેને હાઉસ ઑફ કૉમન્સે નિર્દોષ ઠરાવ્યો હતે, અને લૉર્ડોમાં એ બીરાજ્યો હતે તથા પીઅર નામાંકીત શખસોના જેવું નામ મેળવ્યું હતે તો પુર્વતરફના રાજકારોબારની લગામ હેને હાથ આવતે તથા પ્રધાન મંડળમાં એનો ભરતમો ઘણો વધી પડતે હેમાં જરા પણ સંદેહ નહીં હતો. પણ પીટ હેની શાખે હોવાથી તેમાનું કંઈ વળ્યું નહીં અને હેસ્ટિંગ્સને રાજદરબારી ઈજ્જત અને જાહેર મેલાવડાઓમાંથી બાતલ કીધો.

પારલેમેન્ટ બંધ હોવાને લીધે હેસ્ટિંગ્સને લગની બાબત જરા નરમ પડી. નવું વરસ બેસતાંજ તે બાબત પાછી ચાલી. બેગમોને લુટી લેવાનું તોહોમત મી૦ શેરીડને એક ઘણુંજ અસરકારક અને કાબીલ ભાશણ કરીને હેસ્ટિંગ્સ ઉપર મુક્યું. આ ભાશણથી શ્રોતાઓના મન ઉપર જેવી અસર થઈ હતી તેવી પેસ્તર કોઈપણ વખત થઈ નોતી. એ સાંભળીને ઘણા લોકોનાં મન એટલાં તો ઉશ્કેરાયાં હતાં કે, તેની ધુનમાં તેઓએ કેટલાક વખત લગી તાળીઓ પાડ્યા કીધા અને જે કોઈ બોલવા ઉઠતો હતો તે બીચારો પાછો નિરાશ થઈને પોતાની જગોપર બેસતો હતો; કેમકે તે જે બોલતો હતો તેમાંનો એક શબ્દ પણ સોરબકોરમાં સંભળાતો નોતો. આમ થવાથી એ બાબતને હાલ તુરત મુલતબી રાખવી પડી. આ ભાશણથી શેરીડનનું એક નામ થઈ ગયું અને મ્હોટા મ્હોટા પંડીતોએ એને શાબાશી આપી.

આ બાબત પાછી ચાલી તે વખતે હેસ્ટિં-

ગ્સની સામાવાળા હવા જોરાવર થઈ ગયા હતા કે, એની તરફના લોકો તથા હેના ભાઈ બંધોએ હેને બચાવવાને કોશીસ કરવા ઉપરથી હાથ ઉઠાવ્યો. પીટે શેરીડનની દરખાસ્તને મળતો પોતાનો મત આપ્યો. અને આખરે શેરીડનની તરફ ૧૬૫ અને સામાં ૬૮ મત પડયાં.

આમ થવાથી હેસ્ટિંગ્સની સામાવાળાઓના કાર્યાપ જોર જોરમાં આવ્યા અને તેઓએ બેસાડવાને લગતાં તોહોમતો એક પછી એક મુકવા માંડયાં. હેસ્ટિંગ્સના હીમાતીયાઓ છેક નાઉમેદ થઈ ગયા; અને હવે જ્યાદા કોશીસ કરવાથી તેઓનું કઇં વળનાર નથી એવું તેઓએ દીઠું તે ઉપરથી વધારે લાભગથી કામ કરવું તેઓએ મોકુફ કીધું. આખરે હાઉસ આવ કૉમન્સે એકમત થઇને હેની ઉપર વિશ બાબતોને લગતાં તોહોમત મુકયાં અને બર્કને હાઉસ ઑવ લૉર્ડસની હજુરમાં જઈ માજી ગવરનર જનરલ પર મ્હોટા ગુનાહ અને જુલમને સારૂ તોહોમત મુકવાને ફરમાવ્યું. હેસ્ટિંગ્સને ત્યાં આગળ જે હથીયારબંધ સાર્જંટો ચોકી કરતા હતા તેઓએ પકડયો અને તેને હાઉસ ઑવ લાર્ડસની ન્યાય સભા આગળ લઈ ગયા.

રોશન બંધ થવાને હવે દશ દીવસ રહ્યા હતા અને તે કારણને લીધે આ કામ કેટલીક મુદત સુધી બંધ રાખવું પડયું. હેસ્ટિંગ્સને જામીન ઉપર છોડયો અને બીજી બાબત જ્યાં લગી બન્ને અમીરો ટોલકી પાછી એકઠી થાય નહીં ત્યાંસુધી મુલતવી રાખી હતી.

જ્યારે પારલેમેન્ટ પાછી મળી ત્યારે હાઉસ આવ કૉમન્સવાળાઓએ આ કામ ચલાવવાને એક કમીટી નેમી અને બર્કને તેમાં ઉપરી ઠેરવી તેની મદદે કેટલાક કાબેલ શખસો સોંપ્યા. પણ એવું બર્કનું નામ વંચાયું કે, ભારે ઘોંઘાટ થઈ રહ્યો. ત્યાં હેવું બોલાવા લાગ્યું કે, બર્કને અને હેસ્ટિંગ્સને ઘણાં વરશ થયાં ભારે અણબનાવ હતો અને તે વળી એટલે લગી કે, એક વખતે તેઓ જાનસટા સટી પર આવી ગયા હતા. હવે આવા અંદરખાનેથી દુશમની રાખનાર શખસને જાહેર તોહોમત મેલનાર તરીકે નેમવો એ ખરે પણું ગેરવાજબી હતું. આના રદીયામાં સામાવાળાઓએ એવી દલીલ બતાવી કે, અપક્ષપાતપણું એ ન્યાયાધીશને એક ઘણો અગતનો ગુણ છે; પણ તે કઈ વકીલ બારીસ્ટરને જરૂરનો નથી. અંગ્રેજી કાયદો ગુનેહગારને પોતાનો બચાવ કરવાને એક વખતે તોહોમતદાર થવાને પણ પરવાનગી આપેછે. આવાં કામ ચલાવવામાં આગેવાન શખસની વૃતી સાફ જોઇયે એ કંઇ જરૂરનું નથી; પણ તેનામાં તો કાબીલીયત, મુકરદમાની કેફીયતની પુરતી માહેતગારી અને ચંચળતા હોવી જોઇયે. ફ્રાન્સીસની કાબીલીયત અને માહીતગારી તો બધાએ કબુલ કીધી. પણ આમ થવાનું કારણ ફકત એજ હતું કે, હેસ્ટિંગ્સ પર બર્કની ઘણી સખ્ત દાઝ હતી. હાઉસ આવ કૉમન્સે હેવો ઠરાવ કીધો કે, ફ્રાન્સીસને એ કામનો મેનેજર નહીં નેમવો અને તે બાબે પીટની તરફ જાસ્તી અને ડંડાસની તરફ થોડાં મત પડયાં. (અધુરૂં.)

---

## વેદનું હિંદીમાં ભાષાંતર.

હમો શાંભળીને અત્યંત ખુશી થયા છીયે કે, નવી ઉભી થયલી આર્યસમાજ જલદીથી એક માહાભારત કામ શીરૂ કરનારછે. તે માહાભારત કામ એછે કે, હિંદુ લોકોનાં વેદ

જે જુની સંસ્કૃત ભાષામાંછે, તેનું ભાષાંતર હિંદી એટલે વૃજવાસી ભાષામાં કરાવી છુટા છુટા એકમાં છપાવનારછે. અમે ધારીયેમ કે, આપણા હિંદુ લોકોમાંથી અજ્ઞાનતા કાઢી નાખવાનો ખરેખરો રસ્તો એજછે. જેમ કેહેવત છેકે, 'બાંધી મુઠી લાખની કેહેવાય, તેમ જ્યાંસુધી ચોકના હાથમાં વેદની કુંચીઓ રેહેલીછે ત્યાંસુધી તેનું માહાત્મ ઘણું રેહેલુંછે અને તેને આધારે અને નાગે ધુર્ત બ્રાહ્મણ લોકો પોતાનો મોભો ટકાવી રહેલાછે. સાધારણ લોકોનાં બારણાં આગળ વેદનાં મંત્ર ચાલુ ભાશામાં લાવી મુકવાથી સઘળાઓની આંખો ઉઘડશેજ. વળી એમ શાંભળ્યું છે કે, એ ભાષાંતરનું કામ જે થવાનું છે તે તદન આર્યસમાજથી જુદા સંબંધે થવાનું છે. આપણા ગુજરાતી કેળવાયલા પુરૂશો આવા કામમાં ઉલટ બતાવેછે એપણ દેશની ઉન્નતીના સારાં ચિન્હ દેખાયછે.

---

## એક અગતનો ચુકાદો.

### નામદાર હાઈ કોર્ટ અપીલ બાજુ.

(નામદાર ચીફ જસ્ટીસ તથા બારન ટી. એચ. લાપેંટ. ની હજુર.)

ભરૂચની સ્માલકાજ કોરટના જડજે પુછાવેલો અભીપ્રાય.

ડાકતર પનજીચાહ મેરવાનજી ....વાદી.
મિ. સોરમેન ................પ્રતીવાદી.

દાવો ફીના રૂપૈયા લેવાનો.

કોર્ટનો ઠરાવ કે—પ્રતીવાદીને દવા આપેલી તથા તેને ઘેર જોવા ગયલો તેના આંકડા બદલ વાદીને ભરપાઈ પૈસા આપ્યા, તોપણ પ્રતીવાદીએ તે વખતે કહ્યું કે, મારા વિચારમાં એ આંકડો ઘણો ભારેછે; તે ઉપરથી પ્રતીવાદીના માગવા શીવાય પોતાની રાજી ખુશીથી આપેલી રકમ વાદીએ પાછી આપી અને કહ્યું કે "એ રાખો તમને કામ લાગશે" અને રીસીટ કરેલું બીલ પાછું માગી લીધું; અને હવે પોતાની રાજી ખુશીથી પાછાં આપેલાં નાણાં લેવાને હાલમાં ફરીયાદી આણીછે. પણ કોરટના વીચારમાં આવેછે કે, હવે તેમ તેનાથી થઈ શકે નહીં, કારણ કે પુરાં નાણાં એક વખતે આપ્યાં તેથી તેનું કરજ તે દીવસથી ફીટી ચુક્યું હતું. પ્રતીવાદી હમેશાં જે વાજબી રકમ તેની નજરમાં આવી તે આપવાને ખુશી હતો. વાદીની આશ ઉપર નજર રાખી અને (બીલ હાલમાં હમારી હજુર રજુ થયું નથી તેથી) બીલના આંકડા વિશે કાંઈ પણ અભીપ્રાય ન જણાવતાં, અમારો અભીપ્રાય એવો થાયછે કે, હવે તો વાદીએ મેહનતાંના બદલ પ્રતીવાદીની ઔદાર્યતા ઉપરજ આધાર રાખવો પડશે. એટલે કે પ્રતીવાદી પોતાની ગુદરથાઈ જાણી જે કાંઈ આપે તે વાદીએ લેવું અને તેની ફરીયાદી કોરટમાં ચાલનાર નથી.

---

## વીલાયતમાં ગાય બળદની કિમ્મત.

SALE OF LORD DUNMORE'S SHORT-HORNS.

વીલાયત અને બીજા સુધરેલા દેશોમાં જે લોકો પાસે સારી થાપણ હોયછે તેઓ પોતાના પૈસા કેવા કામમાં રોકેછે અને તેમાંથી કેટલો મ્હોટો નફો પેદા કરી શકેછે તે આ નીચે ટાંકેલો અહેવાલ વાંચવા ઉપરથી માલમ પડશે."

તા૦ ૨૫ મી આગસ્ટ સને ૧૮૭૫ ને

હીને લૉર્ડ રનમોરે પોતાના પુરાનુમા બાગની અંદર કેટલીક ખુબ તરેહથી ખાઈપીને તઈયાર થયલી ગાયો અને બળદો વેચવા સારૂ કાહડયા હતા. એ અમીરજાદાએ સને ૧૮૭૨ માં એવુંજ એક વેચાણ કીધું હતું તે વખતે હેને તેમાંથી સારો પૈસો મળ્યો હતો અને જે લોકો તે વખતે કિમ્મત-ઘણી વધી પડવાને લીધે નાસીપાસ થયા હતા તેઓ આ બીજાં વેચાણની ઘણી આતુરતાથી રાહ જોતા હતા. તેઓ આ જાનવરોનાં શરીરનું ખુબીદાર બંધારણ, રંગ, આંખ વીગેરેનાં મોંહો મોંહે વખાણ કરતા હતા.

સઘળું મળીને નીરા ગાય અને નવ બળદ વેચવા કાહડયા હતા. નીરા ગાયના કુલ્લે રૂ ૧૭૨૮૮૦) ઉપજ્યા ઇયાને સરાસરી દર ગાયના રૂ૫૭૬૩) પેદા થયા. આમાં સઉથી વધારેમાં વધારે એક ગાયના રૂ૨૦૪૭૫) અને ઓછામાં ઓછા રૂ૧૧૦૨). આવ્યા. નવ બળદના કુલ્લે રૂ૮૯૩૫૫) ઇયાને સરાસરી દર બળદનો રૂ૯૯૨૮) આવ્યા. આ નવ બળદોમાં "ડયુક અવ ટોનાટ" નામનો એક સઉથી સારો બળદ હતો તે, ખરીદ કરવાને ઇંગ્લંડ અને અમેરીકાના ઉમરાવો હાજર થઈ ગયા હતા. એ જાનવરની પેહેલીજ માગણી રૂ૨૧૦૦૦) સરૂ થઈ અને પછી ઉપરા ચાપરી દર માગણીએ રૂ૫૨૫) વધતાં વધતાં આખરે આંકડો રૂ૪૭૭૫૦) પર આવીને અટકયો. આમ થવાનું કારણ ફકત એ હતું કે, વીલાયતના અમીર ઉમરાવો હેવી હઠ ઉપર આવી ગયા હતા કે, જેનો આખી આલમમાંથી જોડો નહી મળી શકે હેવું સારૂં જાનવાર કહી તેનર ગમે તેટલા રૂપીયા આપવા પડે તો શું થયું પણ બીજી વીલાયતમાં જવા ન દેવું અને એ મમતમાંને મમતમાં એની કીમ્મત આની ભારે થઈ પડી. વળી એક બીજો બળદ "ડયુક અવ હીલહર્સ્ટ" નામનો એવીજ રીતે રૂ૩૦૭૫૦) સારૂ ગયો. આ માંહોમાંહેની સરાસરીથી એ જાનવરોના ધણી લૉર્ડ રનમોરને નહીં ધારેલો ફાયદો થયો. અને આખાં વેચાણમાંથી કુલે રૂ૨૬૨૨૩૫) ઉપજ્યા તેની અંદર નજદીક રૂ૨૬૦૦૦૦) નો નફો હતો.



## ગ્રાંટ મેડીકલ કાલેજમાં ગુજરાતી વર્ગ.

GUJRATI CLASS IN CONNECTION WITH THE GRANT MEDICAL COLLEGE.

હમારા સાંભળ્યા પ્રમાણે આ અગતનાં ખાતાંને મદદ આપવા સારૂ સર કાવસજી જેહાંગીરજી રેડીમની, સર મંગળદાસ નથુભાઈ અને શેઠ બેરામજી જીજીભાઈ વીગેરે કેટલાક સાહેબોના નામની સ્કૉલરશીપો થયલીછે. એ વર્ગમાં ગુજરાતી ભાશાની મારફતે અંગ્રેજી વૈદક શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરીને તઈયાર થયલા વિદ્યાર્થિયો, મુખ્ય કરીને કીલ્લા અને સંસ્થાનો જ્યાં સીપેહી લશ્કરોની ભારે ખોટછે, તે તેઓ ઘણી દરજ્જે પુરી પાડશે; માટે હમે ઉમેદ રાખીએ છઈએ કે, નામદાર પ્રીન્સ અવ વેલ્સની મુલાકાતે જે અમીર ઉમરાવો તથા રાજાઓ કછ કાઠીઆવાડ તરફથી અત્રે પધારશે તેઓ આ ઘણાંજ અગતનાં કામને મજબુત પાયા ઉપર મુકવાને બીજી સ્કૉલરશીપોનો જોટો ખુટેછે તે તેઓ પુરો પાડશે એટલુંજ નહીં; પણ તેઓનાં નામ પ્રમાણે તેઓ ઘટતી મદદ કરવાને ચુકશે નહીં.





જુઓ આ એક ન્હાનો સરખો હાથ કેટલું કામ કરી શકેછે. એ વડે દરેક ચીજ મુલાયમ અથવા કઠણ, ખરબચડી અથવા લીસી આપણે કહી શકીયે છઇયે. પ્રાણી માત્રની હયાતીને જરૂરની વસ્તુ ખોરાક એ વડે બનો શકેછે અને ખોરાકની દરેક વસ્તુને જમીનમાં રોપવામાં જે ઓજારો કામે લાગે છે અને તે વસ્તુઓને સાફ કરી પકાવવા લાયક કરવામાં જે હથીયારો ખપમાં આવેછે તથા તેઓને પકાવી ખાવા લાયક બનાવવામાં જે અગણીત ચીજોની જરૂર પડેછે તે બધાની બનાવટ આ ન્હાના સરખા હાથ ઉપર આધાર રખેછે. પેહેરવાના લુગડાંની બનાવટમાં શીરૂથી તે આખર લગી જે સંખ્યાબંધ ચીજોની જરૂર પડેછે તે બધી આ હાથથી બનેલીછે. એ વડે આપણે લખી શકીયે છઇયે, દરેક ચીજ પકડી શકીયે છઇયે તથા બીજાં કેટલાં કામો આપણે જે વડે કરી શકીયે છઇયે, તે હાથ આ રહ્યો. આ આકૃતીમાં જે હાથ બનાવવામાં આવ્યો છે તે જોતા રહી-તછે. એની બનાવટમાં ૨૧ હાડકાં આવેલાં છે.

## એલેકઝાનડ્રા નેટિવ ગર્યલ્સ ઇંગ્લીશ ઇન્સ્ટીટ્યુશન.

### THE ALEXANDRA NATIVE GIRLS' ENGLISH INSTITUTION.

(આપણા પાને ૭૨ થી.)

આ નિશાળને મુળ જનમ આપવાનું માન શેઠ માણેકજી ખુરશેદજીને ઘટેછે એવું હમે હમારા ગયા અંકમાં કહ્યું હતું, પણ એ શેઠની એકલી કોશીશથી એ ખાતાનું કામ મજબુત પાયાપર મુકાવું તથા આવી મનમાનતી રીતે ચાલવું જરા અસંભવીત હતું. આપણા જાણીતા શેઠજી ખુરશેદજી નોશરવાનજી કામાજીએ પાંચ હજાર રૂપીઆની મોહોટી રકમ એ નિશાળના ફંડમાં ભરી હતી અને પોતાના કુટુંબની છોકરીઓને એ નિશાળમાં શીખવા મોકલી તે જોઇને તથા એ શેઠના મહેરબાથી બીજા આબરૂદાર લોકોને પોતાનાં બચ્ચાંઓને એ નિશાળમાં મોકલવાને ઉત્તેજન મળ્યું તેનો સારૂ એ શેઠને કઇ ઓછું માન ઘટતું નથી.

બેહેશતનશીન શેઠ ધનજીભાઈ નોશરવાનજી કામાજીનાં દીકરી બાઈ કુવરબાઇએ એ ઇસ્કોલમાં પુસ્તક રાખવાને એક કિમ્મતી કબાટ પોતાનાં નામનું બનવાથી મુકવા સારૂ ૩૧૫૦) ની રકમ લેટ કીધેલીછે. વળી ફેનસી બજારમાં કેટલીક મદદ એ ઇસ્કોલને મળેલી છે તે બખશોની નોધ એ ઇસ્કોલના રીપોરટોમાં લીધેલી જોવામાં આવતી નથી. હમો એ ખાતાંને લાગતા વળગતાઓને સુચના કરીએ છઇએ કે, એવી બક્ષીસોની નોધ લીધાથી બક્ષીશ આપનારને ઘણું ઉત્તેજન મળેછે.

સાંભળ્યા મેજે એ ઇસ્કોલનું પોતીકું મકાન તઇયાર થનાર છે અને તેનો પાયો નામદાર અમીરજાદે પ્રીન્સ અવ વેલ્સ નાખનાર છે. એ તકે હમને ઉમેદછે કે, અમીર ઉમરાવોની જે ભારે ૧૦ અહીંયાં એકઠી થશે તેમાંથી કેટલાક બાઈ કુંવરબાઇનો દાખલો લઈ એ ઇસ્કોલની સાથે છોકરીઓને વાંચવા લાયક પુસ્તકોની લાઇબ્રેરી જોડવાને ખુશી બતાવશે.

એ ઇસ્કોલમાં આપણા જાણીતા અને વખણાયલા શેઠ સોરાબજી શાપુરજી બેંગાળી, ડાકટર ધીરજરામ દલપતરામ તથા સોરાબજી રતનજી કોલા એઓએ કેટલીક મુદત સુધી સેક્રેટરીનું કામ મન માનતી રીતે બજાવ્યું હતું. આ બીજા બધા માન લઇજનારાઓમાં એ ગ્રહસ્થોને પણ માનનો કેટલોક અંશ ઘટેછે ખરો. *

---

### HIS HIGHNESS RAMCHANDRA RAO APPA SAHEB CHIEF OF JAMKHANDE'S MUNIFICENT DONATION OF RS. 10,000 TO THE ALEXANDRA N.G. E. INSTITUTION ON THE OCCASION OF THE VISIT OF H. R. H. THE DUKE OF EDINBURUGH.

This enlightened Chief, who is well known for his liberality in endeavouring to ameliorate the disadvantages under which the females of this country suffer, contributed the large sum of Rs. 5000 towards the establishment of a Scholarship in the name of Her Highness Bai Seeta Bai Sahib, in connection with this Institution and purchased for Rs. 5000 a picture drawn by the august hands of Her Royal Highness Princess Louise. The noble example thus set, will we hope be followed by the Chiefs and Rajahs who will grace Bombay with their presence on the occasion of His Royal Highness Prince of Wale's visit to this city, by rendering pecuniary assistance, worthy of their name, to this useful Institution, especially in aiding it, in getting a house of its own, the absence of which has hitherto crippled it in its endeavour to provide a course of education *peculiarly* adapted to the Native females of this Presidency.

# મીલાવડો.

OR

THE MISCELLANY.

અંક ૬૧—પુ૦ ૭]  મુંબઈ, માસ ડીસંબર, સને ૧૮૭૫.  [કીં૦ આના ૨.

## પ્રીન્સ અવ વેલ્સની હિંદુસ્થાન ખાતેની પધરામણી.

આ નામદાર શાહાજાદાની હિંદુસ્થાન ખાતેની પધરામણી બાબેનો ઇસારો નજદીક ૭ મહીના ઉપર આપણને વિલાયત તરફથી તાર મારફતે મળ્યો હતો. ત્યારબાદ હેની પાદશાહી પદ્દિને છાજે હેવી માનપતીશાથી હેનો આવકાર કરવાને આખું હિંદુસ્થાન રોકાયલું હતું; પણ એ નામદારનું પેહેલ વેહેલું પગલું હિંદુસ્થાનની ધરતીપર મુકવાનો લાવો મુંબઇને મળવાનો હતો તેથી આ રળીયામણા ટાપુને ઓર ખુબીદાર બનાવવાને સત્તાવાળાઓ તરફથી કઈ ખામી રાખવામાં આવી નોતી; અને હમો જોઇને ઘણાજ ખુશી થયા છઇયે કે, મુંબઇએ શાહાજાદાને જે ઘટતું માન આપ્યુંછે તેથી તે નામદાર બહુજ રાજી થયોછે અને પોતાના આ વીચારો તેણે આપણા ગવરનરની મારફતે ખાસ દરબારમાં રૂબરૂ મેલ્યાછે. વળી તેણે ઘણા સખી દીલથી દસ હજાર રૂપીયાની મોહોટી રકમ મુંબઇનાં ધરમાદા ખાતાને ભેટ કીધીછે.

હવે એ નામદારની હિંદુસ્થાનની મુલાકાતથી દેશનાં રાજ્ય દરબારી પ્રકરણમાં કેટલે દરજ્જે અને કેવી તરેહનો ફેરફાર નીપજશે તે હમો આ જગે બતાવવા માગતા નથી; પણ હાલ તુરત એટલું તો દેખીતું છે કે, એ રાજકુંવર હિંદુસ્થાનમાં જે જે દેશોની ભેટ લેશે તે તે જગોના વેહેપાર વણજ વીગેરે બીજાં ખાતાંઓમાં લાખો રૂપીયાની ઉથલ પાથલ થશે એટલુંજ નહીં; પણ કેટલાંક અગતનાં કામો હયાતીમાં આવશે અને તેના ફાયદા જાથુક મળવાથી એ શાહાજાદાની યાદગારી કાયમ રેહેશે.

એ રાજવંશીની માહાન પદ્દિને અનુસરતું માન આપવાને હિંદુસ્થાનની સરકારે અહિયાંના વતની રાજકુંવરો અને અમીર ઉમરાવોને ઇજન દઈ તેડાવ્યા હતા; અને તેઓના હીરામાણેકથી ચળકતા પોશાકે દરેક જાહેર મીજલસને બારે ભેખ પમાડી હતી અને શાહાજાદો પોતે તેઓને જોઇને ઘણો ખુશ થયો હતો. એ રાજવંશીઓ જે કામને સારૂ અહિંયાં આવ્યા હતા તેથી પરબારબા બાદ તેઓમાંથી ઘણા ખરાઓએ કેટલાંક ઉપયોગી ખાતાંઓની ભેટ લીધી હતી અને તેઓને થોડે ઘણે આસરો આપ્યો હતો એ ખરે ઘણું વખાણવા જોગ હતું. મુંબઇની મુલાકાત આપણા રાજવંશીઓને અવશ્ય જરૂરની છે. તેઓની આંખ અહિંયાં આવ્યાથી ઉઘડેછે અને વખતની શું કિમ્મત છે તે તેઓ પી-

છાનો થએછે. ગવરનરની અને તેમજ ગવરનર જનરલ અને શાહાજાદાની મુલાકાતે જવાને જે મુકરર વખત બાંધવામાં આવ્યો હતો તે સાચવવાને તેઓને ઘણોજ સાવચેત રેહેવું પડયું હતું અને હવાં ઘોરણ ઉપર કામ કરવાથી ટૂંક અરસામાં કેટલું બધું કામ થઈ શકેછે તે તેઓએ નજરો નજર જોયું હતું. વળી એઓમાના કેટલાક પોતાની નગરી અને ઘેર ઉપર તદન મુસ્તાક થઈ રેહેછે તેઓના ગુમાનનું પણ આ તકે ભંજન થયું હતું. મુસાફરીસંધી લાખો આદમી આ તમાશો જોવાને આવ્યું હતું અને તેઓને લઈ જવા લાવવામાં બન્ને રેલવે વાળાઓને પણ સારી પેદાશ થઈ હતી.

આ નામદાર શાહાજાદાની હિંદુસ્થાન ખાતેની પધરામણીથી દેશને ઘણા અગતના ફાયદા થવાની વકી રાખવામાં આવેછે તે એક કારે સુધી હાલ તુરત તો એટલું જોવામાં આવેછે કે, વિલાયતના મહાન પુરૂષો અને ન્યુસપેપરો આ દેશને લગતા સવ્જેક્ટ અખ્તાર કરતા હતા, તેઓ હવે તેની નોંધ લેવા લાગ્યા છે; અને વિલાયતનાં દરેક પત્રમાં શાહાજાદાની સફરને લગતી સવીસ્તર બાબત પ્રગટ થએલી જોવામાં આવેછે. એ નામદારે વિલાયત છોડયા પેહેતર એને ત્યાંનાં વરતમાન પત્રોએ ઘણી શીખામણો દીધીછે, પણ આપણા ભરતખંડની મોટાઈ અને બુજરગી વિશે તથા શાહાજાદો આ મુસાફરીથી ખરેખર શીખવા ચાહાતો હોય તો કેટલું ફાયદા ભરેલું જ્ઞાન મેળવી શકશે તે વિશે ઇંગ્લંડના મહેલી ટેલીગ્રાફે"* આપેલા નીચલા ઉપદેશ સરખું કિમતી હમારા વાંચવામાં બીજું કઈ આવ્યું નથી.

"આ મોટું સાનરાજ્ય, જેની ઉપજ ૧૮૭૩—૭૪ માં ૪૯૫૯૮૦૦૦૦ રૂપીઆની હતી, તેનાં અલંકાર ભરેલાં બબીરા ઉપર પ્રીનસ આફ વેલસ કોઈપણ રીતના આપેલો સારું. પંજાબના જે ફલાણા ,ભેતરોએ પોતાની વસ્તીનું પેટ ભરવા પછે બાકી વધેલા ૮૦૦૦૦૦ ટન ચોખા દુકાળથી પીડાતાં બંગાલને માટે મોકલીઆ હતા, તે ખેતરો સાહાજાદાના જોવામાં આવશે. બરમાએ પોતાના ખપ ઉપરાંત ૮૦૦૦૦૦ ટન ચોખા પુરા પાડયા હતા; અને જો કેરાલીનાનો ચોખો ઉગાડવામાં આવેલો હીંદુસ્તાન આપી દુનીઆના અનાજનો ભંડાર થઈ પડે. તાંહ કુઈનીન અને એપીકાકુઆનાંના નવા રોપાઓ ભરપુર ઉગેછે, અને હના પાકે રાવાચાલીસ લાખ એકર જમીન રોકેલીછે. કોલસા અને લોઢાંની સોધ થવાથી હવે પછે દુકાલ ઉપાલમાં હીંદુસતાન એશીઆખંડનું ઇંગલંડ થઈ પડે એવું છે. શણું, જાંબુ અને કપાસની બાબુ નહીં પાછળ કેટલો શોધ ચાલેછે, અને તંબાકુના પાકમાં દોલતનો એક રસ્તો ઉઘાડવા માટે ફક્ત સીવાએ બીજું કાંઈ બાકી રહ્યું નથી. ગધરાજના કાઢેલા ખેતરો અજબ અજબ થાયછે, અને હીંદુસતાંનનો ગાળીનો પાક અજાએબ જેવો વધી ગયોછે. ૧૮૭૩—૭૪ માં એક કરોડ ને નેવું લાખ રતલથી વધારે અને નજીક બે કરોડ રૂપીઆ ની કીમતની ચાહ હીંદુસતાનથી દેશાવરો ખાતે ગઈ હતી. પણ હીંદુસતાનનો સઘળો કુદરતી ખજાનો હજી તો અરધોએ માલમ પડયો નથી. તેમજ ત્યાંહાંની વસતી, તેઓની જીંદગી, રાહા રસમો, કીધા મારગો, બાંધકામો વગેરે અભ્યાસ માટે એક અપુર્વ ખેતર મળી આવેછે. આ દબદબા ભરેલા રાજની મુલાકાતે આપણો પાટવીકુંવર પધારવા માગેછે, તે માત્ર મોજની એક ખેપ કરવાને બદલે આ રાયનું જોવાની ધારણાથી જાયછે. પાટવીકુંવરની બાબુ બુક કુંચી જેવીછે, તોપણ તે ઉપરથી દેખાયછે કે હીંદુસતાનમાં

માનવી જાતના રેહેવાસની અને કુદરતી દ્રવ્યની કેવી આરામસ્વકારક અને અપરમ-પાર દુનીઆ શાહાજાદાને જોવાની મળશે. પણ આ વાત હકીગતથી જાહેરછે કે શાહાજાદો પોતાની મુસાફરીમાં જે વીચીત્ર મનુષ્યો અને કુદરતી બનાવોમાંથી પસાર કરી જશે, તે તથકે તથકે તેને સમજાવી શકે એવા કોઈ ખબરદાર વીદ્વાનને શાહજાદાનાં રસાલામાં લીધો નથી. ખચીત કુદરતી પેદાશોમાં વીઅરસન, કારપસ, વાટસન અને બારકલેક જેવા, તથા આરીયન પંડીતાઈમાં કાબીલ ગોલ્ડસ્ટકર અથવા માક્સ મલર સરખાં નામાંકીત નરોમાંથી શાહાજાદાને માટે ખરેખરા ફાયદા ભરેલા શોધકો મળી શકત. તેઓની હાજરીથી આવા નામીચા એક દેશની ખરી ખુબીઓ, ભોળપણ અને અજબ આકારમાં શાહાજાદા આગળ થનારી જાણીનગીરી ભરત, કે એવી જાણીનગીરી હાલ આપણને કાંઈજ મળી નથી."

—○—

## શરીર વિદ્યા.

### PHYSIOLOGY.

આ એક એવી વિદ્યાછે જે જીવતાં શરીરનાં સ્વભાવીક ધર્મો તથા તેઓ શી રીતે ચાલેછે તે સમજાવેછે. એ ધર્મો તે કહ્યા કહ્યા અને તેઓ શી રીતે ચાલેછે તેથી વાકેફ થવાને બે ઘણાં અગત્યના સબબ છે.

પેહેલો સબબ એ છે કે, શરીર શી તરેહનું કામ કરવાને શક્તિમાન છે તથા તે શાં કામો કરવાને લાયક છે એ જાણવા ઉપરથી આપણે તેને નકામું અને નહીં થઈ શકે એવું કામ કરાવી તેની ખરાબી કરવાની કોશીસથી અટકીશું.

બીજો સબબ એ છે કે, શરીરના સ્વભાવીક ધર્મો તથા તેઓ તંદુરસ્ત હાલતમાં શી તરે આચવી શકાયછે તે જાણવા ઉપરથી આપણે તેઓને અયોગ્ય રીતે વાપરી નુકસાન કરતાં તથા તેમ કરીને તેઓને નબળાઈ અથવા રોગોને તાબે થતાં અટકાવવાને શક્તિમાન થઈયે છઈયે. આપણાં સુખ અને મનશક્તિના સુધારાને સારૂ આ વાતના જેવું બીજું કશું અગતનું નથી. આપણાં શરીરની બાંધણી એવી છે કે, જે જાણવાથી આપણી આસપાસની દુનિયાનું જ્ઞાન આપણે સંપાદન કરી શકીયે છઈયે, અને તેમ કરવાથી આપણા ધારેલા ઇરાદાઓને અમલમાં લાવી શકીયે છઈયે.

શરીરની બાંધણીની તપાસ કરવામાં આપણને સેહેજથી માલમ પડી આવેછે કે, તે ઘણા નિરનિરાળા ભાગોનું બનેલુંછે; અને એ ભાગો એકબીજાથી કદમાં, દેખાવમાં, પોતમાં તથા સ્થળમાં જુદા પડેછે, દાખલાને વાસ્તે જુવો. એક ઠેકાણે વા-દેશમાં હાર્ટ ઇયાને હ્રદપિંડ, બીજામાં લિવર, ત્રીજામાં બ્રેઇન ઇયાને મગજ વીગેરે હોયછે; અને આખું શરીર જ્ઞાનશક્તિ ધરાવનાર ચર્મ ઈયાને ત્વચાથી આછૂન એટલે ઢંકાયલુંછે. આ શરીરના જુદાજુદા ભાગોને ઓરગન્સ ઇયાને ઇંદ્રિ કેહેછે. તેઓ એવી રીતે શરીરમાં ગોઠવાયલીછે કે, તેઓ એકબીજાને મદદ કરેછે, અને તેઓ સઘળાનું એકઠું થવું તેને શરીરનું ઓરગેનીઝેશન ઇયાને બાંધણી એવું નામ આપવામાં આવ્યું છે.

આ ઇંદ્રિઓમાંની દરેકને પોતપોતાનાં નિરનિરાળાં અને સોંપેલાં કામો કરવાં પડેછે અને તેમ કરવાથી આપણી જીંદગાની કાયમ રેહેછે. કલેજાં વડે લોહી શરીરમાં ફરેછે, ફેફસાથી શ્વાસોશ્વાસ ચાલેછે. લીવરથી પીત પેદા થાયછે. પેટ ખોરાકને પાચન કરેછે અને મગજ શરીરનાં જુદાંજુદાં અવયવોની હીલ-

ચાલુ કરાવેછે. આ દરેક ઇંદ્રિ જે પોતાનું કામ કરેછે તે કામને અંગ્રેજીમાં ફંકશન એ નામ આપેલુંછે. જેમ ઇંદ્રિયો એકબીજાથી નિરનિરાળીછે, તેમ તેઓનાં કર્મો પણ એક બીજાથી નિરનિરાળાંછે; પણ તેઓ સઘળાં સાથે કામ કરીને આપણા શરીરનું તંદુરસ્તી ભરેલી રીતે કામ કરવાને અવશ્ય જરૂરનાંછે. જે પ્રમાણે જુદીજુદી ઇંદ્રિઓને એકબીજાના ઉપર આધાર રાખવો પડેછે, તેમ તેઓનાં ફંકશન્સોને પણ એક બીજાનાં ફંકશન્સો ઉપર આધાર રાખવો પડેછે; અને તેનો દાખલો જોઇએછે. લીવરમાં લોહી પુરૂં પાડયા વગર તે પીત પેદા કરી શકતું નથી; અને પેટ ખોરાકને પાચન કરી તઇયાર ન કરે તો લોહી ચોખ્ખું અને પોશણ કરતા તઇયાર થશે નહી.

આખું શરીર ઉપર કહ્યા મુજબ જુદી જુદી ઇંદ્રિઓનું બનેલું છે; અને તે સઘળી ઇંદ્રિઓ એકબીજાની સાથે જોઇએતે તરેહવાર કામો કરેછે. શરીર ગોયા એક કારખાનું છે. જેમ કારખાનામા જુદા જુદા કારીગરો જુદી જુદી તરેહનાં કામ કરેછે, અને તે સઘળાઓનાં કામ મળીને એક જરૂરનું કામ તઇઆર થાયછે, તેજ મીસાલે આપણાં શરીરનાં કારખાનાનું કામ ચાલેછે.

જુદાં જુદાં ઓર્ગેનીમલ ફંકશન્સથી વાકેફ થવા સારૂ તેઓને કેટલાંક ક્લાસ ઇયાને જથામાં ગોઠવવામાં આવ્યાં છે. એમાનાં કેટલાંક ઘણું સાદાં અને કેટલાંક વિકટછે. એ ફંકશન્સોને ચાર ભાગમાં ગોઠવી તેઓનું બયાન ટુંકમાં કરવામાં આવ્યુંછે.

**ભાગ પેહેલો.** પેહેલા ભાગનાં જે ઓર્ગેનીમલ ફંકશન્સ છે તે સઘળાં મીકેનિકલ છે. તેઓ શરીરના જુદા જુદા ભાગના સંયોગથી ગોઠવાઇને તઇયાર થઇ રહેલાં જોવામાં આવેછે; અને આ ગોઠવણથી તેની અંદર રહેલી ઇંદ્રિઓને બાહારથી થતા ઉપદ્રવોનો અટકાવ થાયછે અને આપણાં શરીરનાં અવયવ તથા દેહની આપણી મરજી પ્રમાણે હીલચાલ કરી શકાયછે. એ જથ્થામાં રહેલી કામ કરનાર વસ્તુઓ તે બોન્સ ઇયાને અસ્થિ, કારટીલેજીસ, લીગેમેંટસ, ટેનડન્સ તથા મસલ્સ છે.

**ભાગ બીજો.** આ ભાગનાં જે ઓર્ગેનીમલ ફંકશન્સ છે તેઓની ખાશીયત ફીઝીકલ તથા કેમીકલછે અને એની સાહેતાથી શરીરનું પોશણ થાયછે. એથી શરીરનો જોશ, શક્તિ, અને ચપળતા યોગ્ય રીતે ચલાવવામાં તથા શરીરને સાચવવામાં મદદ મળેછે.

**ભાગ ત્રીજો.** આ ભાગમાં નર્વસ સીસટમનાં ફાંકશન્સોનો અભ્યાસ કરવાનોછે. એનું કામ બીજી સઘળી ઇંદ્રિઓને મદદ કરવાનુંછે. આ વીશય જાણવાથી આપણી ઇંદ્રિઓ શી તરે કામ કરેછે તથા ઇચ્છાનો અમલ શી તરે થાયછે તથા ઇન્સટીંકટનો અને જે કામોના ઉપર આપણી ઇચ્છાનો અમલ નથી એવાં કામો તથા મનનાં જુદાંજુદાં કામો થાયછે તેનું જ્ઞાન મળેછે.

**ભાગ ચોથો.** હેમાં જુદીજુદી ઉમ્મરે શરીરનાં ફંકશન્સોમાં ફેરફાર થાયછે તે, તેનું ઉગવું, ચઢની વય, પુખ્ત ઉમ્મર અને શરીરનો ફેલાવો એ સઘળી બાબતો આવેલીછે. ઓર્ગેનીમલ ફંકશન્સ જુદીજુદી ઉમ્મરે એક સરખાં હોતાં નથી, પણ તેમાં ફેરફાર હોયછે. આમ હોવાને લીધે જેમ દરેક ઇંદ્રિ હંમેશ પોતાનાં નિમેલાં ફંકશન્સ ઇયાને કામ બજાવ્યા કરેછે તેમ આમાં શરીરનું બંધારણ જુદી જુદી ઉમ્મરે જુદાં જુદાં કામ કરવાને નિમ્માણ થયલુંછે.

## પગ.



જુઓ માણસનો આ એક ન્હાનો સરખો પગ આખાં શરીરની બાંધણીમાં કેટલી અગત્ય ધરાવેછે. આખા શરીરના નીચેના ભાગમાં મુકવાનું મુખ્ય અવયવ એછે. એ વડે આપણે ચાલીયે છઈયે, મજલ કાપી શકીયે છઈયે અને ભયના વખતમાં એક જગોએથી બીજી જગોપર નાસી આપણો બચાવ કરી શકીયે છઈયે.

---

## સીતા.

(સાંધણ પાને ૯૭ થી.)

એજરેલે કહ્યું કે, હું સમજ્યો. તમો ભાઈભાઈઓમાંથી કઈ કોઈ દાહાડો હેવાં કામ બનારછે. તું તારે જે રસ્તેથી આવ્યો તે રસ્તે મુગો મુગો ચાલતો થા અને એટલો શુકર માનજે કે, આ બધી વાત મારી તરફથી હરીદાસને કાને જવાની નથી. ગલાત, તું હવે અહિંયાંથી એકદમ રૂકસદ થા, મારે તારૂં ડા-ચલું જોવું નથી.

રામદાસે કહ્યું કે, તું ધારેછે તેવો હું બી-ચકણો નથી; જો તેમ હોત તો હું આ વખતે એકલો અહીંયાં તારી પાસે આવવાને કદી હિમ્મત કરતે નહી. જો તું તારો બેસ ભ-જવવાને કબુલ હોય તો હું મારી મેળે મારો પણ ભજવીશ. આવા મ્હોટા શીકારને સારૂં તું કેમ આ વખતે આટલી બધી બેદરકારી બતાવેછે?

એજરેલે લાંબો વીચાર કરી પુછ્યું કે, તું તેના ઘરમાં કેટલો જર ધારેછે વારૂ? તેનો ધંધો તો તારા જેવો શરાફનોજછે કે નહીં? રામદાસ બોલ્યો હા હા; પણ તે વળી સોનીનું કામ કરેછે અને ચોથા દીવસ ઉપર લગનનાં ઘરેણાં બનાવવાને હેને ત્યાં લોકોનું નજદીક બે હજાર રૂપીઆનું સોનું રૂપું આવ્યું હતું. વળી હેના ઘરમાં જે ઝવેરાતછે તે લગભગ દશ હજારનું હશે. વળી હેની બહેરી સીતાને હાથે સોનાની કાંબી તથા સાંકળીછે તે નજદીક હજારના હશે. આ શીવાય લુધડીઆં તથા વાસણકુસણના પેટારાઓ ભરેલા જેટલા જોઈયે તેટલાછે.

એજરેલે કહ્યું કે, હવે બરાબર. જો તું કહેછે તે ખરૂંછે તો બેશક એ શીકાર ઘણો

શાશેછે; પણ મને નથી સમજ પડતી કે, તારા જેવો મખ્ખીચુસ આ કામ મને શા હેતુથી સોંપેછે. હું એટલું તો જાણુંછું કે, એ કામમાં જે કંઈ મજુરી તેમાંથી એક દોકડો પણ તું આપનાર નથી અને જો હમે હમારી ધારણા મુજબ હમારા કામમાં ફાવી ગયા તો પાછી તને વારસો મળો ઈયા નહીં મળો એ સઘળું સરખુંજછે. રામદાસ બોલ્યો, પણ તે શરીરે મજબુત છે તેથી તમારી સામાં થશે તે વખતે તમારે તેનું ધડ તુરત તેના શરીરથી છુટું પાડી નાખવું. એજરેલે કહ્યું કે, તેની તારે જરા ફીકર રાખવી નહીં. કાળી દેવીના ખરા ભક્તોની સામાં જે કોઈ રકજક કરેછે તેઓ હંમેશ પોતાનો જીવ ખોઈ બેશેછે. રામદાસે કહ્યું કે, પેલી સોનાના બાળક છોકરાને પણ જીવતો નહીં જવા દેવો તે વાત તું તારા ધ્યાનમાં રાખજે. એજરેલ ઘણા ગુસ્સામાં આવીને બોલ્યો કે, તેઓ બંધા તો સપડાશે ત્યારની વાતછે. પણ તનેજ હું અહિંયાં પુરો કરી મુકીશ. તે બીચારા બાળક પશુએ શું ગુનાહ કીધો કે, તેને મારી નાખવાનું તું કેહેછે. પણ એતો તે વખતે જે રાખાદામાં આવશે તે ખરા. જો તું દીલચોરો આવો બીહીકણો નહીં હતેતો આ ગળાં ફેરવાનું કામ તારા હાથમાં એક તલવાર આપીને તનેજ સોંપતે અને હમો બધા દુરદ્દામાં રોકાતે અને જો તેમ હજુપણ થાય તો તને નક્કી વારસો મળે. રામદાસ બોલ્યો કે, આ વીચાર ખરે ઘણો નેકછે. હું તમારી સાથે આવીશ અને ઘરના દરવાજા ખોલી આપીશ; કેમકે તે ફ્રાંસીને ઘર પેસવામાં ઘણી જાતનો જોખમ રહેલોછે. તું અને મારી બઈરી હેને ત્યાં ઘણું ખરું જઈયે અને આવીયે છઈયે, તે માટે હું એક ઓરડામાં સંતાઈ રહીશ અને જેવાં તમારાં પગલાં સાંભળીશ કે, લાગલો દરવાજો ખોલી દઈશ. તમે કેવારે આવશો?

એજરેલે કહ્યું કે, હું તો રાતી સાંહજ પસંદ કરૂં છઊં, પણ મારાંમાનાં કેટલાંક આંદમી નવાંછે અને તેઓ અમાસની ઘોર અંધારી રાત વધારે પસંદ કરેછે. હું ધારૂં છઊં કે, ત્યાં લગી આ કામ મુલતવી રાખીયે તો ઠીક. હું જાતે એ ઘર બાહારથી જોઈ આવીશ પણ મારાંમાનાં બે આદમીને તું તારી સાથે લઈ જજે અને તેઓને સઘળું બરોબર બતાવજે. તેઓને સારાં સારાં મિષ્ટાન્ન ખવડાવજે પણ શરાબનો એક છાંટો પણ પીવાને આપતોના. એજરેલે પુછ્યું કે, એ ગામમાં પોલીસ અથવા ચોકીદારો છે ખરા કે નહીં તારૂ? રામદાસે કહ્યું કે, પોલીસ તો નથી, પણ બે ગરીબડા ચોકીદારોછે. સોનીની દુકાન ઉપરથી કારીગરો ઉઠી ગયા કે, પછી કોઈ ત્યાં હોતું નથી અને આપણાં આ ધારેલાં કામમાં કંઈ પણ અડચણ નડે હેવો જરા સંભવ નથી; માટે તમો સર્વે હવે તઈયાર થઈ જાઓ. એજરેલે કહ્યું કે, ભાઈ હું એ કામ કરવાને તઈયાર છઊં; કેમકે કાળી દેવી મને એ કામ કરવાને ફરમાવેછે એટલે મારે તે કર્યા-વના છુટકો નથી. એમ કહી તેણે પોતાનાં બે આદમીને રામદાસની સાથે જઈ પેસાં ઘરના ખુણાખાંચા તપાસવાને ફરમાવ્યું; અને તેઓને કહ્યું કે, હું પોતે પ્રમન દાહાડે આવી પોહોંચીશ. બાદ તેઓ બધા એકઠા મળી આ ધારેલા શીકારની ખુશાહલીમાં "જય કાળી જય કાળી" કરી બુમો પાડવા લાગ્યા. એજરેલે કહ્યું કે, હવે બસ કરો. એ ચમત્કારીક દેવી આ કામ કરવાને મને ફરમાવેછે અને તેમાં તેજ આપણાને ફતેહ બખશશે. હું શાહાગંજ ઉપર જઈને બાજરેન વીગેરેને મળું

છઉં; તે અરસામાં તમે નજદીકના ગામોમાં ફરજો, કેથી દૂર જતા ના. હું નારણદાસ બ્રાહ્મણનું નામ અખતીયાર કરી, ફરતના મંદીરમાં રહીશ. ચલો હવે સઉ સઉને રસ્તે લાગી જઈએ. તમારી પાછળ હાલ જોઈએ તેટલું નાણુંછે; માટે ઘણા સાવધ રેહેજો અને [illegible] કરતા નહીં. (અપૂર્ણ)

## તત્વ બોધ.

### ઈશ્વર.

(આગળ પાને ૯૭ થી)

ઈસાઈ મતવાળા ઈશ્વરને ત્રણ પ્રકારનો માનેછે. એક તો તે સર્વેનો પિતાછે અને સ્વર્ગમાં સિંહાસન પર બેસીને રાજ્ય કરેછે; તેનો આકાર મનુષ્યોને અદૃશ્ય તથા અજ્ઞાતછે અને તેનો સ્વભાવ પણ તેજ બોસલેછે. યહુદી લોકોનો મત પણ આ મુજબછે. ઈશ્વરનો બીજો પ્રકાર એ લોકોનાં મત પ્રમાણે ઈસામસીહ; જેણે માણસનો જન્મ લઈ કેટલા કાળ સુધી યહુદિયા દેશમાં ફર્યા કરી, તે દેશમાં વસનારા લોકોને ધર્મોપદેશ કર્યા કીધો. આખરે યહુદી લોકોએ રાજ્યના દ્વારા તેને શુળીપર ચડાવી તેને ઘણી નિર્દયતાથી અંત કીધો. ઈસાઈ લોકો હવે વિશ્વાસ રાખેછે કે, મહાત્મા ઈસાના રક્તપાતથી સઘળા પાપીયો કે, જે હેના ભક્તછે તેઓનું પાપ નીવારણ થશે. મહાત્મા ઈસાને એ લોક ઈશ્વરનો પુત્ર પણ કહેછે. ત્રીજો પ્રકાર પવિત્રાત્માછે; જે પિતારૂપ અને પુત્રરૂપ ઈશ્વરમાંછે અને તે ઈસાના ચિહ્નિત ભક્તોને પણ પ્રાપ્ત થાયછે. ઈસાના કોઈ કોઈ સંપ્રદાયવાળા ઈશ્વરને આ ત્રણ પ્રકારનો માનતા પણ નથી, પણ તેઓનો મત હવોછે કે પિતારૂપી ઈશ્વર પ્રભુછે અને બીજા સઘળા તેનાથી નીચેછે.

ઇસ્લામ ધર્મવાળા મુસલમાન લોક યહુદિયોની માફક ઈશ્વરને એક સ્વર્ગસ્થ માનેછે; પણ તેઓ મહમ્મદને સર્વશ્રેષ્ઠ પ્રેરિત દૂત માનેછે અને હવો એતકાદ રાખેછે કે, મહમ્મદના અનુરોધ વિના ઈશ્વર કોઈની મુક્તિ કરનાર નથી.

ઈશ્વર વિષય જુદા જુદા ધર્મ સમ્પ્રદાયો વાળાએ ભિન્ન ભિન્ન મત પ્રચલિત કીધાછે અથવા ફેલાવ્યા છે. સમજુ શખસે એમાંનો કહ્યો અખતીયાર કરવો અને કહ્યો ત્યાગ કરવો તેનો નિરણય કાઢવાને ઈશ્વરે જે વિવેક શક્તિ માણસને બક્ષીછે તે એક ઉપાયછે.

આ જગત રચનાર કોઈ મહાપુરૂષ છે કિંવા નહીં તેના જવાબમાં મનુષ્યનો અનિગૂહિત વિવેક એમ બતાવેછે કે, તે આવશ્ય છે; કેમકે તેના વિના આવું કૌશલમય અને પરસ્પર સમ્બદ્ધ ઘડાવનાર વિશ્વ થવું અસમ્ભવ હતું. વળી ઈશ્વરની સત્તાનું મ્હોટું પ્રમાણ એછે કે, જે સત્પુરૂષ શ્રદ્ધા અને વિશ્વાસથી ઈશ્વરની અનન્ય ભક્તિ કરેછે તેના આત્મામાં તે આવિર્ભૂત થઈને તેને દરશન દેછે. આજ હેતુને લીધે સઘળા દેશ અને સઘળી જાતીના મહાત્માઓએ ઈશ્વરમાં દૃઢ વિશ્વાસ રાખવાને તથા તેની ભક્તિ કરવાને ઉપદેશ દીધોછે. પેહેલાં તો વિશ્વાસથી માણસ કામ કરેછે, પછી કાર્યની સિદ્ધિ અથવા અસિદ્ધિ ઉપરથી તેનો વિશ્વાસ સત્ય મૂલક હોવાને વાજબી અથવા અસત્ય મૂલક હોવાને ગેરવાજબી હતો તે નિશ્ચય થાયછે. આવી રીતે પેહેલાં સાધારણ વિશ્વાસ દ્વારે મનુષ્ય ઈશ્વરને ગ્રહણ કરેછે, પછી સાધન દ્વારા તેનાં દર્શન પામવાથી તેનો વિશ્વાસ

બધા ઘણાંજ કાબીલ શખ્સો હતા અને પાછળથી પોતાનાં બુદ્ધિબળથી ઘણી મ્હોટી પદ્દિયે પોહોંચ્યા હતા. મી૦ લૉને પાછળથી કૉમનબેંચનો ચીફ જસટીસ કરવામાં આવ્યો હતો; મી૦ ડલાસને કૉમન પ્લીસનો ચીફ જસટીસ નેમવામાં આવીઓ હતો અને પ્લમરને વાઇસ ચાન્સેલર અને માસ્ટર ઑવ ધી રોલ્સની જગા મળી હતી.

પણ ગુનેગાર અને તેના હીમાયતીઓનાં કરતાં તેઓ ઉપર તોહોમત મુકનારોયે સઘળાનું ધ્યાન વધારે ખેંચ્યું હતું. આ લાલ કપડાંથી મઢેલી વીધિશા મેહેલની વચમાં હાઉસ ઑવ કૉમન્સના સાહેબોને વાસ્તે લીલા રંગની ટેબલો તથા બારકીઓ ગોઠવવામાં આવી હતી. સઘળા કારભારીઓયે અને તેઓને માથે બર્કે ફુલડ્રેસ પેહેર્યો હતો. ફૉક્સે પણ એક જબ્બો પેહેર્યો હતો અને બાજુપર તરવાર લટકાવી હતી. પીટે આ કામ ચલાવવામાં આગેવાન થવાને ના પાડી હતી. વૃદ્ધ અવસ્થા અને આંધળાપાને લીધે પબ્લીક પ્રાસીક્યુટરના કામને સારૂ લૉર્ડ નાર્થ કેવળ અશક્ત હતો; તેથી હેની ઉત્તમ બુદ્ધી, કળા અને સુજનતાની સાહયતા વગર હેના દોસ્તો બેનસીબ હતા. પણ આ બે નામાંકીત પુરૂષોની ગેરહાજરી છતાં, આ કેસ ચલાવનારોની અંદર પેહેલા દરજ્જાના સુવક્તાઓ નજરે પડતા હતા. ફૉક્સ અને શેરીડન જેવા તેઓની બીચમાં હતા. વળી અહીંયાં પેલો વખણાયલો વીનડામ, બર્કની સામાં નજર કરીને ઉભેલો હતો. તેમજ ઘણી નાહાની વયે એક સુવક્તાની મ્હોટી પદ્દિયે પોહોચેલો પેલો અમીરજાદો ચાર્લસ અર્લ ગ્રે પણ સઘળાનું ગોકુ ધ્યાન ખેંચતો નોતો.

તોહોમતો અને હેસ્ટિંગ્સના જવાબો પેહેલાં વાંચવામાં આવ્યા; જેની અંદર આખા બે દાહાડા રોકાયા. પણ મી૦ કુપર જેણે એ વાંચ્યું તેની હોશીયારી અને બોલવાની છટાને લીધે સાંભળનારાને જરાપણ કંટાળો નહીં છુટયો. ત્રીજે દાહાડે બર્કે ઉઠયો. બર્કે આ કેસની કેફીયત ઉપલક ઉપલક કેહી સંભળાવવામાં ચાર દાહાડા લીધા. તેણે ઘણીજ સરળ ઇબારતમાં હિંદુસ્થાનના વતનીઓની રીતભાત તથા રસમો, એશીયાનું રાજ્ય બ્રીટનના હાથમાં શુળ કેવી રીતે આવ્યું તે તથા ઇસ્ટ ઇન્ડીયા કંપનીનાં અને દરેક ઇલાકાના બંધારણ વિશે કેહી સંભળાવ્યું, જે સાંભળી શ્રોતાજનો પોતાની ધારેલી મુરાદમાં પુરતૃપ્ત થયા; આવી રીતે પૂર્વ તરફના લોકોને લગતા જે વિચારો બર્કના મનમાં અચ્છી રીતે ઘુમી રહ્યા હતા તે પોતાના સાંભળનારોનાં દીલ ઉપર ચુસ્ત રીતે બેસાડયા બાદ, તેણે હેસ્ટિંગ્સની કારકિર્દી, જે નીતી અને જાહેર કાયદાથી વિરૂદ્ધ હતી તે ઉપર કલંક મુકવાં શીરૂ કીધાં. હેની બોલવાની લઢણ અને ઉલટ જોઇને, પેલા કઠણ હઇયાના ચાનસેલરની તરફથી એકથી વધારેવાર શાબાસીના સરપાવો મળ્યા અને પ્રતીવાદીનું સખત હઇયું પણ એ સાંભળી કોશવા લાગ્યું. ગેલરીની અંદર જે ખુબસુરત અબળાઓ બીરાજેલી હતી અને જેઓના સાંભળ્યામાં આવું કાબેલ ભાશણ પેહેલવેહેલીજ વખતે આવ્યું હતું, તેઓએ ભાષણ કર્તા તરફ પોતાની કદર બતાવવાના હેતુથી પોતપોતામાં ભારે સોંગાટ કરી મેલ્યો અને એક તરફથી રૂમાલો ઉડવા લાગ્યા તો બીજી તરફથી અતર અને તરેહવાર ખુશબોની સીસીયો ઉઘડવા લાગી, અને આ ગરબડાટમાં મીસીસ શેરીડન તો બેશુધ થઇને પડી. આખરે બર્કે પોતાનું ભાશણ બંધ કીધું અને તેમ કરતી વખતે તે ઘણુંજ ઉંચા સોરથી બોલ્યો કે,

કીરતનજ કુટાઈ રહીઆં હતાં. કોઈ તંબુરોજ બજાવતો હતો. કેથાં મરદંગજ બાજી રહી હતી. આગળ ચાલીઆ તો તંબોળીઓ બીડાં બાંધી રહીઆ હતા, તથા સોપારીઓના સરસમાં સરસ અને બારીક કુલ કાતરતા હતા. સુરાઈઆઓની દુકાનો, અરગજા, ગુલાબ, મોગરાં, એળચી, સુખેડ, ચમેલી વગેરે તરેહ તરેહનાં બીજાં અતરોથી મેહેક મેહેક થઈ રહી હતી. સારા સારા કુવાઓ ઉપર સાંહજના પનઘટ મચી રેહેતો હતો. રાતની વખતે જોયું હોય તો ઘેરે ઘેર નાચ રંગ થઈ રહેલા જોવામાં આવતા હતા. કોઈ જગો ઉપર માટલાંઅટ માંટલાં વગાડી કથાજ કરી રહીઆ હતા. કોઈ મંજીરાજ વગાડી નાચતો હતો. કેટલાએક આંધળા પાંગળાઓ પણ ઢોલ વગાડી નાચી ગાઈ પોતાના મહમા મજેહ કરતા હતા. શાસ્ત્રીઓ શ્લોક વાંચી નાના પ્રકારની વાણીઓ કાહાડતા હતા, માળીઓ જુદી જુદી જાતનાં ખુશબોદાર કુલો જેહવાં કે ગુલાબ, મોગરાં, ચંપેલી, ઈત્યાદી છાબડાંઓમાં ગુંથી કલગીઓ તથા હારો ગુંથી રહીઆ હતા. ખરેખર આવી રીતની ખુબી જોઈ કોઈ પરદેશીએ જોયું નહીં હોય તેતો બેશક છક થઈ જાય, અને આવીરો તાજુબ થયા વગર રેહેજ નહીં.

રાજાના ચોરયાસી મેહેલોની ખુબીનો પણ કાંઈ પારજ નોહોતો. તે મકાનોની ચારે તરફ ફરતો ગોહટો કોટ આવી રહીઓ હતો. કોટ ઉપરના સુનેરી કાંગરાઓ સુરજના તેજથી ઝગાં ઝગાં થઈ રહીઆ હતા. દીવાનખાનાં ઘણુંજ સારી રીતે, હાંડી, ઝુમર, વગેરે ટાંગીને સણગારીયાં હતાં. જ્યારે રાતનાં રોશની થતી ત્યારે સઘળો મેહેલ પ્રકાશીત થઈ રેહતો હતો. રંગ બેરંગી કાલીનો બીછાવીઆ હતા. તેમજ મસરૂના તકીઆઓ એક બાજુ ઉપર રહી ગયા હતા. રતન જડીત કોચ, ખુરસીઓ, ગોઠવીયાં હતાં. ઠામ ઠામ ગુલાબદાનીઓ મુકેલી હતી. તારાના સામીઆન ખેંચીઆં હતાં. વીગેરે ઠાઠ માઠ કરી દીવાનખાનાને ઘણુંજ શોભાએમાન કરયું હતું. બાગોમાં જુદી જુદી જાતના ઘણા ખુબસુરત કુલો આવી રહીયાં હતાં, તથા તેની ખુશબો સઘળી જગા ઉપર ફેલાઈ રહી હતી. હોજો પાણીથી ભરપુર હતા, અને તેથી બાગ ઘણો શોભાયમાન લાગતો હતો. આવી રીતે એક એક મેહેલ કરતાં એક એકની શોભા વધારે હતી. મેહેલોમાં રાજાની માનીતી રાણીઓ રેહેતી હતી. તેની ખીજમતમાં એક એક હજાર દાસીઓ હુકમ ઉઠાવનાર પનેહગારીમાં રેહેતી. દરરોજ નાચ રંગ થતા હતા; અને આવા ઠાઠ માઠમાં અને એશ આરામમાં રાજા પોતાનું રાજ ચલાવતો હતો.

રાજાની તારીફ દુનીઆની ચારો બાજુપર ગવાઈ રહી હતી. આકાશ માર્ગે પણ તેની ખુબીની હકીકત પોહોંચી હતી; અને તે સઘળું સાંભળી ઈંદરરાજાનું મન પણ તે શેહેરની ખુબસુરતી તથા તે રાજાને જોવાને લલચાયું. રાજાના દરબારની તથા તેની પોતાની શાહામત જોઈને ઈંદરરાજા પણ ઘણો તાજુબ થઈ ગયો. જુએછે તો ચોપદારો, કસબી જામા પેહેરી હાથમાં સુનાના દંડ લઈ સાહેબ મેહેરબાન સલામ બોલી નેકી પોકારતા ઉભા રહીઆ હતા. તેઓના જરી કમરબંધ ચળક ચળક થઈ રહીઆ હતા. દીવાનોના પોશાક ઘણાજ ઉમદા કીનખાબના હતા, અને તેઓના સીરપેચ ખુબ ભપકો આપતા હતા. આ સઘળું જોઈ ઈંદરરાજા ઘણો તાજુબ થઈ ગયો, અને તેની સાથે આવેલા સઘળાં

સોકો આ મહુને જોઈ આંગળી કરતી રહીઆ. કુકાણમાં કહીએ તો સઘળા મરદ તથા ઓ-રત તેની ખુબસુરતીથી મોહ પામી તેના ઉપર ફીદા ફીદા થઈ રહીઆ હતા. બેશક તે એક મોહની સરૂપ બની રહીઓ હતો.

શેહેરની આસપાસના ખેતરો લીલાં લીલાં કુંઅર દેખાતાં હતાં. તાંહાં જાણે કોઈએ લીલો ગાલીચો પાથરીઓ હોય એવું દેખાતું હતું. બાજુ ઉપર મોટાં મોટાં દરખતો ઈયાને ઝાડ ઉપર દુધી, ચોળી, વાલપાપડી ઈત્યાદી વનસપતીના વેલા ચહડેલા દેખાતા હતા.

આ ખેતરો માહેલાં એક ખેતરના માલીકે પોતાના ખેતરમાં ખીરાં કાકડી રોપી હતી. તેના વેલા સઘળા ખેતરમાં પથરાઈ ગયા હતા. થોડા દીવસ પછી કાકડીઓ તઈઆર થવા આવી તે વખતે તેની રખેવાળી કરવા સારૂ પેલા ખેડુતે પોતાના ખેતરમાં એક બાજુ ઉપર માળો બાંધીઓ. આ ઉપર ચહડીને ખેતરવાળો કોઈ લુચો લફંગો કાકડી ચોરી નહીં જાય તેને સારૂ પોતાના ખેતરની નીઘે-દાશતી રાખતો હતો. જે જગો ઉપર આ માળો બાંધીઓ હતો તાંહાં કાંઈ ચમતકાર જોવામાં આવતો હતો તે આ નીચેના બયાન ઉપરથી સાહમજવામાં આવશે.

રખેવાળના મગજમાં પેલા માળા ઉપર ચહડતાંજ ફેરફાર થઈ જતો હતો. અને પછી તે મોહડે મોહડે પુકારી બોલતો કે, અરે ઈઆરો! કોઈ એવો શખસ અહીંઆં હાજર છે કે તે રાજા ભોજને મુશકે બાંધી પકડી લાવી માહારી આગળ ઉભો કરે. આ બોલો રાજાનો એક ચાકર તે રસતેથી જતો હતો તેણે સાંભળીઆ. તેણે તરતજ ગુસસે થઈ માળા ઉપરથી ટાંટીઓ પકડી પેલાને નીચે પટકયો; અને લાત મુકી તમાચા મારી તેને કહીયું કે "કમબખત તું શું બોકેછે. જો હું તને આટલેથીજ જવા દેઊં છઊં. પણ જો રાજા સાંભળશે તો તને તોપને મોહડે ઉડાવી દેશે." તકરાર કરતાં કરતાં બને જણાં મા-રામારી ઉપર આવી ગયા. પણ થોડા વખ-તમાં પેલા રખેવાળની સુધ બુધ ઠેકાણે આવી, અને તુરતજ તે પેલા રાજાના માણસને પગે હાથે લાગી પુછવા લાગીઓ કે, ભાઈ માહારી એટલી બધી શી તકસીર થઈ કે, મહને ગધા માર મારયો. આ બે જણ તકરાર કરી ર-હીઆ હતા એટલામાં રસતે જતા આવતા લોકો ભેગા થઈ ગયા, અને તેઓએ વચમાં પડી રાજાના માણસને સંહમજાવી રાખશું રા-હદી વાળીયું.

રાજાનો ખવાસ પોતાના ઘર તરફ રવાને થયો. પણ પેલો રખેવાળતો હંમેશ જ્યારે માળા ઉપર ચહડતો ત્યારે એવી તરેહની બડબાડ કરતો હતો. એક દાહડો એવું બનીયુંકે; રા-જાએ પોતાના ચાર હલકારાઓને કાંઈ કામ સારૂ કોઈ ગામ મોકલીઆ; જારેઆ ચાર જણાઓ પોતાનું કામ બજાવી મધરાતરે આવતા હતા એટલામાં તેઓનાં કાન ઉપર કાંઈ અવાજ પડીઓ. તેઓ માહોમાંહે એક એકને પુછવા લાગીઆ કે, આટલી રા-તરે એવો કોણ નરશો બેઠેછે કે નકામા બરાડા પાડેછે; એટલામાં ફરી પેલો ખેડુત માળા ઉપર ચહડી બકવા લાગીઓ કે, માહરો વજીરને તથા દીવાનને બોલાવ અને માહરે માટે અહીંઆ એક મોહટો મેહેલ તથા કી-લ્લો બંધાવ, અને તેમાં લડાઈના સઘળો અસબાબ તઈઆર કરાવ કે હું રાજા ભોજ સાથે લડન કરી તેનું રાજ પાટ છીનવી લઊં. આ બોલ સાંભળી તેઓ પણા અજા-એબ થયા, અને માહોમાંહે ગોફતેગો કરવા

લાગીઆ. તે માહેથી એક જણે ઘણો ગુસસો કરી કહીયું કે, એ કેમબખત તે. એવો કોણ અકલાતુનનો બેટો છે કે આપણા રાજાને માટે આવું બુરૂ બોલેછે; ચાલો એ ચંડાળને પુરો કરીએ. પેહલાનો ગુસસો જોઈ બીજાનું માથું ફરી ગયું, અને બોલવા લાગીઓ કે એને મુશકે બાંધી રાજાની પાસે લઈ ચાલો. ત્રીજાએ કહીયું કે, એતો પીધેલોછે તેથી એમ બકેછે. ચોથાએ કહીયું કે, એક વાર એમ બોલીઓ તો જવાદો, હવે ફરી એમ કરશે નહીં. બેહુતનું નસીબ પાધરૂં કે તેઓએ એટલું બોલી પોતાનો રસતો લીધો.

બીજે દીવસે સહવારમાં પેલા હલકારાઓ રાજાને સંદેસો જાહેર કરવા સારૂ દરબારબાતે ગયા. પોતાના સંદેસાની સઘળી હકીકત રૂબરૂ ગુજરીયા બાદ તેઓએ માફ માગી ઘણી આજેજીથી રાતના કિસ્સા વિશે બોલવાની રજા માગી. રાજાએ તેઓને તે બોલવાની રજા આપી; અને તેઓએ જે બનીયું હતું તે સઘળું કહી સંભળાવીયું. તબતનશીન તેઓની વાત ખુબ ધીઆન દઈ સાંભળીયા બાદ કેહેવા લાગીઆ કે માહરૂં ધરમી રાજછે, માહારા રાજમાં લોકો સુખીછે, અને તેઓ મારા હુકમાં દુઆ માગેછે. માહારા સેહરમાં એવો કોણ નારાજછે કે તે તમો બયાન કરોછો તે મુજબ બોલેછે? તેઓએ જવાબ દીધો કે, ગરીબ નવાજ તારા રાજમાં સઘળા લોકો સુખીછે અને તારા હકમાં દુઆ કરેછે એ વાતથી હમો અનજાણ નથી; પણ એક અજાએબ સરખી બીના હમોએ એ જોઈ કે આપણા ગામથી થોડે એક દુર એક ખેતર છે. તેમાં માલીકે પોતાનાં ખેતરની નીઘેદાની રાખવા સારૂ એક માળો બાંધીઓછે. આ માળામા એક તીલીસમાં જેવું નજર આવેછે. તે માળા ઉપર રખેવાળ જેટલી વાર રેહેછે તેટલી વાર તેના મગજમા સઘળી પરથવીનું રાજ તેજ કરેછે એવી ધુન રેહેછે.

આ વાત સાંભલી રાજા ઘણો તાજુબ તથા ફીકરમંદ થયો; અને પેલા હલકારાઓને હુકમ ફરમાવીઓ કે મને તે જગા આગળ લઈ જાઓ. રાજા ભોજને તે જગા ઉપર લઈ ગયા. તાંહાં આવીને રાજા તથા પેલા ચાર હલકારાઓ એક ખુણામાં સંતાઈ બેઠા. થોડો વખત ગયા બાદ ખેડુત ઢુઆ હાંકવા સારૂ પેલા માળા ઉપર ચહડીઓ. બરોબર ચહડી તો રહીયો નહીં એટલામાં બોલવા લાગીઓ કે, જે કોઈ હમણાં રાજા ભોજને તેના મેહેલ માંહેથી ઘસડી લાવી, મારી નાંખી, મારૂં રાજ અપાવશે તેને મોટો ધરમ લાગશે તથા જાગા બક્ષસે.

ઉપર મુજબ ખેડુતનું વચન સાંભળી રાજા ઘણો ખફા થઈ ગયો: તેનાં તન ફરી ગયાં; પણ જાતે સહમજુક એટલે ગુસ્સાને સમાવી દીધો. દીલમાં તરેહવાર અંદેશા કરતો પોતાના મેહેલ તરફ પાછો રવાને થયો. દેહશત લાગવાથી તેને સારી રાત ઉંઘ આવી નહીં. આવી હાલતમાં તેણે રાત તો જેમ તેમ કરી કાહડી. સહવારનો પોહર થયો એટલે રાજા નાહી ધોઈ દરબારમાં ગયો; અને સારા સારા અખમદાર પંડીતોને તથા કાબીલ નજુમી ઈઆને જોશીઓને બોલાવીયા. રાતની સઘળી વાત તેઓની રૂબરૂમાં જાહેર કીધી. તેઓએ ઘણીવાર વિચાર કરી ટીપણા ઉથલપાથલ કરી કહીયું કે હે રાજા! તે જગામાં ઘણી દોલતછે એવું હમારા જોશમાં આવેછે. આ વાત સાંભળતાંજ રાજા ઘણો પરસન થયો; અને પોતાનાં શેહેર માહેલા સઘળા મજુરોને બોલાવી તે માળા હેઠળની તમામ જગા ખોદ-

તાનો હુકમ કરી રવાને કીધા. બાદ પોતે પણ ઘોડા ઉપર સવાર થઈ તાંહાં ગયો.

મજુરોએ તે જગાની ચારે બાજુ તરફની પુરાકળ જમીન ખોદી નાંખીયા બાદ એક પાયો તેઓની નજરે પડીઓ. આ જોતાંવારનેજ તેઓએ જઈ રાજાને જાહેર કીધું. આ સાંભળતાંજ રાજા ઘણો ખુશી થઈ ગયો; અને પાયાને કાંઈ નુકશાન નહીં લાગે એવી રીતે ખુબ હોશીઆરીથી ખોદી બાહેર કાહાડવાનું ફરમાવીયું. તેઓ રાજાના હુકમ મુજબ ખુબ હોશીઆરીથી ખોદવા લાગીઆ. ખોદતાં ખોદતાં તેઓને ચાર પાયાનું સિંહાસન માલુમ પડીયું. આ વખત રાજાની ખુશીનો કાંઈ પારજ નોહોતો. પોતે અતી ઘણા આનંદી થયા, અને તેને સંભાળીને બાહર કાહડવાનો હુકમ આપીયો. પણ તે એટલું બધું ભારે હતું કે, પેલા લાખો મજુરોથી પણ તે ઉંચકાયું નહીં. આ ઉપરથી રાજાએ પંડીતોની સભા મેળવી, આ સિંહાસન કેમ ઉંચકાતું નથી તે વિશે પુછયું. ઘણીવાર સુધી પંડીતોએ પુસતકોનાં પાનાં ઉથલાવી એવો જવાબ દીધો કે; માહારાજ એ સિંહાસન દેવતાઓનું બનાવેલુંછે, તો આ દુનીઆના માણસોથી કદી પણ હાલવાનું નથી તો તેઓ ઉંચકી કેમ શકસે. માટે હે રાજા! એને બાહેર કાહાડવા સારૂ બળીદાન આપવું જોઈએ. પંડીતોનું આવું વચન સુણી રાજાએ તુરતજ કરોડો ભેંસ, બકરાં, તથા બગદીઆઓ મંગાવી તેઓનું બળીદાન આપીયું. ત્યાર પછી સઘળાઓ સિંહાસનને પકડી બાહેર કાહાડવા લાગીયા, અને જરાવારમાં તેને ઉપર ખેંચી કાહડીયું. તે જોઈ રાજાને ઘણોજ આનંદ ઉપજ્યો. તેના ઉપરનું મટોડું વગેરે કચરો બાહારી નાંખી, ધોઇ સાઈ સાફ કરીયું, અને તેને સાફ જગા ઉપર મુકીયું. (અધુરૂં.)

## રાંધણપોરના નામદાર નવાબ સાહેબ.

આ નામદાર નવાબ સાહેબ જે કામ સારૂ મુંબઈ પધારયા હતા તેથી પરવારયા બાદ તેવણે કેટલાક ઉપયોગી અને અગતનાં ખાતાઓની ભેટ લીધી હતી. એવણ નામદારે કેટલીક ઈસ્કોલોની ભેટ લઈ ત્યાં ઈનામો વેહેંચ્યાં હતાં. પ્રીન્સ અવ વેલ્સની સ્ટીમર "સીરાપીસ" જોવા જતી વખતે આપણા જાણીતા શરદાર મીરજાસાહેબને એવણે પોતાની સાથે આવવા સારૂ ઈજન દીધું હતું અને તેવણ સાહેબે એ નામદારને પ્રીન્સની જોવાલાયક આગબોટના બધા ભાગો આચ્છી તરેહ બતાવ્યા હતા. વિદ્યા હુન્નરનાં કામને જેટલું ઉત્તેજન એવણ પોતે આપેછે તેટલુંજ ઉત્તેજન એવણ સાહેબના કાબેલ દીવાનજી હરીલાલજી તરફથી મળેલું જોવામાં આવેછે તેને સારૂ તેવણને થોડી સાબાશી ઘટતી નથી. તેવણે કોટમાની જરતોસ્તી છોકરીયોની તથા માંડવી ઉપરની ગોકળદાસ તેજપાળની ઈસ્કુલની ભેટ લઈ ઈનામો વેહેંચ્યાં હતાં. અમો સાંભળીને ઘણા ખુશ થયા છઈયે કે નવાબ સાહેબે પોતાનાં રાજમાં એક દવાખાનું અને પ્રીન્સ અવ વેલસના નામની અંગ્રેજી ઈસ્કુલ સ્થાપવાનો ઠરાવ કીધોછે.

બક્ષીસ. આ નીચે લખેલા ગ્રુહસ્થોએ શરીર વિદ્યાની ગુજરાતીમાં રચાયલી કીતાબો, ગ્રાંટ મેડીકલ કાલેજમાં સ્થપાયલા ગુજરાતી વર્ગને ભેટ કીધીછે એ ખરે મોહોટું પરોપકારનું કામ થયુંછે અને તેને સારૂ એ ગ્રુહસ્થોને ભારે માન અને શાબાશી ઘટેછે.

શેઠ લખમીદાસ ખીમજી ........ નકલ ૨
શેઠ હોરમસજી નવરોજી સકલાતવાળા.. ,, ૫
પાલણપોરના નામદાર દીવાન સાહેબ... ,, ૫
ડા. મોરારજી ગોકળદાસ ........ ,, ૨

## MARRIAGE OF HINDU WIDOWS.

Many Hindus are now thoroughly convinced of the pernicious consequences arising from the practice of prohibiting the Marriage of widows. Many are already prepared to give their widowed daughters, sisters and other relations in Marriage, and those, who dare not go so far, acknowledge it to be most desirable that this should be done.

Whether the marriage of widows is consonant to our Sastras, is a question which, some time ago, was discussed by some of the principal Pundits of our country. But unfortunately, our modern Pundits, carried away, in the heat tocontroversy, by a passion for victory, become so eager to maintain their respective dogmas that they entirely lose sight of the subject they are investigating; and hence there is no hope of arriving at the truth of any question by convening an assembly of Pundits and setting them to debate on it. At the discussion above alluded to, each party considered itself victorious and its antagonist foiled. It is easy, therefore, to conceive how the question was decided. In fact, nothing was settled as to the point at issue. One great object, however, has been gained, and that is that most people, since that period, have been extremely anxious to ascertain the truth of this matter. Perceiving this eagerness we have been led to enquire into the subject; and, in order to lay before the public at large the result of our enquiries, we publish this treatise in the vernacular language of the country; so that after an impartial examination the Hindu public may judge whether the marriage of widows ought to be practised or not.

In entering upon this enquiry we should, first of all, consider that, since the marriage of widows is a custom which has not prevailed among Hindus for many ages, in seeking to give our widows in marriage we propose an innovation and are bound to shew that the custom is a proper one; for if it be otherwise, no man, having any regard for religion, would consent to its introduction. It is, therefore, highly necessary to establish first the propriety of this custom. But how is this to be done? By reasoning alone? No. For it will not be admitted by our countrymen that *mere* reasoning is applicable to such subjects. The custom must have the sanction of the Sastras; for in matters like this, the Sastras are the paramount authority among Hindus, and such acts only as are conformable to them are deemed proper. It must, therefore, first be settled, whether the marriage of widows is a custom consonant or opposed to the Sastras.

At the very outset of the enquiry as to whether the marriage of widows is consonant or opposed to our Sastras, we find it necessary to decide what are those Sastras, the sanction or prohibition of which will determine the propriety or impropriety of the practice. Certainly, Vyakarana (Grammar), Kavya (Poetry), Alankara (Rhetoric), Darsana (certain *systems of Philosophy*) and the like are not Sastras of this kind. It is only the works known as Dharma Sastras, that is to say, the works comprising the whole body of ceremonial and religious observances, moral duties, and municipal law, that are every where regarded as the Sas*tras to* be referred to in deciding such questions.

In the first chapter of the Yajnavalkya-Sanhita there is an enumeration of what are called the Dharma Sastras; namely,

मन्वत्रिविष्णुहारीत याज्ञवल्क्योशनोऽङ्गिराः ।
यमापस्तम्बसंवर्ताः कात्यायनबृहस्पती ॥
पराशरव्यासशङ्खलिखिता दक्षगौतमौ ।
शातातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ॥

"Manu, Atri, Vishnu, Harita, Yajnavalkya, Usana, Angira, Yama, Apastamba, Sanbarta, Katyayana, Vrihaspati, Parasara, Vyasa, Sankha, Likhita, Daksha, Gotama, Satatapa, and Vasishtha are the authors of the Dharma Sastras."

# મીલાવડો.

OR

# THE MISCELLANY.

અંક ૩૨—પુ૦ ૩] મુંબઈ, માસ જાનેવારી, સને ૧૮૭૬. [કીં૦ આના ૨

## તાડ.

## PALM.

પૃથ્વીની સપાટી જે અગણીત વનસ્પતી અને ઝાડોથી સણગારાયલીછે તેની અંદર તાડ ઘણોજ અમીરી દેખાવ આપેછે અને એ સઘ ઝાડોના ઉપર સરદારી ભોગવેછે. પૃથ્વીની અંદરથી જે અસંખ્યછોડવાઓ ઉગેછે તેના બે વર્ગ કીધેલાછે. એકમાં ડાળીઓ ફુટેછે અને તેનાં પાતરાંમા ડાળીઓની નસો હોયછે, બીજામાં ફકત એકજ ડાળી ફુટેછે અને તેના પીલો સીધોનેસીધો ઉપર ચઢેછે. આ બીજા વર્ગમાં તાડ આવેછે. એ જમીનમાંથી ઉગેછે ત્યારથુંજ એક ગોળ થડ એક સ્થંભની માફક સીધું ઉપર ચઢતું દેખાયછે. તે ઉપર ડાખળીયો બીલકુલ હોતી નથી; પણ મથાળે પાતરાંનો એક મુગટ હોયછે. દર વરસે એક નવો પીલો વચમાંથી ફુટેછે. અને વસંતરૂતુમાં ડાળીઓપર ફુલના ઝુમખા લાગેછે. કેટલીક જાતનાં તાડોપર ખાવા લાયક ફળો આવેછે તે એટલા બોહોળા જથામાં આવેછે કે, ગરમ દેશના લોકોને તે એક ઘણોજ કીમતી ખોરાક થઈ પડેછે. આપણે નાળીયર અને ખજુર વાપરીયે છઈયે તે બન્ને આ ઝાડના મેવાછે. વિષુવવૃતની દક્ષિણે પાંત્રીસ અને ઉત્તરે ચાળીસ ડીગ્રીની હદમાં જમીનનો જે મ્હોટો ભાગ આવેલોછે ત્યાં આ ઝાડો જોઈયે તેટલાં ઉગેછે. હવે એ હદમાં આવેલી જગાઓ તે આફ્રીકા, ઑસ્ટ્રેલીયા, દક્ષિણ અમેરીકાનો મ્હોટો ભાગ, ઈસ્ટઈનડીસ વીગેરેછે. આ ઝાડની નજદીક એક હજાર જાત જાણવામાં આવેલીછે અને તેનું દરેકનું બયાન કરવામાં આવેલુંછે, પણ હજુ બીજી કોઈના નહીં જોવામાં કેટલી આવેલી જાતો હશે તે કોઈથી કહી શકાતું નથી.

એ ઝાડનાં થડ ઘણાં મજબુત હોતાં નથી પણ તેઓનું બંધારણ રેશાઓથી બનેલું હોયછે. આ રેશાઓ મ્હોટાં મ્હોટાં વાહાણોનાં લાંગરના દોરડાં તથા બીજી જાતનાં દોરડાં કરવામાં હાલ વાપરવામાં આવેછે. ગયાં દશ વરસના અરસામાં ઈંગલંડને આ કાથો એટલો બધો ઉપયોગી માલમ પડયો કે, કોઈપણ અંગ્રેજી વાહાણ બ્રેઝીલના કીનારા ઉપર અથવા પશ્ચિમ આફ્રીકાના બંદરમાંથી એનો ભારે જથો લઈ આવ્યાવીના આવતું નથી. બધી જાતની સાવરણીયો તથા બ્રશો એના બનેછે. એની સાદડી પણ ઘણી સારી થાયછે. વળી ગરેલાઓમાં ભરવામાં કાથો કામે લાગેછે.

એ ઝાડની ડાળખી બીજી જાતનાં લાકડાંની મીસાલે વાપરી શકાતી નથી તોપણું તે જંગલી માણસોને તેમજ સુધરેલાને ઘણી ઉપયોગી થઈ પડીછે. દક્ષિણ અમેરીકા વીગેરે બીજી જગોપર જ્યાં એ ઝાડોનો બાહોળો જથ્થો હોયછે ત્યાંના રેહેનારાઓને રેહેવાને સારાં બાંધેલાં ઘરો હોતાં નથી. અને તેઓને આ ઝાડની ડાળીઓ પોતાની ઝુપડીઓ તઈયાર કરવામાં બહુ કામ લાગેછે. જે આદમીને પોતાનાં બઈરાં છોકરાં સાથે રેહેવાને ઘર જોઈએછે તે મેદાનમાં પોતાને પસંદ પડે હેવી જગો શોધી કાઢેછે અને ત્યાં સાફસુફ કરી, થોડાં એક ન્હાનાં ઝાડોને કાપી ત્યાં લાવેછે અને તેની કુમળી અને ન્હાની ડાળીઓનો એક છેડો જમીનમાં ખોશી તે વડે બાહારની કેનારી બનાવી દેછે અને તેજ ડાળીઓનું છાપરું ઢાળી દેછે અને પુરાનાં ઝાડો પરથી ત્રણ ચાર મ્હોટાં પાતરાં તોડી લાવી તેનું તેપર ઢાંકણ કરેછે. હાવી રીતે તઈયાર કીધેલાં ઘરથી એ ઘરના ધણીનો અને તેનાં કુટંબનો બળતા સુર્યના તડકાથી બચાવ થઈ શકેછે. આવાં ઘરને અંદરથી સણગારવાનું કામ ઘરની ઓરત પોતાને માથે રાખેછે. તે કેટલીક કાથી એકઠો કરેછે. તેમાંથી પેહેમલેઝો જમીનપર પાથરવાને સાદડી વણેછે. પછી દરેક ચીજ મુકવાને તથા લઈ જવા લાવવાને કેટલીક મજબુત ટોપલીઓ બનાવેછે. મ્હોટી મ્હોટી ડાળખીઓનું ન્હાનું સરખું પારણું બનાવી પોતાના બચ્ચાંને દુશ્મનોનાં પંજામાં જતું અટકાવેછે. કુમળા રેશાઓ હોયછે તેને વણીને પોતાના તથા કુટંબના બધા માણસોને પેહેરવાની જરૂરીયાત વસ્તુઓ બનાવેછે. અને ડાળખીઓના ઝુમખામાંથી એક ઘણીજ મજબુત કાળા રંગની ડાળખી નીકળેછે તે, સોયની જગો સારેછે. આવી રીતે આ ઉપલક જોતાં ઘણીજ નજીવી વસ્તુ લાગે પણ એ ઝાડનું ગુપ્ય બી પેદા કરવામાં આ સ્રુષ્ટિકર્તાની કંઈ ઉમદા નેમ હતી તે સ્પષ્ટ રીતે સાબીત થાયછે. આપણે હેના બે ઉપયોગો તો જાણ્યા. એક રેહેવાને સારૂ ઘર બની શકે અને બીજો પેહેરવાને સારૂ કપડાં. હવે આ બેના કરતાં પણ ઘણા અગત્યના કામમાં એ વપરાયછે અને તે તે ખોરાક. હેના કેટલાક ભાગોમાંથી જે પોશાક કરતી વસ્તુઓ નીકળેછે તે તાજી ને તાજી એ ઝાડોના જગાન હોયછે ત્યાંજ વાપરી શકાયછે અને કેટલીક દુર દેશોમાં લઈ જઈ કંઈ મુદત પછી વાપરી શકાય હેવી હોયછે. જુઓ એની અને હેનાં ફળોની અંદરથી કેટલી બધી કામની વસ્તુઓ મળી શકેછે. દારૂ, તેલ, ખાંડ, નીમક અને સાગુ.. હેના દારૂને તાડી કેહેછે અને તે કેમ નીકળેછે તે સર્વ કોઈના જાણવામાંછે. ખાંડ હેનાં ફુલોમાંથી નીકળેછે.

દક્ષિણ અમેરીકામાં જે ભાતભાતનાં તાડો ઉગેછે તેમાં કેટલાંકની ઉંચાઈ એંશી અને સો ફુટની હોયછે અને તેઓનાં થડનો ઘેર ફકત ૪ ઇંચનો હોયછે. આફ્રીકાની ઉત્તરમાં તથા મોરોકો, આલજીરીઆ અને ઇજીપ્ટ દેશમાં જે તાડ થાયછે તેના એકેક ઝુમખામાં ખજુરની સાતસાત હજાર પીસી હોયછે અને એક કુટંબની પડોશમાં આવું એક તાડ આવેલું હોય તો તેની અંદરથી તેઓને જોઈતો ખોરાક મળી આવેછે. એમાંથી બીજી વસ્તુ પેદા થાયછે તે નાળીયર. નાળીયર કુદરતી બનાવટ ઇલ્મશાનને કેવી આશ્ચર્ય પમાડે હેવીછે તે સઉ કોઈને રોશનછે. શીલોનમાં નજદીક એકસો માઈલનો લાંબો પટો આ નાળીયેરીના ઝાડથી છવાઈ ગયલોછે અને તેમાં એ

શીવાય બીજી કોઈપણ જાતનું એકુ ઝાડ નથી. મલબારના કોસ્ટ ઉપર પણ એ ઝાડોનો થોડો જથો આવેલો નથી. હેને દરીયાની ખારી હવા બહુ સદેછે અને બીજાં ઝાડ જેમ ઉપર ચહડતાં જાયછે તેમ આ ઉપર ચહડીને નીચે દરીયાની શપાટી તરફ પવનના સપાટાથી ઝુક્યા આયછે.

નાળીયેરીના ઝાડપર નજદીક ૬૦ વરસના લાંબા અરસા લગી ફળો આવ્યા કરેછે, પણ જો ઝાડના થડમાંથી વાંદાઓ હાથલા થઈ હેના ફુલ લગી કોતરી ખાયછે તો ઝાડને ફળ થતાં નથી. નાળીયેરમાંથી કોપરૂં નીકળેછે તે દક્ષિણ તરફના લોકો હંમેશ પોતાના ખોરાકમાં લેછે અને એજ કોપરામાંથી બાળવાનું તેલ નીકળેછે અને તેની મીણબતીઓ બનેછે તે વાત સઉ કોઈની જાણમાંછે.

એક જાતનાં તાડમાંથી ચરબી જેવો ચીકણો પદાર્થ નીકળેછે. તે મીણબત્તી અને સાબુ બનાવવાના કામમાં આવેછે અને હાલ કેટલાંક વરશ થયાં તે રેલવેની ગાડીમાં ગ્રીસ તરીકે વપરાયછે. આ પદાર્થની સોધે ઇનસાનને કમરબાટ ઉપજાવે હેવા નફિજસ સ્લેવટ્રેડ ઇધાને ગુલામના રોજગારનો ભારે અટકાવ કીધોછે. એ ઘાતકી વેહેપારમાં આગેવાની ધરાવનારો હંમેશ અંગ્રેજ લોકોથી ઘણા બીહીતા રેહેછે અને જ્યારથી આ અગતની વસ્તુની સોધ થઈ ત્યારથી અંગ્રેજોનાં વાહાણો હરદમ તે ભાગો તરફ જવા લાગ્યાં અને તેઓની હાજરીથી એક ઘણોજ મ્હોટો ફાયદો થયો.

કાગળની સોધ થઈ તેની પેહેલાં તાડપર લેખ કરવામાં આવતા હતા. વીલાયતની લાઇબ્રેરીઓમાં તાડપત્રી પર લખેલાં ૨૦ મેન્યુસ્ક્રીપ્ટ હતાં. જરમનીમાં ગોટીનજનની યુનીવરસીટીમાં એક બાઇબલ તાડપત્ર પર લખેલું છે તેનાં ૫૩૭૬ પાનાંછે. કોપનહેગનની લાઇબ્રેરીમાં પણ તાડપત્રપર લખેલું એક બાઇબલ સાચવી રખાવામાં આવ્યુંછે.

આ ઉપરથી સમજવામાં આવશે કે આવાં નજીવાં ગણાઈ ગયલાં ઝાડની અંદરથી ઇનસાનના ખપમાં આવે હેવી કેટલી બધી વસ્તુઓ મેળવી શકાયછે.

---

## જે હાડકાંને જીભ વળગેલીછે તે આ.




જુવો આપણી જીભ આ હાડકાંને વળગેલીછે. જીભ એ એક માંસનો લોદોછે અને આપણો ખોરાક ગળવામાં તથા તેને દાંત તળે લઈ જવામાં ઘણી અજાયબ રીતે કામ કરેછે. જીભની અંદર દરેક વસ્તુનો સ્વાદ પારખવાની શક્તિ રહેલીછે. તેથી કહ્યો ખોરાક લેવા લાયકછે અને કહ્યો નથી તે જીભનાં ટોચકાંપર આવેછે કે લાગલી આપણને તેની સમજ પડેછે. જીભે ના પસંદ કીધેલી જેટલી વસ્તુ આપણી પેટમાં દાખલ કરીયે છઇયે તેથી પરીણામ એ નીપજેછે કે, તે ચીજો બરોબર પાચન થઈ શકતી નથી અને આ…ણી તંદોરસ્તીને ભારે ધોકો પોંહો-

એછે; જીભને જે વસ્તુ સ્વાદ લાગેછે તે પેટમાં તુરત ઉતરી જાયછે અને જે બદ સ્વાદ લાગેછે તે મ્હોંમાં લપેટાઈ રેહેછે તેનું કારણ એછેકે, સ્વાદદાર ચીજોને મુલાયમ કરવામાં જીભ નીચે થુંકના લોચાઓછે તેની અંદરથી જોઈતી થુંક નીકળી તેને મદદ કરેછે પણ તેની રીતે બદ સ્વાદ ચીજોમાં થતું નથી. આ બધું કામ જીભ હેવી ચપળતા અને સાવચેતીથી કરેછે કે, આપણા દાંત નીચે ક્વચીતજ આવી જરા કરડાઈ જાયછે. જો જીભ નહીં હતે તો ખોરાકને પેટમાં દાખલ કરવામા ભારે મુશકેલી પડતે.

જીભવડે સારી અથવા માઠી વાણી બોલાયછે. એજ જીભ માણસને ઘોડે અથવા ગધેડે બેસાડેછે માણુંસના જે અગણીત ખ્યાલો ઉત્પન્ન થાયછે તે આ જીભવડે જાહેર કરી શકાયછે. આ જીભ જેવા ન્હાના માંસના લોદામાં પરમેશ્વરે આટલી બધી ખુબી મુકીછે તેને સારૂં તેનો ઉપકાર માનવાનું મુખ્ય સાધન પણ એ જીભજછે.

---

## ડાક્ટર વીલસન.

આ પરોપકારી વૃદ્ધ પુરૂષે તા૦ ૧ ડીસેમ્બર ૭૫ ની રાતે આ ફાની દુનીયામાંથી કુચ કરી સ્વર્ગવાસ કીધોછે. એના ભુમિદા કરતી વખતે સઘળી કોમના લોકોની ભારે ઠઠ એકઠી મળી હતી જેની અંદર ઠેઠ આપણા ગવરનરથી તે રંક ગરીબ માણસો નજરે પડતા હતા અને તે ઉપરથી એટલું સાબીત થતું હતું કે ડાક્ટર વીલસન જેટલું માન તેની હયાતીમાં પામ્યો હતો તેટલુંજ માન હેને મુવા પછી પણ મળ્યું હતું.

ડાક્ટર વીલસન પેહેલવેલો ઈ૦સ૦૧૮૨૯માં મુંબઈ આવ્યો; તે વખતે એ ૨૪ વરસની ભર જુવાનસ્થામાં હતો. એણે ૪૬ વરસનો લાંબો અરસો ઘણોંજ ઉપયોગી અને ધર્માર્થું કામો પાછળ ગાળી ૭૧ વરશની વૃદ્ધ અવસ્થાયે પોતાનો દેહ ત્યાગ કીધો. હિંદુસ્થાનમાં આવ્યા બાદ એ ફક્ત બેજ વખત પોતાને વતન ગયો હતો. હેની બુદ્ધિ અસલથીજ ઘણી તિવ્ર હતી અને એણે અહિંયાંના દેશી લોકોની હાલત તથા હાજતોથી પુરતી રીતે વાકેફ થવાને તેઓની ભાષા તથા સંસારી બાબતોનો ભારે શ્રમ લઈ અભ્યાસ કીધો હતો. એણે ગુજરાત, દક્ષણ, કોકણ, રજપુતાણા વીગેરે આખાં હિંદુસ્થાનના ઘણા ભાગોમાં એકથી વધારેવાર દેશાટણ કરી તે દેશોની અને ત્યાંના લોકોની રીતભાતથી બારીક રીતે વાકેફગાર થયો હતો. સંસ્કૃત ભાષામાં એ ઘણોજ પ્રવીણ હતો અને આપણી યુનીવરસીટીની પરીક્ષાઓમાં ઘણી લાંબી મુદ્દત સુધી એ ભાશાનો એ પરીક્ષક નેમાયો હતો. પ્રથમ યુનીવરસીટીનો ફેલો, બાદ સીનડીકેટનો મેમબર અને આખરે સને ૧૮૬૮માં એને યુનીવરસીટીના વાઈસ ચાન્સેલરની ઘણીજ આબરૂની પુરસી મળી હતી.

ડાક્ટર વીલસન સરકારી દરબારી આદમીઓ સાથે ભારે ન્હોળો ઘરાવતો હતો. મ્હોટા મ્હોટા ગવરનરો અને ગવરનર જનરલો હિંદુસ્થાનને લગતી કેટલીક બાબતોમાં હેની સલાહ લેતા હતા. આપણો નામદાર સાહેબ ગવરનર સર બારટલ ફ્રેયર જ્યારે વીલાયતથી પેહેલવેહેલો અહિંયાં આવ્યો ત્યારે ડાક્ટર વીલસન ઉપર ભલામણની ચીઠી લાવ્યો હતો. નામદાર રાજકુંવર પ્રીન્સ અવ વેલ્સની પધરામણી વખતે આપણા વખાણાયલા ગવરનર જનરલ લૉર્ડ નાર્થબ્રુકે મરનારને બંગલે જઈ તેની

ભેટ લીધી હતી. તેમજ પ્રો૦સે પોતાની તરફથી સર બારટલ ફ્રીયરને મોકલ્યા હતા. પણ આવી ઉંચ્ચા દરજ્જાની આબરૂ ઈજ્જતથી હેના મનમાં કદીબી મોહાટાઈયે વાસો કીધો નોતો. હેનું મન સદાકાળ ગરીબ લોકોની સંસારી હાલત સુધારવા પાછળ તથા આ દેશને લગતી નવી નવી સોધો કરવા પાછળ વળેલું રેહેલું હતું. ડાક્ટર વીલસન જેવો ગરીબ લોકોનો ખેરખાહ દોસ્ત હતો તેવો તવંગર અને મ્હોટાબાળાનો નોતો. ગરીબ લોકો હેને પોતાનાં માબાપ તરીકે માનતા હતા અને હેના મોતની ખબર સાંભળી તેઓ તેટલેજ દરજ્જે ગમગીન થયા હતા. સરકારી અમલદારો તરફથી બેગુનાહ ગરીબ આદમીપર આણઘટતો જુલમ થયલો હેની જાણમાં આવતો કે, એ તેની બાબતોમાં પોતાના વસીલાના જોરથી સત્તાવાળાઓનું ધ્યાન તે ઉપર દોરાવવાને કદી ચુકતો નહીં હતો, અને જ્યારે તેનો અટકાવ થતો ત્યારેજ એના જીવને સાંતાવળની હતી.

બીલાયત અને બીજા દેશોમાંથી જે વિદ્વાન પુરૂષો હિંદુસ્થાન તરફ આવતા હતા તેઓ આ વિદ્વાન ડાક્ટરની મુલાકાત લઈ એના બોહોળા અનુભવનો લાભ લેવાને ઘણુજ આતુર રેહેતા હતા.

ઈ૦ સ૦ ૧૮૬૯ના ફેબ્રુઆરી મહીનામાં ડાક્ટર વીલસન વીલાયત ગયો તે વખતે મુંબઈના લોકોયે હેને એક માનપત્ર તથા નાણાંની મ્હોટી રકમની ભેટ કીધી હતી. આ રકમમાંથી એ ડાક્ટરના નામની સ્કાલરશીપો સ્કુલો અને કાલેજોમાં સ્થાપનામાં આવી હતી જે અદ્યાપી કાયમછે. એ કાબેલ ડાક્ટરનાં વખાણ જેટલાં કરીયે તેટલાં ઓછાંછે, પણ હેની યાદગારી કાયમ રાખવાને ડાક્ટર-હાલમા એક જાહેર સભા બોલાવવામાં આવે અને તેની અંદર ધનાઢ્ય લોકો પાસે મ્હોટી રકમો ભરાવવાને બદલે મધ્યમ રીતીના લોકોની તરફથી પેનીપેની અથવા બબે પેની ભરાવવામાં આવે અને તેવડે ડાક્ટર વીલસનની નામની જ્યાદા સ્કાલરશીપો તથા બીજાં ઉપયોગી કામો સાથે હેનું નામ જોડી તેવાં કામોને હયાતી આપવામાં આવે તો તે જોઈને હમો ઘણા ખુશી થઈશું.

—◆◇◆—

## તત્વ શોધ.

(સોધણ પાને ૧૦૪ થી).

હવે અહિંયાં એક સન્દેહ એ ઉઠે કે, ઘણી વસ્તુઓની ઉત્પત્તિમાં યદપિ સાકાર ઉત્પત્તિ કર્તા તથા હથિયાર પ્રભૃતિની સહાયતા દેખાતી નથી, તોપણ ઉપાદાન સામગ્રી ક્રિયાને સૃષ્ટિ બનાવવાને મસાલાની અવશ્યકતા નજરે દેખાયછે, વાસ્તે ઈશ્વરને જગતનો સૃષ્ટિકર્તા નહીં કેહેતાં, અવશ્ય નિર્માતા કેહેવો જોઈયે. ઘણા વિદ્વાનો, જેવાકે કણાદ તથા ગૌતમ રૂષિયોના હેવા મત છે કે, પૃથિવ્યાદિ ઉપાદાન પદાર્થોનાં પરમાણુ નિત્યછે. યુરોપના ઘણા વિદ્વાનો પણ એજ મુજબ માનેછે. પણ તે મતોમાં ઉપાદાનને નિરાકાર માનેછે; કેમકે એવો દેખીતું છે કે, સાકાર વસ્તુઓની ઉત્પત્તિ તથા લય નિરાકારમાં છે; જેમકે અગ્નિ પોતાની પેહેલી અવસ્થામાં નિરાકાર છે. ઘર્ષણ ઈત્યાદિ પ્રકારથી ઉત્પન્ન થઈ તે સાકાર બની જાયછે અને પાછો તને હોલવી નાખવાથી તે નિરાકાર થઈ જાયછે. વાયુ નિરાકાર છે, તેની સાથે બીજી હવા મળવાથી સાકાર પાણી બનેછે અને તે જળ સુકાઈ જવાથી પાછું નિરાકાર થઈ જાયછે.

પાર્થિવ વસ્તુઓ પ્રક્રિયાથી પછી રીતે જળરૂપ ધારણ કરેછે, તેમજ જળ નિરાકાર વાયુરૂપ ધારણ કરેછે અને એજ ક્રિયાના માહમતથી નિરાકાર વાયુ સાકાર જળમાં તથા પાર્થિવ પદાર્થોમાં પરિણત થઈને સમાઈ જાયછે. આ ઉપરથી એ લોકોના મત પ્રમાણે એક નિરાકાર જ્ઞાનવાન પરમેશ્વર તથા અનેક નિરાકાર અચેતન ઉપાદાન સામગ્રીઓછે. નિરાકાર પરમેશ્વર નિરાકાર વિવિધ શક્તિ દ્વારા અનેક નિરાકાર ઉપાદાન સામિગ્રીઓને સાકાર રૂપમાં પરિણત કરેછે, અને તેનું નામ સૃષ્ટિ છે. સાંખ્યનો મત એ પ્રકારનો છે અને તે મતોમાં નિરાકાર ઈશ્વરને પુરૂષ કહેછે, તથા શક્તિ અને ઉપાદાન સામિગ્રીને પ્રકૃતિ કહેછે. એ મતો મુજબ શક્તિ તથા નિયમ સઘળી જડ વસ્તુઓમાં છે. ઈશ્વરમાં કેવળ જ્ઞાન તથા ઈચ્છા છે; પણ આ પ્રકારના મતવાળા આટલે આવીનેજ અટકે છે. તેઓ જો સૂક્ષ્મ વિવેચનાની સાથે આગળ ચાલે તો આ બે સવાલ અવશ્ય તેઓને ઉઠશે. પહેલો જડ વસ્તુઓની શક્તિઓ ઉપર ઈચ્છા કહી શક્તિ મારફતે કામ કરેછે! બીજો જડ વસ્તુઓમાં જે જે શક્તિ દેખાયછે તે પરસ્પર એકઠી થઈને જેવાં પ્રયોજન સાધન કરેછે જે મૂળ જ્ઞાનછે, તોપણ કોઈપણ જ્ઞાનવાન પુરૂશની તાકાતછે કે, તે શક્તિઓને બનાવી શકે? પહેલા પ્રશ્નના ઉત્તરમાં એટલું કહી શકાયછે કે, જેવી જડ વસ્તુઓમાં કઈ પ્રકારની શક્તિ છે તેમજ ચેતનમાંભી છે, જેથી કરીને ચેતનની ઈચ્છા જડશક્તિપર કામ કરી શકેછે. જેમકે હાથમાં પકડવાની શક્તિછે અને આત્મામાં ઈચ્છાદ્વારા હાથને કંઈપણ ચીજ પકડવાની આગન્યા કરવાની શક્તિછે. જો કદી હાથમાં પકડવાની શક્તિ નહીં હોત અને કાષ્ટનો હાથ નિર્મિત હોત તો તેની મારફતે આત્મા કંઈ પકડી શકત નહીં તથા તે આત્મામાં ચરિતાર્થ કરવાની શક્તિ, જે મૌસાલે સ્વપ્નામાં હાથની શક્તિ ક્રિયારહીત હોયછે તે મુજબ હોત. જીવના વિષયમાં તો એટલું સાચુંછે કે, આત્માની શક્તિ તથા બાહારની સઘળી વસ્તુઓની શક્તિ પરસ્પર સાપેક્ષ તથા સમ્બન્ધ દશાવેછે, તોપણ તેઓ સઘળી પ્રથક થઈને જુદી જુદીછે. પરમાત્માના વિષયમાં આ વાત લાગુ પડતી નથી. બાહારની વિવિધ વસ્તુઓની શક્તિ તથા આત્માની શક્તિમાં પરસ્પર ઉપયોગિતાનો કોઈપણ નિયામક થઈને નિર્માણ કરનાર વના સમ્ભવ નથી; કેમકે એ તો કૌશલનો પરીચય દેછે અને સર્વ નિયામકનાં નામ તે પરમાત્મા અર્થાત ઈશ્વર છે. જીવની શક્તિ તથા જડ વસ્તુઓની શક્તિમાં જે પરસ્પર સમ્બન્ધ છે તેનો વિધાતા પરમેશ્વર છે. પરન્તુ પરમેશ્વરની શક્તિપર અન્ય વિધાતા થઈ શકતો નથી; કેમકે જે સર્વ શેષ વિધાતા છે તેનું નામ પરમેશ્વર છે. એથી એટલું સિદ્ધ થાયછે કે, સઘળી નિરાકાર અને સાકાર વસ્તુ તથા તેની શક્તિથી નિરાકાર પરમેશ્વર દ્વારા આ સૃષ્ટિ પેદા થઈછે.

(અધુરૂં.)

## હિંદુસ્થાનનો બીજો ગવરનર

### જનરલ.

(સાંધણ પાને ૧૦૭ થી.)

આગરદમ જે ધાંગાટ થઈ રહ્યો હતો તે બંધ પડ્યો એટલે મી૦ ફ્રૉંસે એ મુકરદમો શી રીતે ચલાવ્યો તે બાબે એક રસીલા ભાષણમાં કહી સંભળાવ્યું. તોહોમત મુકનારોની મરજી હેવી હતી કે, એક તોહોમતની તપાસ પુરી કીધા પછી બીજું મુકવું; પણ

હેસ્ટિંગ્સ અને તેના રશાહ કરશે તે વાતની સામા થયા. તેઓ હેતું કેહેતા હતા કે, જેટલાં તોહોમત મુકવાં હોય તેટલાં એકદમ મુકવાં અને સાક્ષી વીગેરે લઈ લેવી બાદ પ્રતીવાદીયે પોતાનો બચાવ કરવાનું કામ કરવું. આ બાબતનો નીવેડો લાવવા સારૂ કોરટમાં બીરાજેલા લૉરડોએ એક ઓરડામાં ગયા. આનસરર હેસ્ટિંગ્સની તરફેનમાં ઉતરયો. લૉર્ડ લાબરો જે હેસ્ટિંગ્સના સામા પક્ષવાળો હતો તે પોતાની એલકીની માગણી વાજબી છે તે વાત પકડી બેઠો. આખરે બધાનો મત લીધા તેમાં હેસ્ટિંગ્સની તરફ ત્રણ તો સામાવાળાની તરફ ૨ મત એમ પડયાં.

કોરટ જ્યારે ફરીથી બેસવા લાગી ત્યારે મી૦ ફૉક્સ અને ગ્રેચ હેલસીગને લગતો મુકરદમો ચલાવવા માંડયો અને તેમાં કાગળો વાંચતા તથા શાહેદો લેવામાં ઘણા દીવસ લાગ્યા. બીજો મુકરદમો આઉધની રાણીને લગતો હતો. અને તે ચલાવવાનું કામ શેરીડનને સોપ્યું હતું. શેરીડને એક જાહેર બોલનાર તરીકે હેવું નામ મેળવ્યું હતું કે, તેને આ મુકરદમાનાં સંબંધમાં જોઈને લોકોની ભારે હઠ તેને સાંભળવાને એકઠી થઈ હતી. તેનું ઘણુંજ ઉત્તમ પ્રકારનું કાબેલ ભાશણ બે દીવસ સુધી પોહોંચ્યું. હેવું કેહેવામાં આવ્યું હતું કે આ ભાશણ સાંભળનારોએ પચાસ ગીની પ્રરચીને ટીકીટો લીધી હતી. શેરીડને જેવું પોતાનું ભાષણ પુરૂં કીધું એટલે નાટકના તખ્તા ઉપર ઘણી વખતે જોવામાં આવેછે તે મીસાલે તે જાણે અતીશે થાકી ગયો હોય તેમ, બર્ક ત્યાં આગળ બેઠેલો હતો તેના હાથમાં લોટી પડયો અને બર્કે તેની પોઠ પર હાથ ઠોકી તેની કાબેલીયતને વાસ્તે તેની ઘણી તારીફ કીધી.

જુન મહીનો પુરો થવા આવ્યો હતો. સેશન હવે લાંબા દાહાડા ચાલે હેવું નોતું અને આ મુકરદમામાં જોઈએ તેટલું આગળ વધાયું નોતું. બધાં મળીને વીશ તોહોમત હતાં, તેમાં ફકત બેનું કામ ચલાવવામાં આવ્યું હતું, આગરજો હેસ્ટિંગ્સનો જામીન લેવાને નજદીક વરશ દાહાડો થવા આવ્યો હતો.

કોરટ પેહેલવેહેલી બેસવા માંડી ત્યારે લોકોએ આ કામમાં ઘણી ઉલટ બતાવી અને બેગમોને લગતાં તોહોમત બાબે શેરીડને ભાષણ કીધું તે વખતે તો તે ઉલટની કંઈ હદ ગણ નહીં રહી; પણ તે થઈ રહા બાદ તે નરમ પડવા લાગી. હવે એ કામમાં લોકોને જાણે મોહો રહ્યો નો તો, કેમકે હવે પછી જે તપાસ થવાની હતી તેની અંદર હેવી કંઈ પણ અગત્યની બાબત નહીં હતી કે, તે સાંભળવાને વિદ્યાર્થીયો પોતાની કીતાબોનો શેર છોડીને સહવારના પોહોરમાં અહીંયાં આંટામારયા કરે તથા ગ્રહસ્થાઉ આરતો પોતાનું કામ છોડીને અહીંયાં હાજર થઈ જાય. હવે જે કામ રહ્યું હતું તે ફકત શાહેદોની જુબાની લેવાનું તથા તેને શું થવાનું હતું અને તેમાં જેને એ કામની સાથે કંઈ નીસબત નહીં હોય તેનું દીલ નહીં લાગે તો તે કંઈ આશ્ચર્ય જેવું નોતું. અમીરો ઘેલ-ડીવાળાયો ક્યાંથી કાયદાનું કંઈ પાંઈટ નીકળ્યું કે લાગડા તે વિશે વાદવીવાદ કરવાને બીજી જગોપર જઈને બેસતા અને તેમાંથી પરીણામ એક અમીરે હસવામાં કેહ્યું હતું કે "ન્યાયાધીશ ચાલે ને મુકરદમો થોભે" તેમ હતું.

સને ૧૭૮૮ ની વસંત રૂતુમાં આ મુકરદમો ચાલ્યો તે વખતે લોકોનું ધ્યાન પોતાના દેશને અથવા પારકા દેશને લગતા કોઈપણ જાહેર સવાલમાં રોકાયલું નહીં હતું અને

તેથી ફરીને વેસ્ટમીનીસ્ટરના હૉલમાં આ કામ ચાલતું હતું તેની કેફીયતથી, સાધારણ રીતે પારલેમેન્ટ અને આખો દેશ જાણીતો રહેતો હતો. આવતા વરસમા રાજાની બીમારીને લીધે રાજ્ય ચલાવવા સારૂ મંડળી નીમવા બાબત તથા પ્રધાન મંડળીમાં ફેરફાર થવાની વગેરે એ સઘળી બાબતોએ હિંદુસ્થાનને લગતા આ મુકરદમા ઉપરથી લોકોનું મન ખસેડી દીધું.

આ કામ ધીમી રીતે ચાલતું હતું. સને ૧૭૮૮ ના શેશનમાં બાહ્મોને કંઈ તેવું બીજું અગતનું કામ નહીં હતું તેથી આ મુકરદમા પાછળ ૩૫ દીવસ રોકાયા હતા. સને ૧૭૮૯માં રીજનસી બીલે અમીરી ટોલકીનું ધ્યાન ખેંચ્યું, અને જે વખત રાજા સારોપડે થયો, તે વખત લોકોને બાહાર સરકીટમાં ફરવા જવાનો હતો. જડજ લોકો બાહાર ગામ ગયા અને એ શેશનમાં ફક્ત ૧૭ દીવસ આ કામ પાછળ રોકાયા. આ બધા ઉપરથી આ કામનો ફેસલો થવાને કોઈપણ ફોજદારી મુકરદમાને જેટલો લાંબો વખત નહીં લાગ્યો હોય તેટલો હવે લાગશે એ દેખીતું હતું. (અધુરૂં.)

—•—

## સીતા.

(સાંધણ પાને ૧૦૩ થી.)

હવે હરીદાસ સોનીનું ઘર પણ હેના પીતરાઈ રામદાસના કેહેવા મુજબ સારી પઠે ભરાઉ હતું. હરીદાસ અને રામદાસના બાપ જે બન્નો કાકા ભત્રીજા થતા હતા તેઓ તો ફોત થઈ ગયા હતા અને તેઓનો વારસો આ બન્ને જણને મળ્યો હતો. એઓના બાપાવાએ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે પોતાની હયાતીમાંજ સઘળી મીલકતની સરખી વેહેંચણી પોતાના બન્ને છોકરાને કરી આપી હતી. હવે રામદાસે પોતાના કાકાનાં મરણ પછી વકીલોની સલાહ ઉપરથી તેના પીતરાઈ ભાઈ હરીદાસ ઉપર તેની મીલકતના અડધા હીસ્સાને સારૂ ફરીઆદી કીધી અને તેમાં એવી દલીલ બતાવી કે, હરીદાસના બાપે જે પૈસો મેળવ્યો હતો, તે મેળવવામાં તેને રામદાસના દાદાની મીલકતનો જે અડધો હીસ્સો આવ્યો હતો તે કામે લાગ્યો હતો અને તે સબબથી તેના હીસ્સા ઉપર કાયદા મુજબ તેનો હક હતો. આ બન્ને જણના બાપ સોનીનો ધંધો કરતા હતા, તેમાં હરીદાસના બાપની પાસે સુરો સરખો દમ હતો અને રામદાસના બાપે જેના પોખાનામાં બધું પુરૂં કરી મુક્યું હતું; છતાં સ્થાવર મીલકતમાંથી જે કંઈ આમદની ઉપજતી હતી તેવડે કુંટુંબનું ગુજરાન ચાલ્યા કરતું હતું તેથી તેઓની હયાતીમાં છોકરાઓ વચ્ચે જગડો થવાને કંઈ કારણ જેવું નોતું; પણ પાછળથી હરીદાસને સારી હાલતમાં જોઈ રામદાસને તેના ઉપર ઘણી અદેખાઈ આવી. વળી તેઓના બાપની હયાતીમાં પેશા નારેંદ્ર સોનીની કન્યા રીતાને વાસ્તે બન્ને છોકરાના જન્માક્ષર દેખાડવ્યા હતા. તેમાં પણ હરીદાસનાં નસીબે જોર કીધું. આ બધા ઉપરથી રામદાસ છેક બળી રહ્યો હતો. વળી એણે જે ફરીયાદ માંડી તેમાં પણ એ ફાવ્યો નહીં તે જોઈ એ હરીદાસનો ઘાટ ઘડવા પાછળ શતદીન બીરફતાર રહ્યો.

ગોકુળપુર એક ન્હાનું ગામ હતું. તેની અંદર આ સોનીનાં બાપદાદાઓએ એક ન્હાનું મંદીર બંધાવ્યું હતું તેજ ફક્ત ત્યાં ધરગની જગા હતી વળી તેની અંદર કંઈ ભયના વખતમાં બચાવ કરવા સારૂ તોપો ગોઠ

દરવાનાં ખાનાં રાખ્યાં હતાં. આ સોનીનાં ઘર પથ્થરે બાંધેલાં હતાં અને આખા ગામમાં રોનકદાર મકાનો ફક્ત એજ હતાં. રામદાસની સાથે પેલા બે જણ આવ્યા હતા તેઓને ઘરનાં બારણાં અંદરથી કેમ ઉઘડેછે, તેથી તેણે વાકેફ કીધા. એજરેશ, શાહાગંજનાં મંદીરમાં કથા કરતો હતો તેને આ બન્ને ભાઇયોએ ગોકળપુરમાં પોતાને ઘેર હરીભજન કરવા સારૂ બોલાવ્યો. તે પેહેલાં રામદાસને ત્યાં ગયો અને તેને પોતાની સાથે રાખી તેણે હરીદાસના ઘરના ખુણાવખાળા સઘળા તપાસી લીધા. નગદી તથા ઝવેરાત વીગેરે ક્યાં રાખવામાં આવતું હતું તે તેને દેખાડયું અને તેને બધી રીતે વાકેફ કીધો. હવે આટલે લગી તો કામ સીદ્ધ થયું હતું. ફક્ત સાંહાંજ પડવાની સઘળા રાહા જોતા બેઠા હતા.

આ વખતે હરીદાસ સોનીનાં ઘરમાં સુમાસુપ હતી. દાહાડાનું કામ પુરૂં કરી તે પોતાના ગુમાસ્તાની સાથે દીવા આગળ બેસીને હીસાબ કરતો હતો. તે કામ પુરૂં થવા આવ્યું હતું એટલે રામદાસ ત્યાં આવી પોંહોંચ્યો. તેણે ઘણું ટાયલું કીધું પણ હરીદાસે કંઈ તેને કાન આપ્યો નહીં. આખરે "હું તને જોઈ લઈશ" એવું કહી તે ચાલતો થયો. રામદાસના આ ઠેઠા કરડા બોલો સીતાને કાને પડયા તે સાંભળી તે ઘણીજ ગભરાઈ અને તેણે તુરત પોતાના ધણીને બોલાવીને કહ્યું કે, તમે એવા નઠારા આદમીને શા સારૂ એટલો બધો ચીઢવ્યો. તેણે સીતાને જરા નરમ પાડી અને કહ્યું કે તું આટલું બધું ગભરાયછે શાની, તું જાણતી નથી કે એનો તો એવો સ્વભાવજ છે? સીતાએ કહ્યું કે હેનો સ્વભાવ ગમે તેવો હો પણ મને તો હેના બોલો સાંભળ્યા ત્યારથી ભારે બીક લાગેછે. આપણાં ઘરનાં આગલાં બારણાંના આગળા બરોબર દીધા છે કે વારૂ? અરે સીતા આવું બચ્ચાંના જેવું બોદું મન તું કેમ રાખેછે. તું કેમ ભુલી ગઈ કે પીતરાઈયોમાં તો સદાજ એવી ખટપટ ચાલ્યા કરેછે. હમે જ્યારના નાદાન છોકરા હતા ત્યારના માંહો માંહે એમ લડીયે વઢીયે છઈયે. તમે ધારોછો તેજ ધાટી ઉપર તેનું બોલવું હોય હેવું હું ઈશ્વર પાસે માગું છઉં; પણ કોણ જાણે શું છે, મને તો આજે રાતના પણ એના બોલોની ઝંખના આવશે હેવું લાગેછે.— હરીદાસે કહ્યું કે, જા તું તારે જઈને સુઈ જા. તારી સાથે બોટું ટાયલું કીધાનું શું પ્રયોજન? હું દુકાને જઈ થોડીવાર રહીને પાછો આવું છઉં એટલે આ રામદાસ સાથે થયલી ચરભર મારા મગજમાંથી નીકળી જશે. જ્યારે હું સુઈશ ત્યારે દરવાજો બંધ કરીશ પણ આથી કંઈ સીતાને ધીરજ આવી નહીં. તેણે તો જ્યારથી પેલા કથા ભટને જોયા હતા અને તેને ઘણી ઈંતેજારીથી ઘરના ખુણા ખોચરા તપાસતા દીઠા હતા ત્યારથીજ તેના મનમાં તો એ બધા મામલાને સારૂ ભારે વેહેમ પેઠો હતો. હરીદાસે પોતાનું બીછાનું બાહાર ઓટલા ઉપર કરાવ્યું હતું ત્યાં કલાક દરેકને સુમારે બધા દરવાજાઓ બંધ કરી કારવીને તે સુઈ ગયો. પણ રામદાસ અને તેના બે સોબતીઓ અંદર વાડામાં સંતાઈ રહ્યા હતા અને બીજા સાથીયોની રાહા જોતા બેઠા હતા.

શાહાગંજ એક મ્હોટું વેહેપારનું મથક હતું અને ગોકુળપુરથી લગભગ ત્રણ માઈલ દુર હતું. નજદીક ત્રણસો વરસ ઉપર એક મુસલમાન રાજા ઈયાતો તે દીલ્હીનો ફીરોજશાહ હો અથવા ખાનદેશ માળવાનો રાજા હો તે પોતાનાં લશ્કર સાથે જતો હતો તેણે આ

જગોપર ઘાસ તથા પાણી પુશકળ હોવાથી છાવણી કીધી હતી અને અહીંયાં અનાજ વીગેરેની એક મ્હોટી કોઠી કીધી હતી તે ઉપરથી એ જગોનું નામ "શાહાગંજ" પાડવામાં આવ્યું હતું. એની અંદર એક ચોકી અને બજાર હતું તથા મ્હોટા મ્હોટા વેહેપારીઓનાં ઘરો હતાં. દર સુકરવારે એક મ્હોટું બજાર ભરાતું હતું તેમાં આસપાસનાં ગામોની તરેહવાર પેદાશો એકઠી થતી હતી અને તે ખરીદ કરવાને તરેહવાર લોકોની ભારે મેદની ત્યાં મળતી હતી. ભાટ અને ફકીરોનાં ટોળાંઓ પોતપોતાનાં કામમાં ગુથાયલાં હતાં, અને એક ખુણાપર એક બ્રાહ્મણ પોતાની જટા ખુલ્લી મુકી ત્યાં બેસતો મોટી રામાયણની કથા કરતો હતો. તેના કપાળપર એક મ્હોટું ટીલક અને છાપા હતા. આ બ્રાહ્મણ તે પેલો એજરક્ષ પાંડે હતો. તેની સાથે તેના બે બીજા શોગીર્દો હતા; તેમાંનો એક બળદેવ હતો તે જરા ઘણો બબડદાર હતો. તે બધા લોકોને કેહેતો હતો કે, આવો ભાઈઓ અને મ્હાન્ત શુરની કથા સાંભળો. હવે કૃષ્ણલીલાનું આખ્યાન થશે તે ચીત્ત રાખીને શ્રવણ કરો. એ વિદ્વાન શાસ્ત્રી કાશી તરફથી પધારયા છે અને રામેશ્વર તરફ કુચ કરનાર છે. એજરક્ષે આસ્તે રહીને કહ્યું કે, એ બળદેવ હવે બરાડા નાખતો બંધ થા. તેં પેલાં ઘરની પુરતી બાતમી કાહાડી છે વારૂ? બળદેવે કહ્યું હા, મેં તે કામ ચોકસ કીધું છે આપણામાંના આદમીઓ અહીંયાં નજદીકમાં ફેયા છે ખરાં વારૂ? બળદેવે જવાબ દીધો કે તેઓ સઘળા ધોહે દુર ફરતા ફરેછે અને મુકરર કરેલે વખતે આપણને મળ્યાવના રેહેનાર નથી. (અધુરૂં.)

—:o:—

## બતરીશ પુતળીની વાત.

(સાંધણ પાને ૧૧૧. થી)

જારે સાકુસેક કરી સિંહાસનને એક બાજુ ઉપર મુકીયું તે વખતે તે જોઈ કોઈની આંખ કહીયું કરી શકી નહીં. સિંહાસનની ખુબીનો હેવાલ શું કરૂં, તેને ધોયું એટલે તો તે એટલું તો ચળકવા લાગીયું કે, જોનારાઓની આંખ તેના તેજથી મીચાઈ જવા લાગી. આ ખુબસુરત જડાવ સિંહાસનની બનાવટ અને કારીગરી ઉપરથી કોઈને પણ ઈશ્વરની કુદરતનો ખીયાલ થયા વીનાં રેહે નહીં. તેના ચાર જડાવ પાયા ઉપર આઠ આઠ પુતળીઓ રહી ગઈ હતી. અને તે દરએકના હાથમાં હીરા, માણેક, મોતીથી જડેલું એક એક કમળનું ફુલ હતું. એ પુતળીઓની ખુબી અને તેજ આગળ એકવાર સુરજ ચાંદાનું તેજ પણ એક બાજુ ઉપર રહી જાએ. આ સિંહાસનની આટલી બધી ખુબી જોઈ સઘળા કારીગરોએ આંગળી કરડી, અને કેહેવા લાગીયા કે, હમોએ આવી નકસી કોઈ દીવસ જોઈ નથી, તથા સાંભળી પણ નથી. એ સિંહાસન માહેથી કેટલાએક હીરા, માણેક, રતન, વગેરે નંગો ઉખડી ગયાં હતાં તે ફરી જડવા સારૂ રાજાએ ગામના સઘળા કારીગરોને બોલાવીયા. વળી આ કામ સારૂ પોતાની તીજોરી માંહેથી રાજાએ પુશકળ નાણું આપીયું.

રાજા સિંહાસન તઈઆર થયલું જોવાને ઘણોજ આતુર રેહતો હતો. પણ પાંચ માસતો તેને સમારી તઈઆર કરવામાં ગુજરી ગયા. સમારીયા બાદ પુતળીઓતો એવી બની રહી હતી કે તેમાં જીવ બાકી હતો—અરે જાણે હમણા બોલસે ચાલસે. માથાથી તે પગ સુધી તેમાં ખુબી ભરી હતી. તેની આંખો તો હ-

રણની ન્પાંગ જેવી ચંચળ માલુમ પડતી હતી. તેની કંમર જોઈ હોય તો જાણે ચીતાનીજ કંમર જેવી પાતળી નાજુક લાગતી હતી. તેના પગ એવી રીતેતો ગોઠવેલા હતા કે જાણે તેની ચાલ હંસ જેહવી હોય. જેઓ એકવાર પુતળીને જોતાં, તેઓની આંખમાની કીકીમાં તેની ખુબસુરતી રમી રેહેની હતી.

સિંહાસન તઈઆર થઈ રહીયા પછી એક દીવસે રાજાએ સારા સારા પંડીતોની સભા મેળવી. સભામાંથી એક પંડીત રાજાને વીનતી કરી કેહવા લાગીયો કે હે રાજા! મરવું જીવવું એતો ઈશવરના અખતીઆરમાંછે. માટે આ દુનીઆમાં સઘળી તરેહના એશ આરામ કરી લીધા તે ખરા. રાજા પંડીતનું આવું વચન સુણી અતી આનંદ થયો; અને કેહેવા લાગીઓ કે, બલકે આ પુતળીઓ પરી જાતછે, અને ઈશારે જાણે પોતાને હાથે ઘડી હોય એમ દીસેછે. તેઓ ઈંદરરાજાની અપછરા તો નહોય! આવું કહી તેણે પંડીતોને પુછીયું કે, એ પુતળીઓ માહેલી એક ખુબસુરત સાથે હુ પરણું, અને તેને સાથે લઈને એ સિંહાસન ઉપર બેશું તો કેહેવું સારૂ થાય. રાજાની આવી મરજી જોઈ પંડીતોએ વિચાર કરી ફાગણ માસમાં લગન સારૂ એક સુભ દીવસ ઠેરવીયો.

જેમ જેમ શાદીનો દીવસ પાસે આવતો ગયો તેમ તેમ રાજાને વધારે વધારે ખુશી થતી ગઈ. તેણે પોતાના તાબાના રાજ માહેલા સઘળા નાના મોટા રાજાઓને કંકોતરી લખી લગનમાં બોલાવીઆ. શાદીને દાહાડે સારા નગરમાં ઘેરે ઘેર નોબત ઢોલ, અને બીજા નાના પરકારના વાજીંતરો વાગી રહીઆં હતાં. રાજા નાહી ધોઈ ઉમદા અને કીમતી કપડાં પેહેરી દરબારમાં આવીઓ. એટલે પંડીતો વેદ ભણવા લાગીઆ, ગંધર્વ ગાયન કરી રહીયા અને ભાટો કવીતામાં રાજાના જશ બોલી રહીયા. દર એક મેહલમાં નાચ રંગ મચી રહીઓ. એક તરફ આ પેરમાણેની શાહમત થઈ રહી હતી. બીજી તરફ રાજા ધરમદાન કરવામાં પડીઓ હતો. તેણે બરાહ્મણોને ગામો ને ગામો ધરમ કીધાં. ભુખીયાઓને ભોજન કરાવીઆં. અને નાગાઓને કપડાં લતાં વગેરે બક્ષીસ કીધાં. આ પરમાણે સઘળી રઈઅતને તથા ફોજને પોશાક કીધા. પોતાના હમનિશીનો (સિરત આરાના) ને જુદી જુદી રીતની બક્ષીસો આપી. આ ઉપરથી દરબારમાં બેહેઠેલા સઘળા લોકો ઘણુ ખુશી થઈ ખુદાની ઈબાદત એટલે બંદગી કરવા લાગીઆ; અને આશીરવાદ દીધો કે ઈશવર એની ચહડતી કરે અને એની ઊમર જીઆદે કરે.

આવી રીતે દરબારમાં મઝા મચી રહી હતી. વચમા સિંહાસન ચળકી રહીયું હતું. જોશીઓએ ઠેરવેલા વખતે રાજા ખુશી થતો થતો સિંહાસન આગળ ગણપતીનું નામ લઈ ઉભો રહીયો; અને પછી જેવો દાબો પગ ઊંચકી તે ઉપર મુકવા જાયછે એટલામાં પેલી સિંહાસન ઉપરની પુતળીઓ ખડખડ હસવા લાગી. આ જોઈને રાજા ઘણો શરમિંદો પડી ગયો, અને હેરાત ખાઈ સોચ કરવા લાગીઓ કે, અરે આ બેજાન પુતળીએ મહને કેમ હસેછે! આ પરમાણે વિચાર કરી પોતાનો પગ પાછો સિંહાસન તરફથી ખેંચી લીધો; અને પુતળીઓને પુછવા લાગીયો કે, હે બેજાન પુતળીઓ! તમોએ મારામાં શું એબ દીઠી કે મને હસોછો? શું હું બાપજવાનો રાજાનો દીકરો નથી? શું હું કાંઈ મોટી સખાવત કરૂં છઊં? શું હું સતીઓમાં નીચા

કુળનો છઊં? શું હું નામરદ છઊં? શું હું વિદ્વાન નથી? શું મને પદમની જેવી રાણી નથી? શું હું રાજનીતી જાણતો નથી? શું હું કોઈ રાજાઓથી નીચો છઊં? મારામાં શી ખામી તમારા જોવામાં આવી તે મેહેરબાનીની રાહે મને કહો, અને મારા મનનું સમાધાન કરો. એવું સાંભળી એક પુતળી,

### ૧ રતન મંજરી બોલી.

હે રાજા! તું દિલ લગાડીને સાંભળ. હું એક કીસસાનું તારી આગળ બયાન કરૂં છઊં. તું ગુણ જાણનાર તથા કદરદાન છે. તેં જે સઘળી વાત કહી તે દુરસ્ત છે. તારા તેજનો ભભુકો સુરજના તેજના ભભુકા કરતાં પણ વધારે પરકાશે છે. આ સઘળી વાત ખરી છે; તોછતાં તું એટલો બધો દિમાગ નો રાખ. તું પુરાણી કથા સાંભળ. આ દુનીઆનો છેડો નથી. એમાં ઈશ્વરે જુદી જુદી કીસમના તથા રંગ બેરંગી જવાહેરો પેદા કીધા છે. ડગલે ડગલે દોલતના ઢગલે ઢગલા પડેલા છે. પણ તું કમનસીબ છે તેથી એ વિશે તને ગનીમાન નથી. જરા પણ તું તારી દોલતનો ફાંકો નો રાખ. આ દુનીઆમાં તારા જેવા તો હજારો આદમી રખડે છે. આટલી શાહમતથી ફુલાઈ જઈ તું તારી મેળેજ બેવકુફ ઠરે છે. જે રાજાનું આ સિંહાસન છે તેને તાહાં તારા જેવા તો ઘણાઓ રખડતા હતા.

આ સુખન સાંભળતાંજ રાજા ઘણો કોપાયમાન થઈ ગયો, અને બોલીઓ કે હમણાં એ સિંહાસનના કકડે કકડા કરી નખાવું છઊં. રાજાને ઘણો ગુસસો આવેલો જોઈ તેના ગોરે તેને કહીયું કે, હે રાજા! એમ કરવું ઈનસાફથી દુર છે. પુતળીને તેની વાત કહી રેહેવાદે, અને તે સઘળી સાંભળીઆ પછી આપની નજરમાં આવે તેમ કરો. આથી રાજા જરા ધીમો પડીઓ, અને પુતળીને બયાન કરવાનું કહીયું.

પુતળી બોલી કે હે રાજા! હું શું બયાન કરૂં. આટલીજ વાત સાંભળીને તારૂં મન આટલું બધું ઉકળી ગયું, તો તે રાજાની રતીસતર વાત સાંભળી તું મહેજ શરમીંદા પડી જશે; અને લોકોમાં પણ તું હલકો થઈ જશે એટલુંજ નહીં, પણ વળી તેઓ તારી હાંસી કરશે. માટે નહીં કેહેવામાંજ સારૂ છે. હમારા તું શું કકડે કકડા કરવાનો છે. જે દિવસથી હમો રાજા વિકરમાજિતથી જુદાં પડીયાં છઈએ તેજ દાહડેથી હમો મરી રહેલાં છઈએજ, અને સિંહાસન ભાંગી રહેલું છે. હવે હમોને જીંદગીનો શું ડર છે.

આ હકીકત સાંભળી રાજાનો દીવાન પુતળીને કેહેવા લાગીઓ કે તું સઘળી આડી ટેડી વાત પડતી મુકી તારા રાજાનું બયાન કર. હવે ગુસસો છોડીદે, અને રાજા ભેદ ભાંગ. આ ઉપરથી પુતળી કેહેવા લાગી કે, અંબાવતી નગરીમાં સાકેબંધ નામનો એક બળવાન રાજા રાજ કરતો હતો. તેનો દબદબો ઘણો ભારે હતો, તથા તે દેવતાઓને પુજતો હતો; અને તમામ દુનીઆનું પાલણ કરતો હતો. તેની હકીકત હું તને જાહેર કરૂં છું તે તું રાજા ચીત દઈ સાંભળ.

એજ નગરીમાં અસલ કોઈ શામ-સ્વયંવર નામનો એક રાજા રાજ કરતો હતો. તે જાતે બરાહમણ હતો. બોતરફ તે ગંધરવસેન નામે ઓળખાતો હતો. તે ચાર જુદી જુદી જાતની બાઈડીઓ પરણીઓ હતો. એક બરાહમણી, બીજી ક્ષત્રીણી, ત્રીજી વૈશણી, અને ચોથી સુદરાણી. એ ચાર માંહેથી બરાહમણી ઘણી ખુબસુરત તથા નાજુક હતી. તેનાથી

રાજાને એક પુત્ર થયો. તેનું નામ બરહુમનીત રાખીયું. તે એક મોહટો પંડિત થઈ ગયોછે. એ રાજાના જેવો પણ આખુણ પુરથની ઉપર કોઈ પંડીત નોહોતો. તેને એટલા બધાં ઈલિમ આવડતા હતા કે, એકવાર તે મોતનો હેવાલ પણ કહી શકતો હતો; એટલે મોત કીયારે થશે, કેમ થશે તે સઘળું આગળથી તેના જાણુવામાં આવતું હતું: તેને ક્ષત્રીણીથી તણ પુત્ર થયા. તેહમાં એકનું નામ સંખ, બીજાનું નામ વિકરમ, અને તીજાનું નામ ભરથરી રાખીયું. તેઓએ ક્ષત્રીઓનો ધરમ અખતીઆર કીધો. જોયા હોય તો તેઓ એકથી એક વધારે બળવાન હતા તથા બધા રાજાઓને માથે હતા. વૈશાણીથી જે પુત્ર થયો તેનું નામ ચંદર રાખીયું, તે ઘણો સખી તથા રેહમ દીલનો હતો. શુદરાણીને છોકરો થયો તેનું નામ ધનવંતરી પાડીયું. તે દાકટરીમાં ઘણોજ પરવીણ હતો. આ પરમાણે તે રાજાને એકથી એક સરસા છોકરાઓ હતા.

બરાહમાંણીથી જે પુત્ર થયો હતો તે રાજાની દીવાનગરો કરતો હતો. પણ કંઈ તકસોરમાં આવવાના સબબથી રાજાએ તેના પાસેથી અખતીઆર છીનવી લીધો. છોકરો બાપનું ગામ તજી ધારાપુરમાં જઈ રહયો. તાંહાં એ રાજાના સઘળા વડીલો રેહેતા હતા. તેઓએ તેને ઘણો આદરભાવ કીધો. થોડા દિવસ પછી શામસ્વયંવરે તાંહાંના રાજાને દગો કરી મારી નાખીયો, અને તેનું રાજ પોતાના સવાધીનમાં લઈ ઉજન નગરીમાં આવી વશીઓ અને તાંહાં મરણ પામીયો.

એ રાજાના મરણ પછી તેને સનાણીથી થયલો પુત્ર સંખ આવી ગાદી ઉપર બેઠો, અને રાજ કરવા માંડીયું. એક દાહાડો કેટલાએક પંડીતો આવી રાજા સંખને કેહેવા લાગીયા કે, હે રાજા તારો કોઈ દુશમન પેદા થયોછે. આ વાત સાંભળતાંજ તે ઘણો અસુંખો પામી ગયો. બરાહમણો ફરીથી બોલીયા કે હમો સઘળાઓએ શાસતર તપાસી જોયું તો તેમા તમોને કહેલો હેવાલ માલુમ પડેછે ખરો, પણ વળી તેની સાથે એક બીજી વાત પણ હમોને એવી માલુમ પડીછે કે તે હમારાથી તાહરે મોહડે કેહેવાતી નથી. રાજાએ તેઓને કહીયું કે ખેર જે થનાર હશે તે થશે. તમો તે વાત મને કહો.

(અધુરૂં).



## સ્ત્રી ઉપયોગી સૂચના.

જુવાન ઓરતો પોતાની ભરજુવાનીમાં આવ્યાથી ઘણી વખત કેટલાએક કુદરતી ફેરફારોથી ઘણી ઘાસતીમાં આવી જાયછે. જરૂર કરીને જ્યારે તેવી જુવાન ઓરતો બીજી ઉમરે પુગેલી અને દુનીઆના વેહેવારથી જાણીતી ઓરતોથી દુર હોએછે—એટલે જે તેઓને એક બીજાં સાથે બોલવા ચાલવાનો તથા પોતાનાં દીલના વીચારનો ખુલાસો કરવાનું બની નથી આવતું, ત્યારે બીચારી વધારે ચીંતાતુર અને ઘાભરી થઈ જાએછે, અને પેલા કુદરતી ફેરફારને એક આફત તથા મોટું દુઃખ સમજેછે. આવે વખતે તેનાં મનનો વેહેમ દુર કરી, તેની ઘાસતીનો અંત લાવવો, એ શું ધરમનું અને દયાનું કામ નથી?

કુદરતી ધારા અને કાએદા કેવી તરેહનાછે તે થોડા ઘણા પણ સર્વ કોઈને જાણવા જરૂરનાછે; અને તે નહીં જાણવાથી ઘણી વખતે અનજાણી ઓરતો કેટલી ફીકરમાં ફસી પડે છે કે, તેથી કોઈ વખતે તેની જીંદગીનો પણ

અંત આવેછે. ઓરતોનું દીલ તથા હઈયું એવું તો નરમ તથા કોમળ હોએછે, તથા તેઓ એટલી તો શરમ રાખેછે કે, પોતાઉપર ગમે તેવું કઠણ દુઃખ પડ્યું હોએ, તોપણ તે ખમેછે, અને પોતાનું હઈયું કઠણ કરી તેને દાબી રાખેછે.

આવી તરેહનાં (જેઓનું બયાન થઈ નહીં શકે એવાં) દુઃખમાંનું એક દુઃખ પેહેલવેહેલું દસતાન બેશવાનું પણછે, અને તે વખતે પેલી જુવાન, ભોલી તથા નહીં જોએલા ફેરફાર જોવાથી ગભરાએલી ઓરતોને દુઃખમાંથી તથા ફીકરમાંથી છોડવવાની મતલબથી આ સતરો લખીછે, કે તેઓ એકાંતે એમ સતરો વાંચીને પોતાની ફીકર તથા ધાસતી આ ફેરફારને કુદરતી ધારશે, એમ સમજીને દુર કરે.

આ ઘણી દલગીરી ભરેલી વાતછે કે, આપણી ઓરતોમાંથી ઘણીઓને વાંચતાં પણ નથી આવડતું; અને વળી કેટલીએકની અકલ એવી હોએછે કે, તેમને વાંચી સંભળાવેથી પણ સમજી શકતી નથી. પણ જેઓ વાંચી જાણેછે તેઓને, તથા જેઓ હમણા શીખેછે તેઓને, આ સૂચના જરૂરની થઈ પડશે.

છોકરીઓને ભણાવવી તેની મુખ્ય મતલબ એટલીજ છે કે, તેઓ દુરગુણોથી દુર રેહે; પણ જેઓ નથી ભણતાં તેઓમાં દુરગુણ ભરપુર હોએછે; તોબી આખેર છોકરીઓ ભણી, તોપણ તેને કોઈ વખતે વગર ભણેલી આગળ દુનીઆની ચરચા સમજવા જવાની જરૂર રેહેશે—એટલે તે ઉપરથી તેને નિશાળમાં નીતીનો ઉપદેશ કરનાર જે ગુરૂ તેનાં કર્તાં અનીતી આપનાર વગર ભણેલી દુરગુણી ઓરત મોહાગુરૂ થઈ બેસેછે. જ્યાંહાં નીતી મળતી તે ત્યાંહાંની શરખી નિશાળ, અને જ્યાંહાં દુનીઆની બીજી વાતો શીખાએછે તે બાહરશાળા થઈ પડશે; વાસતે તેવી નીતીવાન અને ભણેલી ઓરતોને દુનીઆના રસતાને પોતાની મેળે જાણી શકે એટલા સાર, અને માહીતી ધરાવનાર પણ અનીતીવાન અભણ સ્ત્રીઓ પાસે જવાની જરૂર નહીં પડે એટલા સારૂ, આ વીચારો સુખસરમાં લખ્યાછે.

---

## ભાગ પેહેલો.

### દસતાન* વિષે.

દસતાન એ એક ઓરત ભર જુવાનીમાં આવેછે તેની નિશાનીછે. હવે દસતાન એટલે શું? દસતાન એટલે ઓરતના ગર્ભસ્થાનમાંથી દરેમાસે જે લોહીનાં રંગના જેવો પાણી જેવો પ્રવાહી પદાર્થ વેહેછે તે. આ નિશાની પેહેલવેહેલી માલુમ પડ્યાથી, આગળ જે બાળકને આપણ નાદાન છોકરી કેહેતા હતા, તેનો એક દરજ્જો વધે છે. એટલે તે હવે છોકરી એ નામથી નથી ઓળખાતી, પણ બાઈડી અથવા સ્ત્રી એ નામે ઓળખાએ છે, અને આવાર પછી તે ગર્ભ ધારણ કરવાને લાયક થાએછે.

દસતાન બેશવાનો વખત ઘણું કરીને પંદરમે વર્ષેછે.

---

* દસતાન એ શબ્દ પારસીઓમાં વપરાએછે. હિન્દુઓમાં એ નિશાનીને વાસ્તે બીજા બોલો વાપરેછે. તેઓ આ પ્રમાણે, અડકાવવું, છેટાવવું, આગળો બેસવું, અબોટાવવું, દુર બેસવું, માથે આવવું, બારે બેસવું, વીટાળેલી, રજસ્વલા, વસ્ત્ર આવતી ઈત્યાદિ. મુસલમાનમાં સીરગેલીએ બીજા દસતાનને વાસ્તે વપરાએછે. બીજા લોકોમાં કોઈ ઓરત દસતાન બેઠીછે એમ પુછવું હોય તો આ પ્રમાણે પુછેછે, "તમખુગરાઆઈઓ."

આ નીચેના કોઠા ઉપરથી દસ્તાન જુદા જુદા દેશોમાં જુદે જુદે વખતે દેખાએ છે, તે માલુમ પડેછે.

| ઊમર. | ઇંગ્લંડ | ફ્રાન્સ. | જર્મની | હિંદુસ્થાન. | જુમલે |
|---|---|---|---|---|---|
| ૫ | ૦ | ૧ | ૦ | [illegible] | ૧ |
| ૬ | ૦ | ૦ | ૦ | | ૦ |
| ૭ | ૦ | ૧ | ૦ | | ૧ |
| ૮ | ૦ | ૨ | ૦ | | ૨ |
| ૯ | ૪ | ૧૧ | ૦ | | ૧૫ |
| ૧૦ | ૧૪ | ૩૪ | ૦ | | ૪૮ |
| ૧૧ | ૧૮૭ | ૧૧૬ | ૦ | | ૩૦૩ |
| ૧૨ | ૨૦૭ | ૧૫૫ | ૬ | | ૩૬૮ |
| ૧૩ | ૩૩૮ | ૧૯૮ | ૧૮ | | ૫૫૪ |
| ૧૪ | ૫૨૦ | ૨૭૧ | ૪૮ | | ૮૩૯ |
| ૧૫ | ૫૨૫ | ૩૩૬ | ૬૫ | | ૯૨૬ |
| ૧૬ | ૪૫૧ | ૨૩૫ | ૬૫ | | ૭૫૧ |
| ૧૭ | ૩૬૦ | ૧૯૫ | ૩૯ | | ૫૯૪ |
| ૧૮ | ૨૦૫ | ૧૩૫ | ૩૯ | | ૩૭૯ |
| ૧૯ | ૯૯ | ૬૪ | ૨૧ | | ૧૮૪ |
| ૨૦ | ૪૯ | ૪૨ | ૨૦ | | ૧૧૧ |
| ૨૧ | ૧૧ | ૧૩ | ૫ | | ૨૯ |
| ૨૨ | ૪ | ૮ | ૨ | | ૧૪ |
| ૨૩ | ૨ | ૫ | ૩ | | ૧૦ |
| ૨૪ | ૦ | ૩ | ૧ | | ૪ |
| કુલ. | ૨૯૦૫ | ૧૯૨૫ | ૩૩૨ | | ૫૦૬૨ |

આ કોઠો જુદી જુદી ઉમરે દસ્તાન બંધ થઈ જાએછે તે બતાવેછે.

| ઊમર. | ઊમર. | ઊમર. | ઊમર. |
|---|---|---|---|
| ૩૪—૧ | ૪૩—૪ | ૫૨—૧૭ | ૬૧—૪ |
| ૩૫—૩ | ૪૪—૧૪ | ૫૩—૧૧ | ૬૨—૫ |
| ૩૬—૩ | ૪૫—૩૫ | ૫૪—૧૩ | ૬૩—૬ |
| ૩૭—૪ | ૪૬—૨૧ | ૫૫—૭ | ૬૪—૭ |
| ૩૮—૭ | ૪૭—૩૦ | ૫૬—૭ | ૬૫—૨ |
| ૩૯—૧૧ | ૪૮—૪૯ | ૫૭—૩ | ૬૬—૩ |
| ૪૦—૨૯ | ૪૯—૩૦ | ૫૮—૭ | ૬૭—૨ |
| ૪૧—૧૩ | ૫૦—૪૭ | ૫૯—૪ | ૬૮—૧ |
| ૪૨—૨૮ | ૫૧—૨૦ | ૬૦—૧૪ | ૬૯—૫ |

ગર્ભ ધારણ કરવાની શક્તિ અથવા દસ્તાન છોકરીઓમાં ત્રીજાથી તે પાંત્રીસ વર્ષ સુધી જારી રેહેછે. દસ્તાન બીલકુલ પીસતાળીસથી તે પચાસ વર્ષના દરમીઆનમાં બંધ થાએછે. પણ કેટલાંએક કારણોથી દસ્તાન મોડું વેહેલું એમ થાએછે, તેહમાનાં થોડાંક આ જગોપર કહીએ છૈયે.

૧ પેહેલું, હવા. દસ્તાન ગરમ દેશમાં રેહેનારી ઓરતને થંડીના દેશમાં રેહેનારી ઓરત કર્તાં વેહેલું થાએછે. યુરોપની દક્ષણ તરફના દેશમાં અગીઆર વર્ષની વયની પેહેલાં ભર જુવાની દેખાએછે. ઉત્તર તરફ વધારે થંડીના દેશમાં જુવાની પંદર અને સત્તરમે વર્ષે થાએછે, તાંહાંલગી ઓરત દેખાતી નથી. વળી એશીઆ અને આફ્રીકા ખંડમાં વસનારી ઓરત ૧૦ વર્ષની હોએછે ત્યારે જુવાનીમાં આવેલી દેખાએછે.

કેટલાંએક વર્ષપર એક અંગ્રેજ ગૃહસ્થ માલટામાં રેહેતો હતો, અને તે મોટો સરકારી ઓહદો ધરાવતો હતો, તેનાં લખાણ ઉપરથી માલુંમ પડ્યુંછે કે, તાંહાંની છોકરીઓમાં નવ અથવા દશ વર્ષની વયમાં જુવાની દેખાએછે. મુસલમાનોના મોટા પેગંબરે પોતાની બઈરીઓમાંની એકની સાથે જ્યારે તે આઠ વર્ષની હતી ત્યારે નેકા કીધા હતા.

હવે બીજી તરફ નજર કરતાં, એટલે સ્વીડન, નારવે અને રૂશીઆના કેટલાક ભાગમાં, દસ્તાન ઓરતોમાં સત્તર અથવા અઢાર વર્ષ લગી દેખાતું નથી. લાપલાંડમાં તથા બીજા ઉતર તરફના થંડા દેશોમાં વીશ અથવા એકવીશ વર્ષની સ્ત્રી થાએછે, તાંહાંલગી દસ્તાન થતું નથી; અને તે સાઠ વર્ષની થાએછે, તાંહાંલગી બરોબર વખતે જારી રેહેછે.

(અધુરું)

—ooo—

## MARRIAGE OF HINDU WIDOWS.

The Sastras promulgated by these Rishis (Sages) are the Dharma Sastras.* The people of India (Hindus) observe those Dharmas (duties) which are enjoined in these Sastras; and acts are considered proper or improper according as they are consonant or opposed to these Dharma Sastras. Hence the marriage of widows will be countenanced, if conformable, and repudiated, if repugnant, to the Dharma Sastras.

Now it is to be considered whether all the Dharmas inculcated in all the Dharma Sastras are to be observed in all the Yugas (Ages). There is a solution of this question in the first chapter of the Dharma Sastra of Manu:

अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे ।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥

"Human power decreasing according "to the Yugas, the Dharmas of the "Satya Yuga are one thing, those of the "Treta another; the Dharmas of the "Dwapara are one thing, those of the "Kali another."

That is to say, the Dharmas, which the people of prior Yugas practised cannot now be observed by the people of the Kali Yuga, because human power decreases in every successive Yuga. Men of the Treta Yuga had not the power of observing the Dharmas of the Satya Yuga, those of the Dwarpara could not observe the Dharmas of either the Satya or Treta Yuga, and those of the Kali Yuga lack strength to follow the Dharmas of the Satya, Treta or Dwarpara Yuga.

It clearly appears, then, that the people of the Kali Yuga are unable to practise the Dharmas of the past Yugas; and the question arises what are those Dharmas which the people of the Kali Yuga are to observe. In the Dharma Sastra of Manu it is merely stated that there are different Dharmas for the different Yugas; but the Dharmas peculiar to the different Yugas have not been specified. Neither in the Dharma Sastras of Atri, Vishnu, Harita and others mention is made of these different Dharmas. Certain Dharmas are indeed inculcated in these Dharma Sastras; but it is difficult to determine the Dharmas which, owing to the decrease of human power in successive Yugas, are appropriate to each Yuga. It is in the Parasara Sanhita only that there is an assignment of the Dharmas peculiar to the different Yugas. Thus it is mentioned in the first chapter of the Parasara Sanhita:

कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ।
द्वापरे शाङ्खलिखिताः कलौ पाराशराः स्मृताः ॥

"The Dharmas enjoined by Manu are assigned to the Satya Yuga; those by Gotama to the Treta; those by Sankha and Likhita to the Dwapara; and those by Parasara, to the Kali Yuga."

That is, the people of the Satya, Treta and Dwapara practised the Dharmas prescribed by Manu, Gotama, and Sankha and Likhita respectively; and the people of the Kali Yuga are to observe the Dharmas prescribed by Parasara.† It is clear, therefore, that as Parasara has prescribed the Dharmas of the Kali Yuga, the people of the Kali Yuga ought to follow the Dharmas prescribed by him.

On observing how the Parasara Sanhita opens, there will not remain the shadow of a doubt that its sole object is to promulgate the Dharmas of the Kali Yuga.

अथातो हिमशैलाग्रे देवदारुवनालये ।
व्यासमेकाग्रमासीनमपृच्छन्नृषयः पुरा ॥
मानुषाणां हितं धर्मं वर्त्तमाने कलौ युगे ।

* Besides these, the Sastras promulgated by Narada, Baudhayana and fourteen other Rishis are reckoned as Dharma Sastras.

† It may be asked if the Dharma Sastras promulgated by Manu alone were to be followed in the Satya Yuga, that of Gotama alone in the Treta, that of Sankha and Likhita alone in the Dwapara and that of Parasara alone in the Kali Yuga, when are the Dharma Sastras composed by the other sages to be observed. But this question admits of an easy solution. The Dharma Sastras of Manu, of Gotama, of Sankha and Likhita and of Parasara are peculiar to the Satya, Treta, Dwapara and Kali respectively and such parts of the other Dharma Sastras as are not at variance with those prominent Sastras are to be followed in those Yugas.

—o—

# મીસાવડો.

OR

THE MISCELLANY

અંક ૩૩—પુ૦ ૩ ] મુંબઈ, માસ ફેબ્રુવારી, સને ૧૮૭૧. [ કીં૦ આના ૨

## એએ માનવી તું કદી નાઉમેદ થતો ના.

આપણ સઘળાં સારીપઠે જાણીએ છૈએ કે આ દુન્યાનીઆમાં આદમ જાતને બહુ હંગામો વેઠવાની છે ને ઘણી વાતની નાઉમેદીઓમાંથી પસાર થવાનું છે. મગર આશા અને ઉમેદનાં હસતાં મુખડાંને આવકાર દેવાનું બંધ કરવું એના જેવું મુરખાઈનું બીજું એકે કામ નથી. ઉમેદનો ચેહેરો મીઠો ને તેનું મુખડું હસતું છે એટલા માટેજ તેને ખુશાલી ભરેલો આવકાર દેવાની જરૂર છે એમ સમજવું નહી, પણ જાંહાંવેર આપણી જીંદગી હયાત છે તાંહાંવેર આપણા ઉપર કંઈપણ સુખ દુખ વીતવાની વકી છેજ, માટે આશાના આધાર ઉપર લટકી રહેવાની જરૂર હોવાથી તેને હર પલે આવકાર દેવા માટે તઈઆર થઈ રહેવું જોઈએછે.

આપણી જીંદગીનો પ્રવાહ કંઈ એકજ પ્રકારે વેહેવાનો નથી અથવા જીંદગીનો સઘળો વખત એક સરખોજ ગુજરવાનો નથી અથવા એકની એક સ્થીતીમાંજ આપણે પડી રહેવાનાં નથી. આપણી ગરજ ન છતાં કોઈ બેમાલુમ શકતીઓ આપણને આગળ વધવાને ફરજ પાડવાસારૂ કામે લાગેલીજ હશે; આપણા મનમાં ચીતમાં નહી હશે તેવી વખતે આપણી સનમુખ કોઈ ગેબી બનાવ એવા આવી ઉભા રહેશે કે આપણને કંઈ નહી ને કંઈ પણ કામ કરવાની ફરજ પાડશે, ને પછે તેમાંથી, આપણે કદી વકી રાખેલી નહી એવું પરીણામ નીપજશે—તે પરીણામ ચાહે તો સારૂં નીવડો કે માઠું—મગર કંઈ પણ પરીણામ નીપજવાનું ખરૂં, ને આપણી જે હાલત હતી તેમાં કંઈપણ ફેરફાર થવાનો. દુનીઆમાં જનમ જારે લીધોછે તારે તરેહ કીસેમનાં કામો આપણને કરવાં પડવાનાંજ; તરેહ કીસમનાં માણસો સાથ આપણને સંબંધ અથવા દોસ્તી કરવી પડવાનીજ, અને તરેહ કીસમનાં ચાપદીઆ આપણા ઉપર વીતવાનાંજ; તોપણ આપણે એમ તો કદીબી ધારીશું નહી કે આપણે જે જે કામો કરીશું તે સઘળાંનું પરીણામ માઠુંજ નીવડશે. નવા સંબંધો જે પાડશું તે સઘળા ખોટજ નીવડશે, નવા દોસ્તો જે કરીશું તે સઘળા દુશમનોજ થઈ લાગશે અથવા ચાપદીઆં જે વીતશે તે સઘળાં દુખ ભરેલાંજ વીતશે.

આપણા ઘરમાં સરદી અથવા અંધારૂં હોય, તે ઉપરથી આપણને એમ ન ધારવું જોઈએ કે ગામમાં કેધે સુરજ પ્રકાશતો નહશે. સુરજની ગરમી અને ઉજાસને આ-

પણા મકાનમાં દાખલ કરવા માટે આપણને જે કરવાનું રહીછે તે એટલુંજ છેકે ઘરના બારીઓ દરવાજા સઘળા ખુલા કરી આસેપાસે હરકત કરનારી જે ચીજો વચે પડી હોય તે ખસેડવી, ને એમ કીધું કે તુરત સુરજની રોશની અને તેનો તાપ એકદમ આપણાં ઘરમાં દાખલ થઈ સરદી અને અંધારાંને દુર કરવાનો. એજ મુજબ આપણી જીંદગીના બંધ દરવાજા કોઈબી વખતે ખુલી જવાના અને દુનીઆદારીનાં સુખનો સુરજ આપણા જીગરમાં પ્રકાશી નીકલવાનો, વાસ્તે અએ માનવી દરેક અને સઘલી બાબદોમાં તારે ધીરજ અને સબુરી એખતીઆર કરી આશા ઉપર ઉમેદ બાંધવી સજાવારછે; એતો વખતે એમબી હશે કે જે ફીરસતો તારે માટે કોઈ ખુશ ખબ્બરની વધાઈ લઈ આવવા નીકલેલો છે તે રસ્તામાં કેશે ખોવાઈ પડીઓછે અથવા કેથે રોકાઈ પડીઓછે, સબબ તેને તારી હવેલીએ આવી લાગતાં અસુરું થયું હશે, મગર તારું જો યકીન સખત ને ઈમાન સાબુત છે તો તારે ખુબ કરી જાણવું કે મોડે પેહેલે તે નેક ફીરસતાની કદમ બોસી કરવાનું તારા સરજતમાં છેજ. વાસ્તે અએ આદમના બચા તારે તારી દરેક આફતમાં, તારી દરેક ગીરફતારીમાં અને તારાં દરેક કામમાં તારે જે કંઈ કરવાનુંછે તે એજ છે કે ઉમેદના મેહેલના મનારા પર ચઢી આશાના રથ પર સ્વાર થઈ દોરતા આવતા ફીરસતાને રૂડો આવકાર દેવાને હસતા મુખરા ને ખુશ ચેહેરાથી તઈઆર થઈ રેહેવું જોઈએ છે—અગર જો આટલી સબક તેં બારીકીથી ધીયાનમાં રાખોઓ તો સત કરી માનજે અએ માનવી કે તુને ફરીઆદ કે અફસોસ કરવાનું કશું કારણ રેહેવાનું નથી.

---

## ડાકટર વિલસન.

ડાકટર વિલસન સાહેબ આ ફાની દુનીયામાંથી કુચ કરી ગયાછે એથી આપણા દેશીઓમાં મ્હોટો ગમ ઉત્પન્ન થયોછે એમાં કંઈ નવાઈ જેવું નથી. કેટલાક પરદેશીઓ એટલે અંગરેજો વગેરે મિત્રો વારંવાર બોલેછે કે, હિંદુસ્થાનના લોકો અનઉપકારી અને બેમુરવત છે; એ તેઓનું બોલવું કેવું નિરાધાર અને ખોટું છે એનો એક તાજો દાખલો દેશીઓ પરોપકારી અને માયાળુ ડાકટર વીલસન વિશે જે શોક કરેછે તેપરથી મળી આવેછે. એ મરનારે પોતાની જીંદગીનો મ્હોટો ભાગ દેશીઓનું કલ્યાણ થાય એવાં કામ કરવામાં કાઢયો હતો, અને આ વાત ધ્યાનમાં રાખી તેઓ એ વિદ્વાન અને દયાળુ ગૃહસ્થનાં મરણથી મ્હોટો સંતાપ પામ્યાછે.

હમારા ઘણાક વાંચનારાઓને માલુમ છે કે, આપણા પ્રખ્યાત અને ચંચળ ડાકટર ધીરજરામ દલપતરામના ભાણેજ મિ૦ ગીરધરલાલ રતનલાલ દફતરી આજ પાંચ વર્ષપર ઈંગલંડમાં વૈદક વિદ્યા મેળવવા સારૂ પ્રવાસ કરતા હતા, તે ભાઈએ પોતાના મામા તરફથી ડાકટર વીલસને દેશી ભાષાઓ વિશે આપણી યુનીવરસીટીમાં કેવી મહાભારત સુચનાઓ કીધી હતી તેની ખબર સાંભળી, ત્યારે તેણે તે વિશે શું લખાણ કીધું તે આ નીચે ટકેલો ફકરો વાંચવા ઉપરથી માલમ પડશે.

"Our good old friend Dr. Wilson has it appears done something for our people even on the very eve of his departure. One can hardly help shedding tears at his absence from our country temporary though it be. The encouragement of the different languages

by our University is a serious question; and it is difficult to say what might be the fate of our Vernaculars ten years hence. I am afraid we are labouring in a wrong direction and merely wasting our strength and resources. We shall think of this when we meet again." *London, 11th March* 1870.

## હાથના ઊપલા ભાગનું હાડકું.



હાથનો ઉપલો ભાગ જેને આપણે ભુજ કહીયે છઇયે તેની અંદર આ હાડકું રહેલુંછે. એ ઉપર ખભું અને નીચે કોહોણી સાથે જોડાયલુંછે.

## સીતા.

(સાંધણ પાને ૧૨૨ થી.)

સાંહાંજ પડી, લોકોની ભીડ ખાલી થઇ ગઈ અને દુકાનદારો દુકાન બંધ કરી પોતપોતાને ઘેર જવા લાગ્યા. આ બજારની જગોપર કેટલીક મોટી ઈમારતો આવી હતી પણ તેઓમાં આ સોનીની ઈમારતના જેવી સોભાયમાન બીજી એકુ નોતી. તે જેહેવી બાહારથી તેવીજ અંદરથી ભભકાદાર હતી અને તેની અંદર સઘળી વાતની સગવડતાને સારૂ જરૂરીયાત સાધનો પુરાં પાડવામાં આવ્યાં હતાં. આગલા દરવાજા ઉપર "શ્રી ગોવિંદ પ્રસન" એ શબ્દો લખેલા હતા. એ ઘરનો ધણી લોકોમાં સારી પ્રતિષ્ઠા ધરાવતો હતો. તે લગભગ ૬૦ વરસનો થવા આવ્યો હતો પણ તેના ચેહેરાપરથી જાણે તે ભરજુવાન હોય તેમ દેખાતું હતું. વખતેવખત તેનો ચેહેરો કરમાઈ જતો હતો તે ઉપરથી સેહેજ વાતવાને બની આવતું હતું કે, તે કોઇપણ તરેહની અફસોસીમાં ગીરફતાર હતો. તે અફસોસી સંતતી તરફની હતી. હેની પેહેલી બઇરીને બે છોકરા થયા હતા તેઓ બન્ને ભરજુવાનીમાં મરણ પામ્યા અને તે વાતને ઘણા દીવસ નહીં થયા એટલામાં તેઓની જનેતાએ પણ રૂકસત લીધી. એણે બીજી વખત લગન કીધાં તે બઇરી પણ થોડા દાહાડાજ જીવી. હવે હેને બધામાં પોતાના વડાં દીકરાની દીકરી સીતા હતી. એ સીતાની શાદી પેલા હરીદાસ સાથે કીધી હતી અને એ લગન ઘણીજ ધામધુમથી થયાં હતાં. સીતાને પેટે એક પુત્ર અવતરેલો હતો તેનું નામ લાલુ પાડ્યું હતું. સીતા પોતાનાં બચ્ચાંને લઇને મરની અગાશી ઉપર બેસી

બજારનો તમાસો જોઈ રહી હતી. આ દાહાડે એ ઘરનો ધણી પણ ઘણો કામમાં હતો. તેણે કેટલુંક ભારે લેણદેણ કીધું હતું. સાંહાંજના બધો હીસાબ મેળવી, બાકી ખેંચી તે બરી હતી તે તપાસી જોવા સારૂ નાણાંના જે હજાર હજારના થેલા હતા તેને જોખ્યા અને તેઓને પાછા બંધોબાર ઓરડામાં મુકી દરવાજા બંધ કીધા. ગુમાસ્તાઓને બધાને વીદાય કીધા અને પોતે વાળુપાણી કરીને ગોરદેવની સાથે શેતરંજ ખેલવા બેઠો. ખેલતાં ખેલતાં ભટજી માહારાજે પુછ્યું કે, જજમાન રાજા, હમોએ વરત્યું હતું તે મુજબ તમારો આજનો દાહાડો સારો ગયો બરો કેની વારૂ? જજમાને કહ્યું કે, હા દેવતા, ઘણી સારી રીતે ગયો; પણ વધારે ખુશીની વાત એ હતી કે, સીતા અને તેનો છોકરો અહીંયાં આવ્યાં હતાં તેઓને જોઈને મારા જીવને ઘણોજ આનંદ થયો. ઇશ્વર એ માદીકરાને સલામત રાખે. ભટજીએ કહ્યું કે, સીતા તો ખરે એક ઇંદ્રની અપછરાછે; એના જેવી ખુબસુરત ઓરત તો આ જાહાનમાં કેથાં પણ નહીં હશે. સોનીજી બોલ્યા કે, ભટજી માહારાજ પેલા બે પીતરાઈ ભાઈયો વચ્ચે ખટપટ ચાલતી હતી તેનું શું થયું? ભટજીએ કહ્યું કે, મેતો હેવું સાંભળ્યું છે કે, હવે તો તે પંચાયત પતી અને તકરારનો ફડચો થયો. તારે ભાઈ એમ નથી. રામદાસે અપીલ કીધીછે અને તેનો સમન આજેજ હરીદાસ ઉપર આવ્યોછે. એ બન્ને ભાઈઓ પણ હેવા હઠપર આવ્યાછે કે, તેમાં આપણે કઈ કેહી શકતા નથી. રામદાસને તો સ્થાવર અને જંગમ બન્ને મીલકતો જોઈયે છે. બાકી જો થોડા રૂપીઆ લઈને હાથ ઉઠાવતો હોય તો તેટલા હું આપી છુટું અને કજીઆનો અંતઆણું. હરીદાસ હેવી જીદ પર ચઢયોછે કે, રામદાસને એક કોડી પણ નહીં આપું. પણ ભટજી તમો એ લોકોના સેતારા ઉપરથી સેહેજ વરતી શકશો કે, એ કજીઆનો શો નીવેડો આવશે. ભટજીએ આંગળાનાં બેડકાંપર "ધન, મકર, કુંભ" કરવા માંડ્યું અને કહ્યું કે, કજીઆનું છેવટ એકદમ બલકે આજે રાતના આવવું જોઈયે; પણ મારા હીસાબમાં કંઈ ગ્રગડના સામાન જેવું વચ્ચે આવેછે તે શું છે તે હું જ્યાં લગી ઘેર જઈને બીજા કેટલાંક પુસ્તકો જોઉં ત્યાંસુધી મારાથી તે કેહી શકાય નહીં; પણ રામદાસની હીલચાલ ઉપરથી માલમ પડેછે કે, તે પેલા બ્રાહ્મણની સલાહ મુજબ ચાલેછે અને તેના દમપર આટલું બધું કુદેછે. તેનામાં વિદ્વતાનું એટલું બળછે કે, આપણાથી રામદાસની ભુલ કહાતી નથી. આપણી મિતાક્ષરાનુંતો તે મહોઢેથી ભાષ્યન કરી જાએછે. સોનીજીએ કહ્યું કે, હા અલબત્ત, એતો ખરી વાતછે. સીતા પણ કેહેતી હતી કે, એ બ્રાહ્મણ તેને ત્યાં કથા કરવા આવ્યો હતો તે વખતે સાવીત્રીની વાત તેણે કહી તે સાંભળી સીતાની આંખમાં પાણી ભરાઈ આવ્યાં હતાં; પણ તેનામાં એબ એજછે કે, તેનો તથા તેના ચેલાઓનો ચેહેરો ઘણોજ બીહામણો અને મારકણો હતો. આ વાતમાંનેવાતમાં શેતરંજનો ખેલ બરોબર ચાલ્યો નહીં. આખરે સોનીજી ઉઠ્યા અને રાત લાંબી ગઈ હતી તેથી સઉસઉને ઠેકાણે થઈ ગયા. (અધુરૂં.)

—•—

## બતરીશ પુતળીની વાત.

(ચાંધણ પાને ૧૨૫ થી)

આ ઉપરથી બરાહમણોએ રાજાને કહીંયું કે હમારી ધારણામાં એવું આવેછે કે, તને

આરી રાજા વિક્રમ રાજ્ય કરશે. આ વાત રાજાને કાને પહતાંજ તેને ખડ ખડ હસવું આવીયું, અને બોલવા લાગીઓ કે એ પંડીતો બાવલાં જેવાછે, અને તેઓમાં કાંઈ ગની-આન નથી તેથી આવું બોલેછે. એમ કહી એ. વાત એક કાને સાંભળી બીજે કાને કાહડી નાંખી. પંડીતો તો ઘણા શરમીંદા પડી ગયા, અને પોતાના મનમાં કેહેવા લાગીયા કે અરે! અરે! એણે આપણાં શાસ-તરને જુઠાં કીધાં અને આપણને પણ દીવાના ઠેરવીયા.

આ પરમાણે થવાથી પંડીતોએ કેટલાએક દાહડા સુધી પોત પોતના મકાનોમાં બેસી એ વાત વિશે નજુમ (જોશ) જોયા કીધાં. એમ કરતાં કરતાં કેટલાએક દિવસો વહી ગયા. બાદ એક દાહાડો એક પંડીત એવું બોલી ઉઠીયો કે, રાજા વિક્રમ કાંઈ નજદીક આવી પોહોંગીયોછે. બીજો બોલીયો કે અહીંયાંજ પાસેના જંગલમાંજ બેઠોછે. તીજાએ કહીયું કે તાંહાં એક તળાવ પણછે, અને તાંહાં તે અખાડો કરી પડીયોછે. આવી રીતની તકરાર થઈ રહી હતી, એટલામાં એક બરાહમણ તાંહાંથી ઉઠી તેની તપાસ કરવા સારૂ જંગલમાં ગયો. જંગલમાં જતાં વાર-નેજ તેણે જોયું તો રાજા વિક્રમ એક તળા-વની પાળ ઉપર મટોડીના માહદેવ બનાવી તેની પુજા કરી દંડવત (પગે લાગવું) કરી રહીયોછે.

આ જોઈને પેલો બરાહમણ તાંહાંથી પાછો ફરી, શહેરમાં આવીયો, અને સઘળા પંડીતોને સાથે લઈ રાજા સંખના દરબારમાં ગયો; અને કેહેવા લાગીયો કે તું હમારા શા-સતરને ખોટાં જાણતો હતો પણ મહેરબાન હવે શું કેહેછે? આ પાસેના અરણમાં રાજા વિક્રમ આવી પોહોંચીયોછે. આ સાંભળી રાજાથી કાંઈ જવાબ અપાયો નહીં. બીજે દિવસે તે પોતાના થોડાએક માણસોને સાથે લઈ તે વનમાં રાજા વિક્રમ શું કરેછે તે જોવા સારૂ ગયો.

તાંહાં જઈ જુએછે તો વિક્રમ રાજા તળાવમાં નાહી ધોઈ પોતાના આસન ઉપર બેસી માહદેવની પુજા કરવા લાગી રહીયો હતો. રાજા સંખ પણ તાંહાં જઈ સામાં ઉભો રહીયો. જેવો વિક્રમ માહદેવની પુ-જાથી ફારેક થયો તેવોજ સંખે પેલા મહાદેવ ઉપર પીશાબ કીધો. , આ જોઈ તેની સાથે આવેલા માણસો કેહેવા લાગીયા કે રાજાની અકલ બકલ જતી રહી કે શું! આ દેવતા ઉપર તે મુતરાય! તેમાંથી એક પંડીત બોલી ઉઠીયો કે, મહારાજ તમોએ આ શું કીધું. રાજાએ જવાબ દીધો કે, દેવતાને પુજવા કે આ મીટ્ટીને પુજવી? તારે બરાહમણ બોલીયો કે, રાજા હમોને એ દુરસ્ત નથી લાગતું ત-મારી મતી ખરે ફરી ગઈછે. એ વાત ખ-રીછે કે, માણસને મરવાનું હોય તારે પેલી કેહે-વત "(વીનાસકાળે વીપરીત બુધી)" મુજબ તેને અનાતીમાં મારવા સુઝેછે.

રાજા સંખ તેઓને કેહેવા લાગીયો કે તમો સઘળા દીવાના બની ગયાછો, અને મને પણ તમારી સાથે બેવકુફ બનાવવા માગોછો કે શું? જે નશીબમાં લખીયું હશે તેમ થયા વગર કદી પણ રેહેનાર નથી. પંડીતોએ-ધારીયું કે રાજાએ આપણું અપમાન કીધું-એમ બોલી તેઓ ચુપ રેહીયા; તારપછી સંખે વિક્રમને મારવાનો બંદોબસ્ત કીધો. તેણે કેએકસેવતી શાત લીટીઓ દોરી, અને તેના ઉપર અંતરેસી રાખ નાંખી. એ લી-ટીઓમાં એવું કફતક હતું કે, જે કોઈ તે ઉપર પગ મુકે તે પુતળું બની જાય. વળી

તેણે બીજી તજવીજ એવી કીધી કે, એક કાકડી મંગાવી ત્યાંહાં મુકી, અને એક છુરી મંતરીને પોતાના હાથમાં રાખી. એ કાકડી તથા છુરીમાં એવો ચમતકાર હતો કે, જે કોઈ તે છરી વતી પેલી કાકડી કાપે તેનું માથું કપાઈ જાય. આ પરમાણે કરી તેણે પંડીતોને કહીયું કે અપે રાજા વિકરમ કેમ આવશે. આ સીડીઓ ઉપર ચાલીને તે આવશે કે તુરતજ તે બેભાન બની જશે. અને જ્યાંથી તે બેહોશ થયો કે આ કાકડી ખાના આલશે એટલે એનુ સીર કપાઈ જશે. આ વખતે તેની સાથે બીજા જે ક્ષત્રી રાજાઓ હતા તેઓ પોતાના મનમાં વિચાર કરવા લાગીયા કે આ રાજાએ દગો કરીયોછે; પણ એ કોઈ ક્ષત્રીઓનો ધરમ નહીં. જુધ કરીને મારવો એ ક્ષત્રીનો ધરમછે; દગાથી તો હરકોઈ મારી શકે.

થોડીવાર પછી રાજા સંખે વિકરમને બોલાવી કહીયું કે આવો આપણે એક જગા ઉપર બેસી આ કાકડી ખાઈએ. વિકરમ જોગી હતો, અને તેને સઘળા ઈલમ માલુમ હતા તેથી તે પેલી સીડીઓ ઉપરથી બેધડક ચાલી જઈ તખત આગળ જઈ ઉભો રહીયો. આ જોઈ રાજા સંખ સાહડ થઈ ગયો. વીકરમે ઝટ જઈને તેના હાથમાહેથી છરી લઈ લીધી; અને રાજા ગાફીલ હતો તેવામાં તેના ગળામાં ભોકી દઈ તેને મારી નાખીયો.

આટલી વાત કહી રતન મંજરીએ રાજાને કહીયું કે, હે રાજા ભોજ! જો ઈશ્વરની મેહેરબાની હોય તો તંખતાનો મોહટો પાહડ બની જાય, અને પાહડનું તંખતુ થઈ જાય. માટે શાસતરમાં જે લખીયું છે તે ખોટું થતુ નથી. ઈનસાન જ્યારથી માના પેટમાં આવેછે તારથી ચાર ચીજ પોતાની સાથે લાવેછે—નફો, નુકસાન, દુખ અને સુખ. તણ લોક તથા ચઉદ તબકોમાં ગમે ત્યાંહાં જાય પણ નસીબમાં લખીયું હોયછે તે મીટતું નથી.

રાજા વિકરમ પોતાના ભાઈને મારીને ઘણો ખુશી થયો. તેના લોહીનું પોતાને કપાળે ટીલક કીધું, અને તખત ઉપર બેઠો. તેને અંમરો થવા લાગી; અને તે રાજનીતીથી ઈનસાફ કરવા લાગીયો. તેના તાબાના સઘળા રાજાઓ તેને ગાદી ઉપર બેઠેલો સાંભળી અતી આનંદ પામ્યા; અને તેઓ તેને મુબારકબાદી આપવા સારૂ આવીયા અને હરરોજ દરબારમા હાજર રહેવા લાગીયા. સંખની રાણી તેની સાથે સતી થઈ બળી મોઈ; અને સંખનું નામ દુનીઆ ઉપરથી ભુસાઈ ગયું.

આ પરમાણે કેટલાએક દિવસ સુધી રાજ કરીયા બાદ, એક દાહડો વિકરમ રાજાને શીકાર કરવા જવાની મરજી થઈ. તેણે જેટલા શીકારી કુતરા વગેરે જાનવરો રાખીઆં હતાં તેઓને તથા ભાલાવાળાઓને, તથા તીરકામઠાંવાળાઓને સાથે લીધાં, અને તે એક જંગલમાં ગયો. ત્યાંહાં એક હરણ તેના જોવામાં આવીયું તેની પંછાડી તેણે પોતાનો ઘોડો ફેકીયો. રાજા ઘણે દુરસુધી હરણની પંછાડી નીકળી ગયો. સાથેના સઘળા માણસો જુદાં પડી ગયાં; અને તે એક મોટા જંગલમાં આવી ઉભો રહીયો. તે પોતાના મનમાં કેહેવા લાગીયો કે, અરે! અરે! મારા જેવો કમનસીબ કોણ કે હું રાહ પણ ભુલી ગયો અને મે સાથ પણ છોડી દીધો. આવી રીતનો વિચાર કરતાં કરતાં એક મોટું ઝાડ તેની નજરે પડીયું. તેની ટોચ ઉપર ચહડી જઈને આસપાસ જોયા કરવા માંડી તો જંગલ શિવાએ બીજું કોઈજ તેના જો-

વામાં આવીયું નહીં. પણ જરાવાર પછી ફરી લાંબી નજર પોહચાડતાં એક બાજુએ એક શેહેર તેના જોવામાં આવીયું. આ જોતાંવારને તેને ધીરજ આવી. તાંહાં જુએછે તો, આકાશમાં કબુતર તથા ચલીઆંઓના ટોળેટોળાં ઉડી રહીયાંછે. સુરજના પરકાશથી હવેલીઓનાં કળશ ઝળાં ઝળાં થઈ રહીયાંછે; આ નવું શેહેર જોઈ રાજા બોલીયો કે કાલે એ છીનવી લઈશ. આ પરમાણે રાજા બોલી રહીયો હતો; તેવામાં એવું બનીયું કે, તે શેહેરના રાજાનો લુતબરન નામનો દીવાન, જે કાગડાનો વેસ લઈ તેણી તરફથી ઉડતો ઉડતો જતો હતો, તે રાજાનું બોલવું સાંભળી ઘણોજ ખફા થઈ ગયો, અને તેના મોંહમાં ચરકી દીધું.

રાજા વિક્રમ આ જોઈ ઘણોજ અજાએબ થઈ ગયો. થોડીવાર પછી તેને કેટલાંએક માણસો ભેળીયાં તેની સાથે તે પોતાના શેહેરમાં આવીયો. તાંહાં આવી તુરતજ તેણે વજીરને બોલાવી હુકમ કીધો કે, જાહાંનમાં જેટલા કાગડા હોય તેટલા સઘળાને પકડી મંગાવ. આ સુણતાંજ રાજાનો હુકમ માથે ચહડાવી વજીરે ચારો તરફ પારધીઓને મોકલી સઘળા કાગડાઓને પીંજરામાં ઘાલી પકડી મંગાવીયા. તેઓને રાજાએ પુછીયું કે, હે કાગડાઓ તમારામાં એવો કોણ કમબખતછે કે જે તે દિવસે મારા મોંહોમાં ચરકી ગયો. જો સાચું કેહેશો તો સઘળાને છોડી દઈશ. આ વાત સાંભળી સઘળા કાગડાઓ કેહેવા લાગીયા કે, માહારાજ હમારા માહેનાં તો કોઈનું એ એ કામ નથી; અને હમારામાં હવે કોઈ બાકીઓ નથી કે હમો તેને બતાવીએ. આ ચીકરી રાજાને વધારે ચીહીડ ચહડી, અને બોલીઓ કે શું તમારા સિવાએ કોઈ બીજો નવો કાગડો આવીને આ કામ કરી ગયો? તારે તેઓ બોલીયા કે, હે રાજા! જારે તું હમોને સાચીજ વાત પુછેછે તો હમો કહીએ છઈએ.

બાહુબલ નામનો એક રાજાછે. તેનું રાજ પુરવથી તે પશ્ચમ સુધી ફેલાએલુંછે. તેનો લુતબરન નામનો એક ઘણો હોશીઆર અને દાનો દીવાનછે; અને તે કાગડાનો વેસ લઈ ફરેછે. એણેને તેનું એ કામ હોય, અને હવે ફક્ત બાકી પણ તેજ રહીયોછે. રાજાએ તેઓને પુછયું કે હવે તે શી રીતે પકડાએ તેનો ઈલાજ બતાવો, નહીંતો તમારા માહેથી બે કાગડાઓને વકીલ તરીકે મોકલી તેને પકડી મંગાવો. આ ઉપરથી તે માહેલા બે સુબીથ કાગડાઓ લુતબરન પાસે ગયા. તેના તેણે ઘણો આવભાવ કીધો, અને પુછીયું કે તમો કેમ આવીયાછો. તેઓએ જવાબ દીધો કે, માહારાજ તમો રાજા વિક્રમ પાસે નહીં આવો તો હમો સઘળા કાગડાઓ મારીયા જઈશું. આ સાંભળી લુતબરને જવાબ દીધો કે, ગાહડું ધન ભાગ્ય કે તમો માહરો આસરો લેવા આવીયાછો. માહરાથી જેટલી બનશે તેટલી મદત કરતામાં હું કદી ચુકનાર નથી.

કાગડાઓને વચન આપી લુતબરન પોતાના રાજા પાસે રજા લેવા સારૂ ગયો. રજા લઈને તે પેલા બે કાગડાઓ સાથે રાજા વિક્રમના દરબારમાં ગયો. જેવો લુતબરન દરબારમાં ગયો, તેવાજ સરવ કાગડાઓ ઘણા ખુશી થયા. રાજાએ પણ લુતબરને જોઈને તેને ઘણું આદરમાન આપી અરધી ગાદી ઉપર બેસાડીયો. બાદ તેણે રાજાને પુછીયું કે તે મને સામાટે બોલાવીયોછે; અને આ સઘળા કાગડાઓને કેમ બંધીખાને નાખીયાછે? રાજાએ જવાબ દીધો કે એક દિવસ હું શી-

કાર કરવા ગયો હતો તાંહાં ભુલા પડવાથી હું ઝાડપર ચહડી આજુબાજુએ જોતો હતો એટલામાં એક કાગડો મારા મોહમાં ચરકી ગયો. તે માટે હું એ સઘળા કાગડાઓને સાચું બોલે નહીં તાંહાંસુધી કબુ છોડનાર નથી; અને પછી આખરે નહીં કેહેશે તો સરવેને મારી નાંખીશ. આ વાત સાંભળી બુલબુલ બોલીયો કે, હે માહારાજ! એ કામ મારૂંછે. તમો જારે ઘણો ગરવ કરવા લાગીયા તારે મને ગુસસો આવીયો અને મારી અકલ ઠેકાણે રહી નહીં. આટલું સાંભળતાંજ રાજા હસવા લાગીયો, અને બોલીયો કે મને ગરવ કેમ નહીં આવે. શું હું દાનો નથી? કે શું હું જુવાંમરદ નથી? મારામાં તેં શું ખામી જોઈ તે મને કેહે. તારે તેના કરતાં પણ મોટા રાજા દુનીઆમાં છે એવું બતાવવા માટે બુલબુલને જે નગરી વીકરમે ઝાડપરથી જોઈ હતી તેનું બયાન કરવા માંડીયું (અધુરૂં.)

—o≈o—

## તત્વ બોધ.

(સાંધણ પાને ૧૧૮ થી)

જયારે ઈશ્વર અપરિમિત અને નિરાકાર છે ત્યારે તે સર્વવ્યાપી સ્વયં થયો. વળી એટલું પણ સમજવું જોઈયે કે, જેમાં આત્માની વ્યાપ્તિ નથી તે ઉપર તેનું સાક્ષાત કેર્તુત્વ નથી. ઈશ્વર જ્યારે આખી જગતનો કર્તા તથા નિયામક છે ત્યારે તે નિશ્ચય સર્વ જગોપર વ્યાપી છે. અપરિમિત તથા સર્વવ્યાપી ચેતન કેહેવાથી એટલો સાર નીકળેછે કે તે સર્વજ્ઞછે. પણ તેમાં સંદેહ એ પડેછે કે, સર્વવ્યાપી ચેતનને સઘળી વસ્તુનાં વર્તમાન કાળના જ્ઞાનનો તો સમ્ભવ છે, પણ ભૂત ભવિષ્યના જ્ઞાનનો કેમ કરીને સમ્ભવ હોય; એના ઉત્તરમાં એટલું સમજવું જોઈયે કે, જગતના સૃષ્ટિકર્તાની સત્તા જગતની પૂર્વ અવશ્ય છે. ત્યારથી તે વર્તમાનકાળ પર્યન્તની સઘળી વસ્તુઓ તે જાણેછે તો ભૂત અને વર્તમાન કાળનું જ્ઞાન તો તેનામાં નિશ્ચય હોવું જોઈયેજ. હવે રહ્યું ભવિષ્યકાળનું જ્ઞાન. જે જગત રૂપ યન્ત્રનો સૃષ્ટિકર્તા તથા નિયામકછે તેને પોતાના યન્ત્રનું ભવિષ્ય જ્ઞાન હોવું જોઈયે; ઈયાને પરમેશ્વર ત્રિકાલજ્ઞ ઈયાને ત્રણકાળનું જ્ઞાન ધરાવેછે એમ કેહેવું વાજબી છે. કેવળ ત્રિકાલજ્ઞ કેહેવાથી અનાદિ અનન્ત કાળનું પૂર્ણ જ્ઞાન સમજાતું નથી. પણ જયારે આપણે જોઈએ છઈયે કે, ઈશ્વર, સત્તામાં, વ્યાપ્તિમાં, કેતૃત્વમાં પૂર્ણછે ત્યારે તે જ્ઞાનમાં તો અવશ્ય પૂર્ણ હોવો જોઈયે. જયારે તે પોતે સઘળી સૃષ્ટિનો કર્તાછે ત્યારે તેનો જનક અન્ય ઈયાને પેદા કરનાર કોઈ થઈ શકતું નથી અને જયારે તેનો જનક નહીં અને તેનામાં જન્મભાવ નહીં ત્યારે તેને અવશ્ય અનાદિ કેહેવો પડેછે. જ્યારે કોઈપણ વસ્તુ એનાથી અધીક બળવાન નથી તો કોઈથી તેનો વિનાશ થઈ શકતો નથી. જે અવિનાશીછે તે અનન્તછે. અનાદિ અનન્ત કાળના આત્માનું જ્ઞાન પણ અનાદિ અનન્ત છે ઈયાને પૂર્ણછે. જે જ્ઞાનમય પુરૂષની ઈચ્છાથી સઘળું થાયછે તે સર્વશક્તિમાનછે. સૃષ્ટિ, સઘળી વસ્તુઓ તેઓ નિયમો અને જીવો તેના ઉપકારીછે; તે ઉપરથી એટલું જણાયછે કે, તે જીવોનું મંગળ ઈયાને કલ્યાણ ચાહેછે અને એટલા સારૂ તેના મંગળભાવને અન્યાન્ય પૂર્ણ ભાવોની સાથે મેળવીને જોતાં આપણામાં એ જ્ઞાન ઉત્પન્ન થાયછે કે, તે પૂર્ણ શિવસ્વરૂપછે. જો પૂર્ણ શિવસ્વરૂપ છે તો તે પૂર્ણ પવિત્રસ્વરૂપ પણ

અવશ્યછે; કેમકે પવિત્રતાની સાથે મંગળ છે, પાપ અપવિત્રતાની સાથે અમંગળછે તે જગતમાં સ્પષ્ટ જોવામાં આવેછે. (અપુરૂ)

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણુ પાને ૧૨૦ થી.)

આવા મુકરદમા ચલાવવાનું કામ સતરમી સદીને છાજતું હતું એમ કહીયે તો ચાલે, પણ હાલ તો હેવા મામલામાંથી કંઈપણ સાર નીકળે નહીં. સાધારણ મુકરદમાઓમાં ફોજદારી અપીલોમાં અમીરો જે ઇનસાફ કરે તે ઉપર હંમેશાં પુરતો ભરોંસો મુકી શકાય, પણ જે કામમાં એક મ્હોટા અમલદારને સરકારી બાબદને લગતો ગુનેહગાર ઠેરવેલો છે તેમાં તેઓ છેલ્લો જે નિવેડો લાવે તે તદન આપક્ષપાત હોય હેવો એતકાદ કદી પણ નહીં મુકી શકાય. તેઓ બધા રાજ્યકારોબારીઓ હતા અને તેઓમાં ભાગ્યેજ એકપણ શખસ હેવો હતો કે, તેનો મત એકપણ સાહેદને સુંઘ્યા પેસતર કઈ બાજુપર પડશે તે આગમચથી કહી નહીં શકાય. તેઓનાં ઇનસાફ ઉપર આપણે પુર ભરોંસો રાખીયે તોપણ આ હેસ્ટિંગ્સનું કામ ચલાવવાને તેઓ તદન નાલાયક હતા. તેઓ વરસમાં છ મહીના તો કામપર બેસે; તેની સાથે તેઓને કાયદા ઘડવાનું તથા ઇનસાફ કરવાનું જોઇયે તેટલું કામ. ઇનસાફના કામમાં માહીતગારી ધરાવનાર અમીરો જેની સલાહની આવી બાબદોમાં હરઘડીએ જરૂર પડે તેઓ તો દરરોજ કોઈ બીજી જગોપર ઇનસાફના કામમાં રોકાયલા હોય. એ ગેરલાયકી આ કામની અગત ઉપર વીચાર કરીને પોતાની કુદરતની મોજશોખ ઉપરથી હાથ ઉઠાવે અને એ કામપરજ ચાંહીને બેશે એવું ધારવું કેવળ નીરાફળ હતું. જો કોઈ તેવા સારા ગાગાગર એક ન્યાયસભા નેમી, તેને આ કામ સોંપવામાં આવ્યું હતે અને તે સભા દરરોજ નવ કલાક કામ કરતે અને અઠવાડીયામાં છ દીવસ બેસતે તો આ મુકરદમાનો નીકાલ ત્રણ મહીનાની અંદર આવતે. આ લૉર્ડસોથી પોતાનું કામ સાત વરસમાં પણ પુરૂં થઈ શક્યું નહીં.

નીચલી કોરટમાં પુરાવાને લગતો જે ધારો ચાલેછે તેજ રીતે આ કામમાં પણ પુરાવો લીધામાં આવશે હેવો જ્યારથી ઉમરાવોએ ઠરાવ કીધો ત્યારથી એ કામનું છેવટ શું આવશે તે વરતી શકવાને જરાપણ કોઇના મનમાં શક રહ્યો નહીં. તે રીતે પુરાવો લીધાથી ઘણી અંગતની બાબદો ઉપરથી હાથ ઉઠાવવો પડેછે અને ઘણીબરી વખતે જડજ અને જ્યુરીની નજરમાં એક આદમી ગુનેહગાર દીસેછે તોપણ તે રસમનો તેને લાભ મળેછે. આ કામમાં તો ગુનાહ ઘણી લાંબી મુદતપર અને હજારો કોસ દુર દેશમાં થયલા એટલે એની અંદર પુરાવો લુલો કરી ગુનેહગારને તેનો પુરતો લાભ મળી શકે હેમાં કંઈ આશ્ચર્ય જેવું નોતું. હેસ્ટીંગ્સનો છુટકારો કરવાને તેના કાયદાના હીમાએતીઓયે કાયદાની બારીકીનો લાભ લેવામાં કંઈ મણા નહીં રાખી તેને સારૂ તેઓને ઠપકો દેવો લાજમ નથી; પણ એટલું તો દેખીતું છે કે, આવી રીતે મેળવેલાં નીરઅપરાધીપણાથી લોકોના મનમાં તે બાબે પુરતી પતીજ યતી નથી.

હેસ્ટિંગ્સના દોસ્તોએ આ કામ બંધ પાડવાને કોશીસ કરવામાં કંઈ બાકી રાખી નોતી. સને ૧૭૮૯ માં તેઓએ હેવો ઠરાવ કીધો કે, નંદકુમારનાં મરણ બાબે બોલતાં જે સ-

બાત ટીકાઓ બહુ કીધી હતી તથા હેસ્ટિંગ્સ અને ઇમ્પી વચ્ચેના સમ્બન્ધને લગતી બાબતમાં તે જે જોરથી બોલ્યો હતો તેને સારૂ બર્કને ઠપકો દેવો ઘટારત છે. હવે બર્ક આ વખતે લોકોને તેમજ ઉમરાવોની ટોળકીને મનથી મણોજ ઉતરી ગયો હતો. શીક્ષ્યન-ગીના બીલને લગતો વાદવિવાદ કરવામાં એણે કેટલીક વખતે જે કઠોરતા તથા નઠુરાઈ વાપરી હતી તે જોઈને તેના ખાસ મીત્રો પણ એના ઉપર નાખુશ થયા હતા. બર્કને ઠપકો દેવાનો મત પસાર થયો. જે લોકોએ પ્રથમ એ મત મુક્યો તે લોકો એવું ધારતા હતા કે, એમ કરવાથી કંટાળો ખાઈને હેસ્ટીંગ્સની સામાવાળાઓ આ કામપરથી હાથ ઉઠાવશે. બર્કને ઘણુંજ ખોટું તો લાગ્યું. પણ ઇનસાફ અને પરગજુ કામમાં ખંતીપણાનેસારૂ એણે જે નામ મેળવ્યું હતું તે વીચારીએ હેના મનનું સમાધાન કીધું. હેને ઉમરાવોએ જે ઠરાવ કીધો તે એણે મ્હોટી પ્રૌઢતા અને લીનતાથી કબુલ કીધો, પણ એટલું જાહેર કીધું કે, હેનો માનભંગ અથવા હાની કરવાથી એણે જે પવિત્ર કામ હાથમાં લીધેલું છે તેમાં એ કદીપણ પાછો હટનાર નથી.

બીજે વરસે પારલેમેન્ટ બરખાસ્ત થઈ અને હેસ્ટિંગ્સના દોસ્તોએ ધાર્યું કે, નવી ટોળકીવાળા વખતે આ કામ ચલાવવાની સામા પોતાનો મત આપશે. તેઓએ હેવી દલીલ કાઢી કે, જે પારલેમેન્ટે આ કામ ચલાવવાનો ઠરાવ કીધો હતો, તે પારલેમેન્ટ જ્યારે હયાતીમાં નથી ત્યારે એ કામનો પણ તેની સાથે અંત આવવો જોઈએ. આમાં તે લોકો ફાવ્યા નહીં ત્યારે તેઓએ હેવી દરખાસ્ત કીધી કે, આ કામમાં હેસ્ટિંગ્સ ઉપર જે ફરસો મુકવામાં આવ્યા છે તેમાંથી તેને મોકળો કરો. આમાં પણ તેઓનું કંઈ વળ્યું નહીં. આખરે એ કામનો નીવેડો જલદીથી લાવવાને હેનો ઠરાવ કરવામાં આવ્યો કે તોહોમતનામાની અંદરથી કેટલીક બાબતો બાતલ કરવી. હવે ખરૂં જોતાં જો આવું કંઈ નહીં થયું હતે તો એ કામ પ્રતીવાદી ઘોરમાં દફનાતે ત્યાં લગી પણ પોહોંચતે.

આખરે લગભગ આઠ વરસનો લાંબો અરસો વીત્યા બાદ મુકરદમાનું ફાંસલું કરવામાં આવ્યું. એ ફેસલાની કૈફીયત જાણવાને લોકોની ભારે ઠઠ પાછી એકઠી થઈ હતી, અગરજો તેઓ જાણતા હતા કે બધું કામ પ્રતીવાદીના લાભમાંજ હતું.

હેસ્ટિંગ્સે પોતે કહ્યું હતું તે મુજબ એ કામ એક ઓલાદે ચલાવ્યું અને બીજી ઓલાદની રૂબરૂ તેનો નીવેડો આવ્યો. આ કામની શરૂઆતમાં જે લોકોએ ઘણીજ ઉલટ બતાવી હતી તેઓ બધાને, આજે બેદરકાર જોઈને, દરેક ચીજની, તેમજ ઇનસાનનો દોર, કીર્તિ, જીંદગી અને દોલતની અસ્થિરતા સર્વેને ઈયાદ આવતી હતી. જ્યારે આ કામ ચાલ્યું ત્યારે લૉર્ડ લાફબરો, પીટની ટોળકીની સામે હતો તે, આજે, તેઓની સાથે મળેલો હતો અને કોરટ પેહેલવેલી બેઠી ત્યારે વી૦ થરલો પ્રેસીડંટની ખુરસીએ બીરાજ્યો હતો, તે આજે જુનીયર બેરનની ટોળકીમાં દાખલ હતો. પેહેલે દીવસે ૧૬૦ ઉમરાવો એકઠા થયા હતા તેમાના સાઠેક સદાની નીંદ લેતા હતા. બાકીના જે રહ્યા હતા તેઓના તે વખતના અને આ વખતના વીચારોમાં જોઈએ તેટલો ફેરફાર થઈ ગયેલ હતો.

આ કામમાં મત આપવાને ફક્ત ૨૯ ઉમરાવો હાજર થયા હતા. તેમાં ફક્ત છ

મત હેસ્ટિંગ્સની વીરૂધ ચેતસીંગ અને બેગમોને લગતા કામમાં પડ્યાં. બીજા આરજોમાં ઘણાં મત હેની તરફેનમાં પડ્યાં. હેસ્ટિંગ્સને ન્યાયસભાની રૂબરૂ બોલાવ્યો અને તેને ઉમરાવોયે ફરમાવ્યું કે, "હમોએ તને આ કામમાં તદ્દન નીરઅપરાધી ઠરાવ્યોછે. હેસ્ટિંગ્સ ઘણી ગંભીરાઈ અને અદબથી માથું નમાવી ચાલતો થયો. (અધુરૂં.)

## સ્ત્રી કેળવણીના કામમાં એક ખુશીની વધામણી.

હમો સાંભળી ઘણા ખુશ થયા છઇયે કે, સર કાવસજી જહાંગીર વાડી તથા સર જમશેદજી જીજીભાઈ વાડી કન્યા શાળાઓમાં સ્ત્રી શીક્ષક નેમવામાં આવ્યાછે. આ અગતની જરૂરીયાત વિશે સ્ત્રી કેળવણીના કામમાં આગેવાની ધરાવનાર આપણા જાણીતા પારસી શેઠ માણેકજી ખુરશેદજીયે આજથી ઘણા વરસો ઉપર પોતાના વીચારો બતાવ્યા હતા. એ કામમાં આગેવાન લોકોયે અહિંયાં તેમજ મોફુસીલમાં એટલું સંભાળવું જરૂરછે કે, ઓછો પગાર આપી ઘરજનણી સ્ત્રીઓને શીક્ષક તરીકે રાખવાના કરતાં સારાં કુટંબની સ્ત્રીઓને મ્હોટા પગાર આપીને રાખવી, જેથી કરીને આબરૂદાર કુટંબોની છોકરીઓને લખેલ વાપત લગી ઇસ્કોલની અંદર અભ્યાસ કરવાનું બની આવે અને, એ સુભ કામની ધારેલી મકસદ પુરી પડે.

## સ્ત્રી ઉપયોગી સૂચના.

(સાંધણ પાને ૧૨૭ થી.)

યુરોપના દક્ષણ તરફના ગરમ દેશોમાં જુવાની વેહેલી દેખાએછે. એટલાંજ કારણને લીધે હિન્દુસ્થાનમાં રેહનાર અંગ્રેજ લોકો પોતાનાં બચ્ચાંને ઉતાવળે વીલાયત મોકલી દેછે; જેથી કરીને હિન્દુસ્થાનની હવા તેનાપર અસર કરે નહીં. જે સ્ત્રીમાં જુવાની ઉતાવળી દેખાએછે, તે સારી તંદુરસ્તીમાં રેહેતી હશે, તોપણ ઉતાવળી દેખાવથી જુવાની તેની જીંદગીને ટુંકી કરેછે, એમાં જરાપણ શક નથી.

૨. બીજું, અવસ્થા. પૈસાવાળાની છોકરી, જેને સારૂં ખાવા પીવા શીવાએનું સુખછે, તેમાં જુવાનીની નિશાની, ગરીબની છોકરીમાંનાં કરતાં ઉતાવળી દેખાએછે.

૩. ત્રીજું, સ્થળ. શેહરમાં રેહનાર ઓરતમાં ગામડામાં રેહનાર ઓરત કરતાં દસ્તાન વેહેલું દેખાએછે.

૪. ચોથું સોબત:સારી અથવા માઠી સોબતથી દસ્તાન મોડું અથવા વેહેલું દેખાએછે.

૫ પાંચમું, કુટુંબ. નીતી અથવા અનીતીવાળાં કુટુંબ પ્રમાણે દસ્તાન મોડું અથવા વેહેલું દેખાયછે.

૬ છઠ્ઠું, શરીર. તંદુરસ્તી અથવા માંદગી પ્રમાણે દસ્તાન વેહેલું અથવા મોડું દેખાએછે.

૭ સાતમું, ધંધો. થોડી મેહનત કરનારમાં વેહલું અને ઘણી મજુરી કરનારમાં મોડું દસ્તાન દેખાએછે.

ઉપર કહેલાં આ કારણો શીવાએ બીજાં કેટલાંકમાં શરીરની તરેહવાર બાંધણીને લીધે દસ્તાન ઘણુંકરીને નહીં મનાએ એટલી નાંહાની ઉમરે દેખાએછે. કેટલાંક ત્રણ વરસના નાહલાં બાલકમાં દસ્તાન દેખાયુંછે, અને પછી હમેશ મોડું થયું તાંહાં લગી બરોબર વખતે જારી રહ્યું. તેમજ એક નવ મહીનાના બાલકમાં બન્યું હતું. માહીમમાં એક ખોજો ચોકસીનો ધંધો કરેછે, તેની ઓરત ઘણીજ અંગમાં નાજુક આપણા જાણીતા ડાકટર

ધોરજરાઅમના જોવામાં આવી હતી. જે વખત તેવણે તેને જોઈ ત્યારે તેની વય ૧૮ વર્ષની હતી, અને તેનાં સગાંઓનાં કેહેવા ઉપરથી માલુમ પડ્યું કે, તે સાત વર્ષની વયની હતી ત્યારથી દસ્તાન બરોબર બેસેછે. વળી એક બીજો દાખલો કે, "મેરી ડીન" નામની છોકરી મેનચેસટર શેહેરમાં તારીખ ૭ મી જાનેવારી સને ૧૮૫૩ ને દીવસે જનમી, અને સને ૧૮૫૮ ના મે મહીનામાં મીસતર સ્માર્ટે તેની તપાસ કીધી, તો તે ત્રણ ફુટ અને સાત ઇન્ચ ઊંચાઈમાં હતી, અને જ્યારે તેને કપડાં પેહેરેલાં સુધાં તોળી તો ૫૨॥ શાડીબાવન રતલ વજનમાં થઈ. એ છોકરીમાં દસ્તાન આ વખતે દેખાયું, અને પછી બરોબર મહીને મહીને જારી રહ્યું.

દસ્તાન ઓરતમાં દર ૨૭ અથવા ૨૮ દીવસે જણાયછે. કેટલીકમાં તંદુરસ્ત છતાં, જુદે જુદે વખતે દેખાએછે. કોઈ ઓરત દર પખવાડીએ બેસે છે, અને કોઈ વીસ વીસ દાહાડે દસ્તાન બેસેછે. ઘણું કરીને દસ્તાન ચાર દીવસ સુધી પડેછે, અને પછી બંધ થાએછે. પછી ઓરત નાહેછે, અને એમ બોલેછે કે, તેના હાથ પાક થયા. કેટલીએક ઓરતમાં છ અથવા વધારે દીવસ લગી દસ્તાન દેખાએછે.

દસ્તાનનો રંગ લાલ તથા કાળારંગને મળેલો હોય, અને જે રંગ થાએછે તેવો દેખાએછે. જેમ રાંગસ મુકાવેલી ઈઆને ફસ્ત ખોલાવી હોય અને લોહી નીકળેછે, તેમાં જેમ ઠરી જવાનો ગુણછે, તેમ દસ્તાન પડેલું ઠરી જતું નથી. જેટલા દાહાડા દસ્તાન પડેછે, તે સઘળું મળીને વજનમાં આસરે તે આઠ ઔંસ થાએછે; પણ એ વજન વીસે જુદા જુદા લોકોનો જુદો જુદો ઠીચારછે.

"હીપાક્રીટીસ" કેહેછે કે, ગ્રીસદેશની ઓરતને દરવખતે દસ્તાન વજનમાં ૨૦ વીસ ઔંસ પડેછે. "ગેલન" કેહેછે કે, રોમ દેશની ઓરતમાં ૧૮ અઢાર ઔંસ પડેછે. "હેલર" કેહેછે કે, જરમનીદેશની ઓરતમાં ૮ થીતે ૧૨ બાર ઔંસ સુધી પડેછે. "બોડેલક" કેહેછે કે, ફ્રાંસદેશની ઓરતમાં ૩ ત્રણ થીતે ૪ ચાર ઔંસ પડેછે. "ફ્રીજરલડ" કેહેછે કે, સ્પેન દેશની ઓરતમાં ૧૪ ચૌદ થીતે ૧૫ પંદર ઔંસ પડેછે. "ગાબટર" કેહેછે કે, હાલંડ દેશમાંની ઓરતમાં ૬ ૭ ઔંસથી વધારે પડતું નથી. "ડાક્ટર બીગસ" કેહેછે કે, ઉત્તર અમેરીકા દેસની ઓરતને બરોબર ૨૧ એકવીસ ઔંસ પડેછે. વીલાયતની ઓરતમાં ૩ ત્રણથી તે ૧૦ ઔંસ, પણ સરાસરી ૩ ત્રણથી તે ૬ ૭ ઔંસ પડેછે.

પારસીમાં, મુસલમાનમાં, અને યુરોપ ખંડમાં રેહનારોમાં, દસ્તાન બેશી ગએલી ઓરતને પરણવાની મના નથી. પણ હિન્દુમાં તેમ થતું નથી. એ લોકો પોતાનાં શાસ્ત્ર પ્રમાણે દસ્તાન બેશતી છોકરીને પરણાવવી, એ પાપનું કામ સમજેછે. હિન્દુના મોટા "અત્રી અને કશ્યપ" ઋષીઓ એમ કેહેછ કે, દસ્તાન બેશતી ઓરતની શાદી નહીં થઈ હોય, અને તે પોતાના બાપને ઘેરજ રેહતી હોય તો તેના બાપને ગર્ભપાત કરવા જેટલું પાપ લાગેછે; કારણકે દસ્તાન બેશેછે તે વખતે કંઈ ગર્ભ-તઈઆર કરનારો વસ્તુ નીકળી જાયછે, એવું તેઓનાં શાસ્ત્રમાં કહ્યુંછે. વળી તે છોકરી "વૃષલી" થાએછે, એટલે શુદ્ર ઈઆને નીચ કોમમાં ગણાયછે.

ગર્ભ વાળી ઓરત તથા જે ઓરત બચ્ચાંને ધવરાવેછે તેમાં દસ્તાન બંધ હોએછે.

---

**દસ્તાન વિશેના કેટલાક વેહેમ ભરેલા અસલના લોકના વીચાર.**—"પ્લીની નામના એક શખસે કહ્યુંછે કે, આ દસ્તાનમાં મોટામાં મોટા ઝેરના ગુણ છે. જો કોઈ દસ્તાન બેઠેલી ઓરત દસપાનો શરા તાજો કાહાડીને મુકેલો હોય તેની નજદીક આવે, તો તે ખાટો થઈને બગડી જાએછે; અને અનાજને એનો ઓળો પડે, તો તેમાંથી સ્વાદ જતો રેહેછે. ઝાડના નવા પીલા કુટેલા હોય, અને વાડીમાં નાહાનાં ઝાડ હોય, તાંહાં જો દસ્તાનવાળી જાએ તો તેઓ ચીમળાઇને સુકાઇ જાએછે. જે ઝાડપર ફુળ આવ્યાં હોય, અને તેની આગળ જઇને કોઈ દસ્તાનવાળી બેસે, તો ફુળ કરમાઈ જાયછે. જો કોઈ આરસીમાં જુવે, તો આરસી ઝાંખી થાએછે, અને તેનો ચકચકાટ ઘટે છે. કશ ખર લોહોડનું ઓજાર મારવાળું હોય, તો તેની ધાર ખરાબ થઈ જાયછે. તેમજ હાથીદાંત આગળ જાએ, તો તેનો ચકચકાટ ઝાંખો થાએછે. ,ઉદ્યોગી મધમાખી પોતાની ચપળતા ખોએછે. ત્રાંબુ અને લોહોડુ જો કઈ દસ્તાનની પાશે આવે, તો તે કાટાઈ જાએછે. કુતરો જો દસ્તાનનો સ્વાદ લે, તો તે ગાંડો થઈ જાએછે, અને તેના કરડવાથી જે ઝેર ચહડેછે, તે કદી જતું નથી. કીડી મોહોમાં દાણો વાઈ દર તરફ જતી હોય, એટલામાં દસ્તાનવાળી કદાચ તાંહાં આવે, તો કીડી મોહોમાંનો દાણો ફુકી દેછે, અને તે ફરી લેતી નથી." હિન્દુઓમાં ,નવું અચાર કરતાં હોય, તાંહાં દસ્તાનવાળી ઓરત પાશે આવે, તો તે અચારનો નાશ થાએછે. વળી આંખ દુખવા આવી હોય, તો દસ્તાનવાળી ઓરતને ઓળે જવું નહીં.

**દસ્તાન વિશેના વેહેમ ભરેલા હિંદુઓનાં શાસ્ત્રમાં જણાવેલા વિચાર.**—જે સ્ત્રીને ઋતુપ્રાપ્ત થયો છે, તે સ્ત્રીને ઘરમાં કામ કરવા વિશે અથવા તેને સ્પર્શ કરવા વિશે અધિકાર નથી. એનું કારણ એછે કે, સંપુરણ દેવનો રાજા જે ઇંદ્ર તેણે પોતાનો ઉપાધ્યાય જે વિશ્વરૂપ નામનો હતો તેણે યજ્ઞમાં* કઈક કપટ કરીને દૈત્ય† લોકને હવિર્ભાગ એટલે હોમમાં લાખવાની ચીજ આપી. એ વાત ઇંદ્રને ખબર થયેથી તેનું મસ્તક છેદન કરાવી લાખ્યું. આ ઉપરથી ઇંદ્રને બ્રહ્મહત્યાનું‡ પાપ ચોંટયું, અને પછી ઇંદ્ર ભય પામીને કમળના ઝાડના તંતૂ મધ્યે જઈને સંતાઈ બેઠો. પછી બ્રહ્મદેવ ત્યાંહાં આવીને ઇંદ્રની બ્રહ્મ હત્યાના, (તેને તેથી છુટો કરવા સારૂ), ચાર વિભાગ કીધા, અને તેમાનો એક એક ભાગ આ પ્રમાણે વેહેંચી આપ્યો.

૧ નદિમાં પર્જન્ય કાળે એટલે પેહેલો વર્શાદ આવે ત્યારે તે નદિનું પેહેલું આવતું પાણી તેને અડકવું નહીં. એ પાણી અશુદ્ધ થવાનું કારણ એ કે એને ઇંદ્રની બ્રહ્મહત્યાનો એક ચતુર્થાંશ ભાગ ચોંટયોછે.

૨. અગ્નિની પેહેલી જવાળા નીકળેછે તેને પણ સ્પર્શ કરવો નહીં, તેનો સબબ એ કે એને ઇંદ્રની બ્રહ્મહત્યાનો એક ચતુર્થાંશ ભાગ ચોંટયોછે.

૩. વૃક્ષના ગુંદર જેવા ભાગમાં એ પાપ રહેલું છે, માટે તેનું ભક્ષણ કરવું અશુદ્ધછે.

૪. સ્ત્રીને જે ઋતુ પ્રાપ્ત થાએછે તેની અંદર ઇંદ્રની બ્રહ્મહત્યાનો એક ચતુર્થાંશ

* યજ્ઞ એટલે એક જાતની ક્રિયા.
† દૈત્ય એટલે દેવતાના દુશમન.
‡ બ્રહ્મહત્યા એટલે બ્રામણનું ખુન.

ભાગ રહેલો છે, માટે સ્ત્રીને ઘરનું કામ કરવાને અથવા તેને સ્પર્શ કરવાની મના છે.

શ્લોક.

प्रथमेहानि चांडाली, द्वितिये ग्रामसूकरी ॥
तृतीये रजकीप्रोक्ता, चतुर्थे हानिशुध्यति ॥१॥

અર્થ: સ્ત્રીને ઋતુના પેહેલે દિવશે ચંડાળ પ્રમાણે સમજવી; બીજે દીવશે ગામની ડુકરી પ્રમાણે, ત્રીજે દીવશે ધોબેણ પ્રમાણે; અને ચોથે દીવશે સ્નાન કરયા પછી શુદ્ધ સમજવી.

રજસ્વાળાના ધર્મ.

શ્લોક.

एकवस्त्रा तु सा नित्यं । सा भवेन्निदिनेत्र भुक् ॥
नस्पृशेत्तां च वह्नि च स्नानं नाप्यस्त्यादि न त्र्यं ॥१॥

અર્થ: જે વસ્ત્ર ઋતુ આવ્યથતી વખત પેહેરેલું હોય, તે ત્રણ દીવશસુધી પેહેરી રાખવું, થોડું ખાવું, ગાય તથા અગ્નિનો સ્પર્શ ન કરવો, અને ત્રણ દીવશસુધી નાહાવું નહીં.

मद्दे गतसिद्दैवादि । कार्ये शुद्धान्यथा न सा ॥

અર્થ: રજ ગયાપછી દેવપૂજા, વ્રત આદિ લઈને બીજાં કાર્ય કરવાં તે શુદ્ધ છે; પણ જ્યાંહાંસગી રજદર્શન થયા કરેછે ત્યાંહાંલગી શુદ્ધ નથી.

---

**પારસીઓમાં દસ્તાનની જાળવણી કરવાની બાબત. શાહફર કીતાબમાંથી.** "ઓરત લોકોને જે વખત દસ્તાન આવે તેજ વખત તે ઓરતે તુરત પોતાનાં દીલમાંના કપડાં કાહાડી નાખીને દસ્તાનની જગોએ દસ્તાનના દાહાડામાં પેહેરવાનાં કપડાં જુદાં કરી રાખેલાં હોય તે પેહેરીને ઓરતે દસ્તાનની જગોમા એહેલાએહેદ બેસવું. તે ઓરત આતશ તથા વેહતાં પાણીને તથા અસો મરદ (એટલે ભણનાર ગણનાર) ને અડકે નહીં. બલકે આતશ તથા વેહતાં પાણીથી અને અસો મરદથી દુર રેહે. ધાતુનાં વાસણમાં ખાનુ ખાએ. તે ઓરત પોતાનાં ખાવાનાં ખાનાને હાથ નહીં લગાડે, અને પાણી પીવાનું વાસણ છેક મોહોડાં લગી ભરે નહીં, અને પાણી પીતી વખતે તથા ખાનુ ખાતી વખતે તે ઓરતે પોતાને હાથે દસ્તાના પેહેરીને અમથાએ કરીને ખાનું ખાવું. તડકામાં નહીં બેશવું, (એટલે સુરજને મોહ નહીં દેખાડવું); તે ઓરતે દસ્તાનના વખતમાં ગોશતનું ખાનુ નહીં ખાવું, કે જેથી કરીને દસ્તાન જોર નહી પકડે, અને તે ઓરતની સાથે છોકરૂં હોયતો તેને પોતીકી સાથે નહવડાવોસે. દસ્તાનવાળી ઓરત એક બીજી દસ્તાનવાળી ઓરત સાથે અડકે નહીં. જેવારે તેવી ઓરત દસ્તાનથી પાક થએલી જાણે, તેવાર પછી તે ઓરતે નીરંગ (એટલે તરો અથવા ગાયનું સુતર) પોતાનાં બદનને લગાડીને પાણીથી નાહીને પાક થાય. દસ્તાનમાં પેહેરેલાં કપડાંનખી ધોઈને સુકાવ્યાં પછી પાછાં દસ્તાન બેશવાની જગોમાં મુકે, અને વળી જેવારે દસ્તાન આવે, તેવારે પાછાં તે કપડાં પેહેરે."

**મુસલમાનનાં કુરાનમાં દસ્તાનવિશે જે કહેલુંછે તે.** મુસલમાન લોકોના કુરાનમાં કહેલુંછે કે, અટકાવવાલી એટલે દસ્તાનવાલી સ્ત્રીઓથી પહરેજ કરવી ઈઆને તેઓથી દુર રેહેવું, ને તે પાકીતર થાએ ત્યારે ઈશ્વરના હુકમ મુજબ તેને કામમાં લાવવી. સ્ત્રીને દસ્તાન થાએછે તેવિશે એવું બતાવેલું છે કે એ મોટી દુખની વાતછે.

---

**દસ્તાન આવ્યાની આગમચ થતી તથા હોય તે વખતની નિશાનીઓ.**

દસ્તાન બેશવાની તૈયારી વખતે આંગ તોડયા કરેછે, અને આળસ બહુ આવે છે—જરા કામ કરે કે જાણે થાક ચહડયો હોય તેમ શરીર ભારે લાગેછે—મન ઉદાસ અને બેચેન હોયછે. આંખની નીચે કાળા દાહાગ પડેછે, માથું દુખ્યા કરેછે. કોઈ વખત ગ-ળામાં દુખેછે, અને કોઈ વખતે બરડો અથવા વાંસો દુખેછે, અને ફાટ ફાટ થાએછે, તથા કમર ભારે ભારે લાગેછે. કોઈ વખતે તો જરા તાપ પણ ચહડી આવેછે. આ સઘળી નિશાનીઓમાંની ઘણી ખરી દસ્તાન બેઠા પછી જતી રેહેછે, અને પછી જરા નબળાઈ વધારે માલમ પડેછે, અને મોહોડું ઉતરી ગ-એલું દેખાએછે. દસ્તાન પડ્યાની અગાઉ પેડુમાં બહુ દુખેછે, અને અહરી પણ આવેછે. કોઈ વખત જરા સફેદ રંગનું દસ્તાન પડેછે; પણ તે જરા ખોરાકમાં ફેરફાર કીધાથી અને મજબુતી આપે એવી દવા લેવાથી દરૂસ્ત થાએછે. કોઈ વખતે દસ્તાનનો રંગ ફીકો હોયછે; પણ બીજી વખતે બદલાઈને ગેહેરો થાએછે. જ્યારે દસતાન જાએછે, ત્યારે શરીરની ચામડીમાંથી એક બો નીકળેછે. ભુખ કોઈ વખત ઓછી થાએછે, અને કોઈ વખત વધી પડેછે. છાતી દુખ્યા કરેછે.

એવો એક દાખલો બનેલોછે કે, જેમાં દર દસ્તાન બેશતી વખતે છાતીમાંથી દુધ પણ નીકળતું હતું. દસ્તાનની વખતે દુઃખ કોઈ ઓરતમાં વધારે માલુમ પડેછે, અને કોઈમાં થોડું. જે ઓરત બરોબર વખતે દસ્તાન બેશેછે, તેને થોડું ભોગવવું પડેછે; પણ કેટલીક અણસમજુ સ્ત્રીઓ પોતાને અડચણ ભોગવવી નહીં પડે, એવા વીચારથી કુદરતી રીતે જતાં દસ્તાનને બંધ પાડવાને ઇચ્છેછે, અને તેટલાં સારૂ કંઈ દવા ખાએછે; એ ઘણી નાદાની તથા મુરખાઈછે; કેમકે તેમ કીધાથી બીજા રોગો પેદા થાએછે.

દસ્તાન બેઠા પછી ઓરતનાં શરીરમાં અને મનમાં ઘણો ફેરફાર થાએછે. શરીરનો આકાર વધારે મોટો અને ગોળ થાએછે. ક-મ્મર મોટી થાએછે. છાતીઓ ખીલી ની-કળેછે, અને તેથી અગાઉ જે છોકરી દેખાતી હતી, તેનો આકાર બદલાઈને સુંદર સોભાય-માન ઓરત દેખાએછે, અને એવો અજા-એબ જેવો તેનાં મનમાં ફેરફાર થાએછે કે, તે પોતાનો દુનીઆમાંનો દરજ્જો સમજવા લાગેછે.

કેટલીક વખતે સ્ત્રીમાં જે ઇંદ્રીમાંથી દ-સ્તાન પેદા થાએછે તેજ નહીં હોવાથી દ-સ્તાન બીલકુલ જતું નથી. કેટલીકમાં તે હોવા છતાં કંતાઈ જવાથી તે બંધ પડેછે. પેહેલ વેહેલાં દસ્તાન પડયા પછી કેટલાંક કારણોને લીધે તે બંધ પડી જાયછે. તે કારણો તે કેટલાંએક દરદો. એથી તથા જે ઇંદ્રીમાંથી દસ્તાન પેદા થાએછે તેમાં કંઈ બીગાડ થવાથી તે જતું બંધ પડેછે. ઘણીક વખતે જે ઓરતો આળશુ બેશી રેહેછે, અ-થવા ગરમ ખોરાક અથવા નરમ બીછાનામાં પડી રેહેછે, અથવા ઘણી ઊંઘ કાહાડેછે, તે-ઓમાં એમ થાએછે. તેજ પ્રમાણે જે ઓરતો ઘણુ સ્વાદ ભરેલું તથા તીખું ખાનું ખાએછે, તથા વધારે મોજ શોખ ભોગવેછે, તેઓમાં પણ દસ્તાન મોહોલું બંધ પડી જાએછે.

કેટલીક વખતે ઘણી ઓરતોને દુખી દે-ખીને દસ્તાન પડેછે, તેનાં કારણો એછે કે, આખો દીવસ સરદીમાં અથવા અતીશે થં-ડીમાં ફરતી રેહેછે તેથી થાએછે. કેટલાં-એકને મનના ફેરફારથી અથવા ગમ ભરેલા વીચાર કીધાથી એમ થાએછે. (અપુરું.)

—◆—

## MARRIAGE OF HINDU WIDOWS.

शौचाचारं यथावच्च वद सत्यवतीसुत ॥
तच्छ्रुत्वा ऋषिवाक्यन्तु सशिष्योऽग्न्यर्कसन्निभः ।
प्रत्युवाच महातेजाः श्रुतिस्मृतिविशारदः ॥
न चाहं सर्वतत्त्वज्ञः कथं धर्मं वदाम्यहम् ।
अस्मत्पितैव प्रष्टव्य इति व्यासः सुतोऽवदत् ॥
ततस्ते ऋषयः सर्वे धर्मतत्त्वार्थकाङ्क्षिणः ।
ऋषिं व्यासं पुरस्कृत्य गता बदरिकाश्रमम् ॥
नानावृक्षसमाकीर्णं फलपुष्पोपशोभितम् ।
नदीप्रस्रवणाकीर्णं पुण्यतीर्थैरलङ्कृतम् ॥
मृगपक्षिगणाढ्यञ्च देवतायतनावृतम् ।
यक्षगन्धर्वसिद्धैश्च नृत्यगीतसमाकुलम् ॥
तस्मिन्नृषिसभामध्ये शक्तिपुत्रं पराशरम् ।
सुखासीनं महात्मानं मुनिमुख्यगणावृतम् ॥
कृताञ्जलिपुटो भूत्वा व्यासस्तु ऋषिभिः सह ।
प्रदक्षिणाभिवादैश्च स्तुतिभिः समपूजयत् ॥
अथ सन्तुष्टमनसा पराशरमहामुनिः ।
आह सुस्वागतं ब्रूहीत्यासीनो मुनिपुङ्गवः ॥
व्यासः सुस्वागतं ये च ऋषयश्च समन्ततः ।
कुशलं कुशलेत्युक्त्वा व्यासः पृच्छत्यतः परम् ॥
यदि जानासि मे भक्तिं स्नेहाद्वा भक्तवत्सल ।
धर्मं कथय मे तात अनुग्राह्योऽस्म्यहं तव ॥
श्रुता मे मानवा धर्मा वासिष्ठाः काश्यपास्तथा ।
गार्गेया गौतमाश्चैव तथा चौशनसाः स्मृताः ॥
अत्रेर्विष्णोश्च सांवर्ताः दाक्षा आङ्गिरसास्तथा ।
शातातपाश्च हारीता याज्ञवल्क्यकृताश्च ये ॥
कात्यायनकृताश्चैव प्राचेतसकृताश्च ये ।
आपस्तम्बकृता धर्माः शङ्खस्य लिखितस्य च ॥
श्रुता ह्येते भवत्प्रोक्ताः श्रुतार्था मे न विस्मृताः ।
अस्मिन् मन्वन्तरे धर्माः कृतत्रेतादिके युगे ॥
सर्वे धर्माः कृते जाताः सर्वे नष्टाः कलौ युगे ।
चातुर्वर्ण्यसमाचारं किञ्चित् साधारणं वद ॥
व्यासवाक्यावसाने तु मुनिमुख्यः पराशरः ।
धर्मस्य निर्णयं प्राह सूक्ष्मं स्थूलञ्च विस्तरात् ॥

"In times of yore some Rishis thus addressed Vyasadeva: Declare to us, oh son of Satyavati! what are the *Dharmas* and *Acharas* (practices) beneficial to men in the Kali Yuga. Vyasadeva, on hearing these words of the Rishis, said as I know not the truth of all things how shall I declare the Dharmas. My father should be consulted on the subject. Then the Rishis, accompanying Vyasadeva, arrived at the retreat of Parasara. Vyasadeva and the Rishis, with joined palms, circumambulated, saluted and glorified Parasara. The great Rishi Parasara having welcomed them with a joyous heart and made enquiries, they informed him of their own welfare. *After which* Vyasadeva said, Oh Sire! I have heard from you, the Dharmas peculiar to the Satya, Treta and Dwapara as prescribed by Manu and others; what I have heard, I have not forgotten. All the Dharmas originated in the Satya Yuga, all of them have expired in the Kali Yuga. Declare, therefore, some of the common *Dharmas* of the four varnas (castes). On the conclusion of Vyasa's speech, the great Rishi Parasara began to declare the Dharmas in detail."

At the commencement of the 2nd chapter also of the Parasara Sanhita, there plainly appears a resolution to speak the Dharmas peculiar to the Kali Yuga. Thus:—

अतःपरं गृहस्थस्य धर्माचारं कलौ युगे ।
धर्मं साधारणं शक्यं चातुर्वर्ण्याश्रमागतम् ॥

—

# મીલાવડો.

OR

THE MISCELLANY.

અંક ૬૪—પુ૦ ૩]  મુંબઈ, માસ મારચ, સને ૧૮૭૬.  [કીં૦ આના. ૨.

## મિસ કારપેનટર.

MISS CARPENTER.

આ ભલા દીલની પરોપકારી બાઇયે આ સાથે ચોથી ફેરા હિંદુસ્થાનની ભેટ લીધી છે. નજદીક સીત્તેર વરશની મ્હોટી ઉમ્મરે અને પોતાને ખરચે આપણા દેશની સ્ત્રીઓની સંસારી હાલત સુધારવાના મુળ હેતુથી એ બાઇયે જે શ્રમ લીધોછે તેને સારૂ આપણે હેનાં જેટલાં વખાણ કરીયે તેટલાં ઓછાંછે. એ બાઇયે વિલાયતમાં "નેશનલ ઇન્ડીયન આસોસીયેશન" નામની સભા ઉભી કીધીછે તેને તથા બીજી બાબતોને લગતો કેટલોક અહેવાલ થોડા દીવસની વાત ઉપર આપણી સ્ત્રી કેળવણીનાં આગેવાનોની રૂબરૂ એક કલાક લગી ભાશણ કરી એણે કહી સંભળાવ્યો હતો; અને તે ઉપરથી આપણા દેશની સંસારી હાલત સુધારવાના કામમાં એ બાઇ કેટલાં ખંતીપણાંથી કામ કરેછે તે જાહેર દેખાઈ આવતું હતું. આપણા દેશમાં હેવી એકપણ ઓરત નહીં હશે કે તે આટલી વૃદ્ધ અવસ્થાયે પોહોંચ્યા પછી એક કલાક ઉભી રહીને પોતાની ભાશામાં ભાશણ કરી શકે.

હિંદુસ્થાનની જેલમાં કેટલાક સુધારા કરવા બાબે પણ કોશીશ કરવામાં એ બાઇયે ખામી રાખી નથી. સ્ત્રી કેળવણીનાં કામમાં આગેવાની ધરાવનાર આપણા વખાણાયલા પારસી શેઠ માણેકજી ખુરશેદજીનાં અધ્યક્ષાપણા હેઠલ એ બાઇએ એલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કુલનાં મકાનમાં કેટલીક દેશી સ્ત્રીઓની મીજલસ મેળવી તેઓની સાથે ઘણીજ નમ્રતા અને ઉલટથી વાતચીત કીધી હતી. વળી હિંદુસ્થાન તરફથી જે જુવાનો વિદ્યાસંપાદન કરવાને અથવા દેશાટણ કરવાને વિલાયત જાયછે તેઓના ભોમીયા તરીકે કામ કરવાને એ બાઇયે પોતાનાં ખરાં દીલની ઉલટ બતાવીછે અને એકથી વધારે જગોપર બજાવીછે તે બીના એની તારીફના સફાઓમાં થોડી જેબ પમાડતી નથી.

—◦◦—

## દેશી વઇદોના કિમ્મતી નુસકા.

દેશી વઇદો બીમારોની નાડ જોઇ તેઓને દવા આપતી વખતેજ ચેતાવી દેછે કે, તમારાં અંગમાંથી રોગ જરાતરા દૂર થવા માંડશે એટલે તમારે કઉવતને સારૂ એક ઘણોજ કિમ્મતી પણ ઉમદા પાકનો નુસખો તઇયાર કરાવી તે પાક ખાવો પડશે. હવે આવા નુસકામાં ઘણું કરીને મોતી, માણેક, પરવાળાં, અમર, કસતુરી, કેસર, બરાસ વીગેરે કિમ્મતી ચીજો હો-

થાછે અને તે જોઈ જાણું તેઓની ભારે કિંમતને લીધેજ તે ચીજોમાં ઘણા ઉમદા અને ઉત્તમ પ્રકારના ગુણો પણ હોવાજ જોઈયે એવું સમજી બીમાર લોકો પોતાની ગુંજાસ ઉપરાંત ખરચ કરી વેદરાજના બતાવેલા નુસખા તઈયાર કરેછે. આવી જાતના પાક અને અરગ બનાવવાની રીત એવી અટપટીવાળી બતાવેછે કે, પેલા બીમારને તે દવાની તાસીરો વિશે પુરે એતકાદ બેસેછે. એક દાખલા ને સારૂ જોઈયે તો તેઓ આવા પાક અને અરગોને જમીનમાં ઊંડા ખાડા ખોદાવી તેની અંદર અમુક દીવશ સુધી રેહેવા દેછે; ત્યારબાદ ભાતભાતનાં અનુપાનો સાથે તેને આપેછે. આ બધું જોઈ પેલા બીમારને તો જે તે વાતે તંદુરસ્ત થવાની મનસુબ છે એટલે વેદરાજની કાબીલયત પર તેનો ભરોશો બેસે તેમાં કઈ નવાઈની વાત નથી; પણ ઘણી વખતે તંદોરસ્ત લોકો પણ આવી વાતો સાંભળી તેઓ તેનાં વખાણ કરવા મંડી જાયછે. પણ જેઓએ ગ્રાંટ મેડીકલ કોલેજની લેબોરેટરી ઈયાદે રસાયન ક્રિયા કરવાની જગો અને તેમાં જે અગણીત યંત્રોછે તે જોયાં હશે તેઓ કદી પણ આવી ખાલી મ્હોટાઈથી ભોળવાશે નહીં.

અસલી વીચારના ભોળા લોકોજ નહીં પણ આજના સમજુ અને શાણામાં ખપતા લોકો નીમહકીમોની આવી ઉંહુંડાઈને માન્ય કરે એ ખરે દલગીરીની વાત છે. હાલનો વખત તો નવી શોધ અને અખતરાઓ કરી કહ્યું કામ ઉપમા આપવા જોગછે અને કહ્યું નથી તે સાબીત કરવાનો છે. તેઓ વખતે સાંભળીને તાજ્જુબ થશે કે, મોતીના જેવી કિમ્મતી વસ્તુના બંધારણમાં જે ચીજો આવેલી છે તેજ ચીજો આપણે પાનપર ચુનો લગાડીયે છઈયે તેમાં તથા ઈંડાના છોલટામાં અને સંખમાં પણ છે. વીશ રૂપીયાનાં મોતી જેટલું કામ કરી શકેછે તેટલુંજ કામ એક દમડીના ચુનાથી થાયછે! હવે આ બાબતની સચ્ચાઈ વિશે વિદ્વાન તબીબો અને રસાયનીઓથી તેઓની ખાતરી થાય તો આજદીન લગી તેઓ કિમ્મતી વસ્તુઓનાં ભારે દામ ઉપરથી તેઓના ગુણનો વરતારો કાઢી નીમહકીમોને હાથે ઠગાયા એવું દરેક સમજુ શખસ કબુલ કરશે.



## ચાય, કાફી અને નાળીયેરી:

### TEA, COFFEE, AND COCOA.

જાનેવારીના અંકમાં તાડ અને તેના ઉપયોગો બાબે કેટલોક અહેવાલ આપવામાં આવ્યો હતો. હવે આ જગોએ ચાય, કાફી અને નાળીયેરીની મુળ પેદાશ તથા તેના ઉપયોગને લગતું ટુંક પણ જાણવા જોગ બયાન કરવામાં આવ્યુંછે.

વનસ્પતિ અને ઝાડોમાં તાડ સર્વના ઉપર સરદારી ભોગવેછે તે સબબથી ઈનસાનનું મન સદા તેની તરફજ વળેલું રેહેછે એમ નથી; પણ અગણીત ન્હાના અને ઉપયોગી છોડવાઓની ખુબી જોઈ તે તરફ પણ કુદરતી રીતે તેનું મન દોડેછે. કેટલીક જમીનના છોડવાઓ દેખાવમાં અને રંગમાં ઘણાજ ખુબસુરત હોયછે. કેટલીક જમીનમાંથી જોઈયે તેટલી ખોરાકની વસ્તુઓ મળી આવેછે અને કેટલીક જમીનની પેદાશ તે ચીજોના ઉમદા ગુણને સારૂ વખણાયલી હોયછે. આપણે આ જગોપર ચીન અને જાપાનમાં ઘણી જાતના છોડવા ઉગેછે તેઓમાંની એક જાતની તપાસ કરીયે છઈયે. એનાં પાતરાં

તેજદાર ઘેરાલીલા રંગનાં હોયછે અને તે ઉપર સફેદ ફુલો આવેછે. વળી બીજાંપર લાલ પાંખડી હોયછે તેને લોકો વધારે પસંદ કરેછે. આ છોડવાઓ ફક્ત આંખનેજ ઘણા શોભીતા દીસેછે; પણ એ ખાખે ગોલતાં કેટલાક અગતના છોડના ઉપર આપણું ધ્યાન ખેંચાયછે. ચીનના વિશાળ દેશમાં એક જગોપર ન્હાનાન્હાના ટેકરાઓની હારપર ચાયના છોડવા ઉગેછે. તેનાં પાતરાં ઝલેદાર ઘેરા રંગનાં હોયછે. એ છોડના બીની અંદર ઘણું તેલ હોયછે. ચાયના છોડવાની સઘળી ખુબી તેનાં પાતરાં પર આધાર રાખેછે. એની અંદર ઠઉવત અને થાકી ગયલા આદમીને તાજા કરવાની શક્તીછે તેની ખુબી બીજી કોઈપણ વનસ્પતિમાં નથી. વિલાયતમાં ઘેરેઘેર દરરોજ એકથી વધારે વખત ચાય ચાયછે અને હિંદુસ્થાનેમાં પણ હેનો વાપર દીનપરદીન ખોહોળો થવા લાગ્યોછે. તારે એ ચાય શું છે? એને ક્યાંથી પેહેલવેલી લાવ્યા, એને આટલી બધી સાધારણ રીતે પીધામાં લેનાં કેટલો કાળ થયો વીગેરે એને લગતી બાબતોથી વાકેફ થવું જરૂરનુંછે.

ચાયની સોધ થઈ તેની પેશતર આગળના લોકો એને ઠેકાણે શું વાપરેતા હતા તેનો ખરોખર ખ્યાલ થઈ શકતો નથી. અલબત્તે આ જહાનમાં ઈશ્વરે અગણીત ચીજો બનાવીછે અને ઈનસાન તેમાંથી જે પોતાને પસંદ પડેછે તે ખપમાં લયાજ કરેછે. આ ચીનાઈ લેજતદાર ચાયની સોધ યુરોપીયનોએ કીધી અને વેહેપારીઓનાં વાહાણો તેને યુરોપમાં લઈ આવ્યા તેની પેશતર લોકો ઘણીજ સાદી રીતે રેહેતા હતા. તેઓને આજની માફક ખોરાકની પરગામથી આણેલી ચીજો મળી આવતી નોતી; જે હાલ તવંગર તેમજ ગરીબને જોઈયે તેટલી મળી શકેછે. આજથી ૨૫૦ વરસની વાત ઉપર લોકો ચાયની જગોપર શું વાપરતા હતા તે તે વખતની કીતાબો જોવાથી રોહેજ માલમ પડી આવશે. તે વખતે લંડનમાં આજની વસ્તી સાથે મુકાબલો કરતાં ઘણીજ ઓછ વસ્તી હતી અને શેહેરનો વિસ્તાર પણ થોડો હતો. દરેક આદમી પોતાનાં ઘરનાં કાંઉપાઉંડમાં વાડી બનાવી તેની અંદર ભાતભાતના છોડવાઓ રોપતા હતા. આ છોડવાઓમાં સેજ અશના ખામ અને ફુદીના વીગેરે ખુશબોદાર છોડતાના પાતરાંને ચાયની જગોએ વાપરતા હતા. તે વખતે આવી ચાય પર ગરીબ તેમજ તવંગર રાજી રેહેતા હતા; કેમકે તેના કરતાં સારી ચાય તેઓના જોવામું અથવા ચાખવામાં આવી નોતી; અને એ તો ઈનસાન માતની ખાશીયત છેકે, જ્યાંથી વધારે સારી ચીજ દીઠી કે તેથી ઉતરતી તેઓ નાપસંદ કરવાના. તે વખતમાં હાલ જે ચાય વપરાયછે તેનો એક કટોરો રાજારાણીને પણ મળતો નહીં હતો. તેવારનાં વાહાણો ન્હાનાં અને થોડાં હતાં; સબબ અંગ્રેજ કપતાનોનું ચીન તરફ જવું થોડું થતું અને ચીના લોકો સેંકડો વરસ થયાં કેવી લેજતદાર ચાયનો ઉપભોગ કરેછે તેની તલાસ કરવાને તેઓને બની આવ્યું નોતું. ડચ વેહેપારીઓના વાહાણના કાપતાનોએ ચીનનાં બંદરમાં ચાયની પેહેલવેહેલી સોધ કીધી; અને સને ૧૬૧૦ માં ડચની ઈસ્ટઈન્ડીયા કંપનીયે થોડી ચાય હોલાંડમાં આણી, બાદ તેઓએ વેહેપારની એક નવાઈની ચીજના નમુના તરીકે તેમાંથી થોડી ઇંગ્લંડ મોકલી. હવે એ નમુનાની ચા ક્યાં અને કેવારે પેહેલવેલી વેચાઈ તે જાણવામાં આવ્યું નથી. હેવું સોધી

થછે અને તે જોઈ જાણે તેઓની ભારે કિંમતને લીધેજ તે ચીજોમાં ઘણા ઉમદા અને ઉત્તમ પ્રકારના ગુણો પણ હોવાજ જોઈયે હેવું સમજી બીમાર લોકો પોતાની ગુંજાશ ઉપરાંત ખરચ કરી વૈદરાજના બતાવેલા નુકસા તઈ-યાર કરેછે. આવી જાતના પાક અને અરગ બનાવવાની રીત એવી અટપટીયાળી બતાવેછે કે, પેલા બીમારને તે દવાની તાસીરી વિશે પુરે એતકાદ બેસેછે. એક દાખલા ને સારૂ જોઈયે તો તેઓ આવા પાક અને અરગોને જમીનમાં ઉંડા ખાડા ખોદાવી તેની અંદર અમુક દીવશ સુધી રેહેવા દેછે; ત્યારબાદ ભાતભાતનાં અનુપાનો સાથે તેને આપેછે. આ બધું જોઈ પેલા બીમારને તો જે તે વાતે તંદુરસ્ત થવાની મતલબ છે એટલે વૈદરાજની કાબીલીયત પર તેનો ભરોશો બેસે હેમાં કઈ નવાઈની વાત નથી; પણ ઘણી વખતે તંદુ-રસ્ત લોકો પણ આવી વાતો સાંભળી તેઓ તેનાં વખાણ કરવા મંડી જાયછે. પણ જે-ઓએ ગાંઠ મેડીકલ કોલજની લેબોરેટરી ઈયાને રસાયન ક્રિયા કરવાની જગો અને તેમાં જે અગણીત યંત્રોછે તે જોયાં હશે તેઓ કદી પણ આવી ખાલી મ્હોટાઈથી ભોળવાશે નહીં.

અસલી વીચારના ભોળા લોકોજ નહીં પણ આજના સમજુ અને શાણામાં ખપતા લોકો નીમહકીમોની આવી ઉંડાઈને માન્ય કરે એ ખરે દલગીરીની વાત છે. હાલનો વખત તો નવી શોધ અને અખતરાઓ કરી કહ્યું કામ ઉપમા આપવા જોગછે અને કહ્યું નથી તે સાબીત કરવાનો છે. તેઓ વખતે સાંભળીને તાજુબ થશે કે, મોતીના જેવી કિમ્મતી વસ્તુના બંધારણમાં જે ચીજો આ-વેલી છે તેજ ચીજો આપણે પાનપર ચુનો લગાડીયે છઈયે તેમાં તથા ઈંડાંના છોલટાંમાં અને સંખમાં પણ છે. વીશ રૂપીયોનાં મોતી જેટલું કામ કરી શકેછે તેટલુંજ કામ એક દમડીના ચુનાથી થાયછે! હવે આ બા-બતની સચ્ચાઈ વિશે વિદ્વાન તબીબો અને રસાયનીઓથી તેઓની ખાતરી થાય તો આજદીન લગી તેઓ કિમ્મતી વસ્તુઓનાં ભારે દામ ઉપરથી તેઓના ગુણનો વરતારો કાઢી નીમહકીમોને હાથે ઠગાયા એવું દરેક સમજુ શખસ કબુલ કરશે.



## ચાય, કાફી અને નાળીયેરી.

TEA, COFFEE, AND COCOA.

જાનેવારીના અંકમાં તાડ અને તેના ઉપ-યોગો બાબે કેટલોક અહેવાલ આપવામાં આવ્યો હતો. હવે આ જગોએ ચાય, કાફી અને નાળીયેરીની મુળ પેદાશ તથા તેના ઉપયોગને લગતું ટુંક પણ જાણવા જોગ બ-યાન કરવામાં આવ્યુંછે.

વનસ્પતિ અને ઝાડોમાં તાડ સર્વના ઉપર સરદારી ભોગવેછે તે સબબથી ઇનિસાનનું મન સદા તેની તરફજ વળેલું રેહેછે એમ નથી; પણ અગણીત ન્હાના અને ઉપયોગી છોડવા-ઓની ખુબી જોઈ તે તરફ પણ કુદરતી રીતે તેનું મન દોડેછે. કેટલીક જમીનના છોડવાઓ દેખાવમાં અને રંગમાં ઘણાજ ખુબ સુરત હોયછે. કેટલીક જમીનમાંથી જોઈયે તેટલી ખોરાકની વસ્તુઓ મળી આવેછે અને કેટલીક જમીનની પેદાશ તે ચીજોના ઉમદા ગુણને સારૂ વખણાયલી હોયછે. આપણે આ જગોપર ચીન અને જાપાનમાં ઘણી જાતના છોડના ઉગેછે તેઓમાંની એક જા-તની તપાસ કરીયે છઈયે. એનાં પાતરાં

હતા. આ ફેરફારનું મુળ કારણ ઇનિસાનનાં મનનું ચલિતપણું હતું; અને તે ઘણું સ્વભાવીક હતું. આપણે જે આદમીના એક વખતે ઘણુંજ વખાણ કરીયે છઇયે તેને પાછળથી આપણેજ વગોનીયે છઇયે અને જે ઠેકાણે પ્રથમ ઘણી સખ્તી રાખી હોયછે ત્યાં પાછળથી નરમ દોરી મુકીયે છઇયે તે મીસાલે આ હેસ્ટિંગ્સના કામમાં થયું હતું. હેનું કામ ચાલતાં જે લાંબો વખત રોકાયો તેથી કરીને લોકોને હેના ઉપર રેહેમ આવી. તેઓએ ઘણીજ વાજબી રીતે વીચાર્યું કે, હેસ્ટિંગ્સ કદી ગુનેહગાર હતો તોપણ હેને હેરાન કરવામાં કઈ કસર રહી નથી અને આઠ વરસ લગી હેના ઉપર કામ ચલાવ્યું એ સજા કઈ હુને થોડી નહીં હતી. વળી તેઓએ ધાર્યું કે, સાધારણ ફોજદારી મુકરદમામાં ગુનેહગારની સારી ચાલચલગત તેણે કીધેલા ગુનાહને ચારો આપતી નથી; પણ તે રેવાજ હેસ્ટિંગ્સના જેવા કાબીલ રાજકારોબારીને લાગુ પાડવો નહીં જોઇયે. એના ઉપર જુદાંજ કાનુનો ઉપર કામ ચલાવવું જોઇયે. હિંદુસ્થાન જેવાં મ્હોટાં રાજ્યની લગામ જે અમલદારના કાબુમાં તેર વરસના લાંબા અરસા લગી રહી તે અરસામાં તે માણસથી કદી કઈ ભુલ થઈ પણ હોય છતાં તેનાં સારાં કામોનો વીચાર કરીયે તો તે આવી મારી નોબતે પોહોંચવાને બદલે ઇનામ એકરામ અને સરંપાવોને લાયક માલમ પડે એ કેવળ સંભવ હતું. જાહેર ન્યુસપેપરો જેવાં અગતનાં હથીયારોની વાદીઓએ બીલકુલ સાહેના લીધો નોતી; પણ હેસ્ટિંગ્સ અને તેના હીમાએતીઆઓ તેનો આસરો લેવામાં ચુક્યા નોતા. મદ્રાસ અને બંગાળેથી જે ખાગબોટો આવતી હતી તેમાંથી હેસ્ટિંગ્સની તારીફ કરનારાં માણસો હમેશ નીકળતાં હતાં. વળી જે અમલદારો હિંદુસ્થાનમાં નોકરી કરી વિલાયતમાં પેનશીનર તરીકે ચેહેન ભોગવતા હતા તેઓ બધા પણ હેસ્ટિંગ્સની તરફેનમાં બોલતા હતા. વળી હેના હિંદુસ્થાનવાળા દોસ્તોએ બંગાળાના દેશીઓ તરફથી હેસ્ટિંગ્સને માનપત્રો અપાવી, તે માનપત્રો વિલાયત રવાને કીધાં; અને તેથી પરીણામ એ નીપજ્યું કે હેનાં કામનું છાતણ કરનારા લોકોની વૃતિ હેની તરફેનમાં થવા લાગી. આવાં માનપત્રોને કેટલાક લોકો ઘણું વજન આપતા નથી. હેસ્ટિંગ્સ જે લોકો પર અમલ કરતો હતો તે લોકો હેને ચાહતા હતા એ ખરૂં છે; પણ પનડીતો, ઝમીનદારો અને મુસલમાન ડાકટરો તે વાત કબુલ કરતા નોતા; કેમકે હિંદુસ્થાનમાં એક અંગ્રેજ અમલદાર જુલમગાર તરીકે ગણાઈ ગયો હોય છતાં તેને માનપત્તર આપી તે ઉપર જે દેશીયોને લખતાં આવડતું હોય તેઓની સહી ભેગાવવાનું કામ એક જડજ અથવા કલેકટર પોતાને માથે લે તો તે સેહેજ બની શકે. હેવું કેહેવામાં આવ્યું છે કે, હેસ્ટિંગ્સના ઉપર તોહોમતો મુકવામાં આવ્યાં હતાં તેની અંદર બનારસને લગતો મામલો સઉથી પેહેલો હતો છતાં બનારસના લોકોએ હેસ્ટિંગ્સની કિર્તીના એક શાહાદત તરીકે એના નામનું એક દેવલ બાંધ્યું હતું. આ વાત જ્યારે વિલાયતમાં લોકોના જાણવામાં આવી ત્યારે તેઓનો વીચાર ઘણે દરજ્જે ફરી ગયો. બર્ક આનો રદીયો ઘણોજ વાજબી આપ્યો હતો. તેણે કહ્યું કે, એ બ્રાહ્મણો જેમ કેટલાક દેવોને પોતાનાં અંતઃકરણની આસ્તાથી ભજેછે તેમજ વળી કેટલાકને ડરને મારે પણ માનેછે. બર્કે કહ્યું કે, એ લોકો જેમ મ્હોટા દેવતાઓનાં

દેવસ્થાન બંધાવેછે તેમજ સાઇપિડકાકો અને બીજી રાક્ષસી માયાઓના પણ દેવાલયો બંધાવેછે. આ દલીલ ખરે ઘણી ખુબીદાર હતી.

હેસ્ટિંગસના ઉપર પેહેલવેહેલું કામ ચલાવવા માંડયું તે વખતે એણે જો પચાશ હજાર પાઊંડ રંડ આગીને માંડી વાળ્યું હતેતો હેની આબરૂને કેટલોક ધોકો પોહોંચતે ખરો પણ બીજી બધી બાબતમાં એ ઘણો સુખી થતે. આતો આ મુકરદમો ચલાવવામાં એ તદન પાયમાલ થઈ ગયો એના હીસ્ટ્રીસમાં એને ભારે ખરચ થયો. હેના સોલીસીટરનાં બીલો ઉપરાંત એને કાયદાની સહાયતા લેવામાં બીજો ઘણો ખરચ થયો હશે. મેજર સ્કોટને મ્હોટી રકમો વખતે વખતે આપી હતી. ન્યુસપેપરો અને ચોપાનીયાના માલીકોને યશ પાડવા સારૂ પણ થોડું નાણું વેરવું પડયું નોતું. ટુંકાણમાં એના વિરૂદ્ધમાં નીકળતો સોર દાબવાને એનીથી જેટલું બની શક્યું તેટલું એણે કીધું હતું; પણ તેમ કરવામાં એની પુંજીનો ભંડોળ ખાલી થઈ ગયો. જે સાઉકારને ત્યાં એણે પોતાનું નાણું મુક્યું હતું તે ભાંગ્યો; તે છતાં પણ એણે પોતાનો કારોભાર ચલાવવામાં જરા કીફાયતથી કામ કીધું હતેતો એની પાસે આવા ભારે ખરચ સાથે પણ સેહેજ બચ્યો રેહેતે. પણ એણે તો પોતાનો હાથ અસલથીજ ઘણો મોકળો રાખ્યો હતો.

ઈસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેકટરો અને પ્રોપરાયટરોનો મત હેવો હતો કે, હેસ્ટિંગસની પાયમાલીનું કારણ એણે તેઓની નોકરી બજાવવામાં જે ખંતીપણાથી કામ કીધું તે હતું અને તેમ હોવાને લીધે એની આવી સારી રીતે બજાવેલી નોકરી ઉપર તેઓએ કંઈપણ વીચાર કરવો રજાવાર હતો. હેના ડીરેકટરોએ ઉગરાણું કરી હેને જે ખરચ થયો હતો તે પુરો પાડવો તથા એને વરસ દાહાડે પાંચ હજાર પાઊંડનું વરશાસન કરી આપવાનો ઠરાવ કીધો; પણ તેમ કરવામાં બોર્ડ અવ કનટ્રોલના અનુમતની જરૂર હતી. હવે એ બોર્ડ અવ કનટ્રોલમાં અધ્યક્ષ તરીકે મી૦ ડનડાસ જેણે હેસ્ટિંગસની સામા કામ ચલાવવામાં ઘણીજ આગેવાની લીધી હતી તે હતો, અને તેણે આ કામ કરવાને ના પાડી; ડીરેકટરો મી૦ ડનડાસની સામા થયા અને તે ઉપરથી ભારે વાદવીવાદ થયો. પણ એ અરસામાં હેસ્ટિંગસ હેવી માટી નોબતે પોહોંચી ગયો હતો કે, તેનાથી દર અઠવાડીયાનાં બીલ પણ ચુકવી શકાતાં નોતાં. આ જોઈ આખરે એવો નીવેડો લાવ્યા કે, હેસ્ટિંગસની હયાતી લગી એને ચાર હજાર પાઊંડનું વરશાસન બાંધી આપવું અને હેની તાણ હાલ તુરત કેટલેક દરજ્જે પુરી પાડવાને દશ વરસોનું લવાજ એને આગળથી આપવું. વળી કંપનીને એટલી પણ પરવાનગી આપવામાં આવી હતી કે, હેને પચાશ હજાર પાઊંડ ઉછીના આપવા અને તે કેટલાક હફતા બાંધીને એની પાસેથી વગર વ્યાજે વસુલ કરવા: હેસ્ટિંગસને જો પોતાનો કારોભાર ચલાવતાં આવડતું હતે તો આવી સારી નાણાંની મદદથી એ પોતાના દાહાડા ચમનગોશ્તેનમાં કાઢી શકત. પણ એ ઘણોજ બેફીકરો અને ઉડાઉ હતો અને એકથી વધારેવાર એને મદદને સારૂ કંપનીને અરજ કરવી પડી હતી અને તે મદદ ઘણીજ ઉદારતાથી આપવામાં આવી પણ હતી.

(અપુરૂં)

---

## બતરીસ પુતળીની વાત.

(સાંધણુ પાને ૧૨૯ થી)

હે રાજા! તે નગરમાં બાહુબલ રાજા રાજ કરેછે. આગળ તમારો બાપ ગંધરવસેન તેનો દીવાન હતો. પણ રાજા સાથે કાંઈ બે દિલાક થવાથી તે અંબાવતી નગરીમાં આવી વસીઓ, અને તો રાજ કરવા માંડીયું. તેનો છોકરો તું વિક્રમછે. તને આ દુનીઆમાં કોણ નથી ઓળખતું. મગર જ્યાંસુધી તે રાજા તને ટીલક નહીં કરે, તાંસુધી તારૂં રાજ અચળ નહીં થાય. જો તેને તું રાજ કરેછે એવી ખબર પડશે તો તે તારા ઉપર ચઢાઈ કરી તને પાયમાલ કરી નાખશે. માટે હે રાજા! હું તને કહું તેમ કર. તું તે રાજાની પાસે જઈ તેની સાથે મોહબત કરી તારૂં રાજ અચળ કરવાની તજવીજ કર. આ વાત તેણે કાનદઈ સાંભળી, અને તે માફક કરવાની તઈઆરી કીધી.

બીજે દિવસે સહુવારમાં રાજા લુતબરનની સાથે બાહુબલના દરબારમાં જવા સારૂ નીકળીયો. બે ચાર દિવસ પછી તેઓ તે રાજાની નગરીમાં આવી પોહોંચીયા, અને તુરત તેનાં મેહેલ તરફ ગયા. લુતબરન વિક્રમને દરવાજા આગળ ઉભો રાખી તેની ખબર આપવા સારૂ રાજાની પાસે ગયો; અને સલામ કરીને પોતાનો તથા વિક્રમનો હેવાલ કહેવા લાગીયો કે મહારાજ ગંધરવસેનનો બેટો વિક્રમ તમારાં દરશણ કરવા સારૂ આવીયોછે. આ વાત સાંભળતાવારનેજ રાજાએ તેને બોલાવવાનો હુકમ કીધો. વિક્રમ જેવો રાજા પાસે આવીયો તેવો તેણે તેનો આદર સતકાર કરી પોતાની આડમી ગાદી ઉપર બેસાડીયો. ખબર અંતર પુછીયા બાદ તેને રેહેવા માટે એક ઇલાએદું મકાન આપીયું. આ ઠેકાણે દશ બાર દાહાડા રહીયા પછી રાજા વીક્રમે લુતબરનને કહીયું કે હવે મને વીદાય કરાવ. તેણે જવાબ દીધો કે, હે રાજા વીક્રમ! હમારા રાજાનો એવો સ્વભાવછે કે, જે કોઈ તેની પાસે આવે, તેને પોતે રૂખસત કરતો નથી. માટે તમો રજા માગો, અને જે તમારી ખાહેસ હોય તે મને કહો. કંઈ શરમ રાખતા નહીં. રાજાએ જવાબ દીધો કે મારી પાસે શું કંઈ ઓછું છે. મારી પાસે જે માગો તે હું આપવાને તઈઆર છું. તારે દીવાને કહીયું કે, રાજા તું મારી વાત સાંભળ. આ રાજાના ઘરમાં એક સિંહાસનછે. તે પેહેલા વેહેલાં માહદેવે ઇંદરરાજાને આપીયું હતું, અને તેણે તે એને આપીયુંછે. એ સિંહાસનમાં એવો ગુણછે કે, જે કોઈ એ ઉપર બેસે તે સાત દીપ તથા નવખંડ પ્રુથવીનું રાજ કરે. તેમાં પુશકળ જવાહેર જડીયુંછે; અને તે ઉપર કુરતી બતરીસ પુતળીઓમાં અમરત ભરી જડીછે. તે સિંહાસન તમો રાજા પાસે માગો કે તે ઉપર બેસી તમો આનંદથી અચળ રાજ કીધા કરો.

આવી સલાહ આપી લુતબરન રાજાના દરબારમાં ગયો, અને મુજરો કરી કેહેવા લાગીયો કે, માહારાજ વિક્રમ રજા માગેછે. આ સાંભળતાંજ રાજા તુરત દરવાજા આગળ આવીયો. વિક્રમને જોઈને નમસકાર કીધા, અને કહીયું કે તારી મરજી પડે તે વસ્તુ તું માગી લે, અને તે હું ઘણી ખુશીથી તને આપીશ. આ ઉપરથી તે બોલીયો કે, માહારાજ જારે તમો આટલી બધી મુજપર દયા કરોછો તારે તો તમારા ઘરમાં જે સિંહાસનછે તે મને બક્સીસ કરો. આ વાત સુણતાંજ રાજા બોલીયો કે કાંઈ ફીકર નહીં–સિંહાસન

તો મેં તને આપીયું; પણ એ કામ મારા દીવાનનુંછે બાકી તને એની ખબર શું પડે. એવું કહી તેણે સિંહાસન મંગાવીયું અને ટીલક કરી તેને તે ઉપર બેસાડી કહીયું કે હવે તું કાંઈ વાતની ચીંતા નો રાખતો. તારૂં રાજ હવે અચળ થયું.

આ પરમાણે રાજાએ વિક્રમને આભાર-વાદ દઈ વીદાએ કીધો. વીક્રમ ઘણો ખુશી થઈ પોતાના શેહેર તરફ રવાને થયો. થોડા દીવસમાં તે પોતાની જગોપર આવી પોહોંચીઓ. એની આવીઆની ખબર સાંભળી જે જે રાજાઓ તેના દુશમન હતા તેઓને ધાસતી લાગવા માંડી. ગામના સઘળા લોકો અતીશે આનંદ થઈ ગયા. ઘેરે ઘેર ઓછવો થઈ રહીયા. ગામે ગામના રાજાઓ તેની પાસે ખીલત તથા અખતીઆર લેવા આવવા લાગીયા. જે રાજા ગરવ કરતા હતા તેઓનું રાજ વીક્રમ લઈ લેતો હતો. પુરવથી તે પશ્ચમ સુધી તેણે એકહરાજ મેળવીયું. તેના રાજમાં સઘળી રઈઅત આનંદ મોહન કરતી હતી, અને લોકો શાસ્ત્રીઓનો ઘણો ડર રાખતા હતાં. દેશ પરદેશ આ રાજાના ગુણ ગવાઈ રહીયા હતા. કોઈ પણ તેના રાજમાં દુખી જોવામાં આવતો નાહોતો. લુચા લફંગાઓનું તો તેના રાજમાં બીજ રહીયું નાહોતું. ઘેરેઘેર વેદ પુરાણ વંચાતાં હતાં. લોકો દીવસમાં તરણ વખત નાહી ધોઈ ધરમદાન કરી પોતાના પેદા કરનારને ઈબાદ કરતા હતા. આવી તરેહ સઘળી પરજા સુખે રેહેતી હતી.

એક દીવસ રાજા વિક્રમ એકાંત બેઠો હતો તેવામાં તેને એવો વિચાર આવીયો કે મારે સંવત બાંધવો. આ વિચાર વિશે પુછપરછ કરવાને તેણે પંડીતોની સભા ભેળવી, અને પુછીયું કે, હું એ વાત કરવાને લાએક છઊં કે નહીં તેનો જવાબ તમો શાસતર જોઈને મને આપો. આ ઉપરથી પંડીતોએ જવાબ દીધો કે, હે રાજા! ચોખુણ પ્રુરથવી ઉપર તાહારો પરતાપ મશહુર થઈ ચુકોછે. હવે તારો કોઈ દુશમન રહીયો નથી; માટે તું તારી મરજીમાં આવે તેમ કર. તારે રાજાએ તેઓને કહીયું કે, મને સંવત બાંધવાની વીધી શાસતર પરમાણે બતાવો કે તેમ હું કરૂં. તેઓએ જવાબ દીધો કે રાજા હમો કહીએ તેમ કર. પેહેલાં તો તું અછતમાળા પેહેર. પછી દેશ દેશના બરાહમણ જમીનદાર, બંડીઆ રાજાઓ, તથા બીજા આપણા તાબાના મુલકના સઘળા લોકોને બોલાવીયા બાદ સવા લાખ કનીયાદાન, તથા ગઉદાન સવા લાખ બરાહમણને આપ. આપણા નગરના જેટલા બરાહમણોછે તેટલાને વરસાસન કરી આપો. એક વરશનું મેહેસુલ જમીનદારોને માફ કરો, અને જે કોઈ કંગાળ એ વરશમાં આવે તેનું ખાણ પોશાણ કરવાનો બંદોબસ્ત કરો. આ સઘળું રાજાએ ઘણી ખુશીથી કીધું; અને તે શીવાએ પણ તેણે બીજાં ઘણાં ઘણાં સારાં કામો કરીયાં, જેનું બખાન કરી શકાતું નથી. તેણે એક વરશ સુધી ઘરમાં બેસી રહી વેદ પુરાણની કથાઓ સાંભળીયા કીધી; અને આ પરમાણે શાસતરની આગીના મુજબ કરી તેણે સંવત બાંધીયો, અને તેને સારૂ લોકો તેને શાબાશી આપવા લાગીયા.

આવી રીતે રતન મંજરીએ વિક્રમ રાજાના ગુણનું બઈઆન રાજા ભોજને કરી સંભળાવીયું; અને કહ્યું કે હે રાજા ભોજ! જો તારામાં આટલાં પરાક્રમ હોય તો તું એ સિંહાસન ઉપર બેસ. આ સઘળું સાંભળી ભોજ રાજા બોલીયો કે તેં જે વાત

કહી તે મને પસંદ પડી. બાદ સભામાં બેઠેલા દીવાન મુતસદીઓને તેણે સંવત બાંધવાની તઈઆરી કરવા માટે વરદી આપી. તે દિવસની રાત તો એમની એમ વહી ગઈ. બીજે દાહડે સહુવારે સિંહાસનપર બેસવાની તઈઆરી કરવાનું ફરમાવી દીવાનને બોલાવી કહીયું કે, તમો એકદમ તે વિશેની સઘળી તઈઆરી કરો. વાર નો લગાડો.

આ વાત સાંભળી રાજાનો પરોધ બોલીયો કે, હે રાજા તું શું કરવા ઘભરાએછે. હજુ તો તું એક પુતળીની વાત સાંભળી રહીયોછે. એ પરમાણે સંધી પુતળીઓની વાત સાંભળીયા બાદ તારે જે કરવું હોય તે કરજે. ધીરજ રાખ. રાજા તે ઉપર બેસવાને એટલો ઇનતેજાર હતો કે, પેલા પરોધનું કહેલું કાંઈ દીલપર નહીં લેતાં આગળ ચાલી સિંહાસનપર ચહડવા જાએછે એટલામા,

(અધુરૂં.)

---

## સીતા.

(સાંધણ પાને ૧૨૨ થી.)

સીતાએ પોતાના ધણીના ફરમાવ્યા મુજબ તેનું બીછાનું ઓટલા ઉપર કીધું અને પોતે છોકરાના પારણાં આગળ લંબાવ્યું. સીતાએ ઊંઘવાને ઘણું તરફડીઆં મારયાં પણ તેને ઊંઘ કંઈ આવી નહીં. તેને પેલા બ્રાહ્મણની ભયંકર સુરતની સંજ્ઞા આવ્યા કરતી હતી અને તેના દીલની અંદર ભારે ડર હતો. તેણે મ્હોહું ધોઈ જરા રક્ષા લગાડી અને સાવિત્રીની પવીત્ર ચોપડી વાંચવા માંડી હેતુ ઇરાદાથી કે તેમ કરવાથી આ ભયંકર વિચારો તેના મનમાંથી દુર થાય. પણ એમ કરવાથી પણ કંઈ વળ્યું નહીં. મ્હોલામાં કુતરાના ભોંકાર તથા ચંદ્રમાં ઉગ્યો બાદ કાગડાઓના કોકાર શીવાય બીજું કંઈ સંભળાતું નોહતું. તેણે પોતાના ધણીને જોયોતો તે તો ભર ઊંઘમાં ઘોરતો હતો. આવી રીતે સીતા પોતાનો વખત ગાળી નાખતી હતી એટલામાં કોઈ આગલો દરવાજો ઠેકતું હોય હેવું તેના સાંભળવામાં આવ્યું; પણ તે આવાજ પાછો તુરત બંધ થઈ ગયો. આ બનાવથી સીતા કંઈ બીધી નહીં, કેમકે રાતે રોન ફરનાર લોકો દરવાજા ઠોકેછે એ વાતથી તે સારી રીતે વાકેફ હતી. તે આ ધારણા ઉપરથી પોતાનું મન સાવધ કરીને બેસવા જતી હતી એટલામાં તેણે આગલી તરફથી માણસનાં ડગલાં જમીનપર પડતાં સાંભળ્યાં એટલે લાગલી પોતાનો ધણી સુતો હતો ત્યાં આગળ તેને જગાડવા સારૂ જઈ પોહોંચી. ત્યાં જુએછે તો દેવાલની ઉપર એક માણસ ચડતો તેની નજરે પડયો અને તે જોઈ સીતા તો દંગ થઈ ગઈ. તેનાથી નહીં બોલાય કે નહીં ચલાય. સીતાએ પેલા આદમીને જલદીથી ઉપર ચઢી પોહોરેગીરની દેવડી આગળ ઉતરતો જોયો અને દરવાજાનો આગળો એ નણુ અજાયબ ધભકારાથી ભાંગતાં સાંભળ્યો. બાદ એક લેઆમાં મસાલોની રોશનીથી સીતાની આંખ અંજાઈ ગઈ અને હથીઆરબંધ આદમીઓનું એક ટોળું ઘરની અંદર દાખલ થતું તેણે જોયું.

હરીદાસ ભર ઊંઘમાં હતો તેથી તે સીતાના જગાડવાથી તુરત ઉઠયો નહીં. પણ જ્યારે આગલા ઓરડામાં ભારે ઘોંગાટ થયો ત્યારે તે એબાકળો જાગી ઉઠયો અને પોતાના હાથમાં તરવાર લઈને લુટારાઓની સામે ગયો. તેઓ ઓળખાઈ શકાય નહીં તેટલા સારૂ તેઓએ પોતાના ચેહેરા કદરૂપા બનાવ્યા

હતા અને તેઓની આંખ ઘણીજ વીકાળ હતી. એક જાડો બોખશઠ આદમી આ બધાનો મુકરદમ હતો તેના ઉપર હાથ કરવાનું હરીદાસે પ્રયત્ન કીધું પણ તે હાથ તો છટકી ગયો. આખરે તેઓ બધા હરીદાસ ઉપર એકદમ કકડીને પડયા અને તેને મરતોલ કરી મુકયો.

સીતાએ આ સઘળું પોતાની નજરે જોયું પણ તે જરાએ ગભરાઈ ગઈ નહીં. જે ઓરડામાં તેનો ધણી ઘાયલ થઈને પડયો હતો ત્યાં તે ગઈ અને પોતાના છોકરાને હાથ ઉપર લઈ પોતાના માથાનો છેડો લુટારાઓ આગળ પાથરયો. આ વખતે સીતાની ખુબસુરતી અને કોમળ કાયા જોઈને આ કઠણ મનના માનવીઓથી તેના ઉપર હાથ થઈ શકયો નહીં. સીતાએ કહ્યું કે, હું આ મારો ખોળો પાથરી તમારી પાસે એટલુંજ માગી લઉં છઉં કે, આ મારા ધણીને તમો જીવતો મુકો અને મારે સ્વાધીન કરો. જો તમો ખરાં ઇનસાન હશો તો આ વફાદાર બઈરી અને ઈતિજાર માની વાજબી અને નમતાઈ ભરેલી અરજ તમારે કાને ધરશો અને મારૂં આટલું કામ કરવાથી તમારી ઓલાદઔલાદ સુખી થશે. આ ઘરમાંથી તમારે જે જોઈએ તે લો, હું તે સઘળું તમને બતાવવાને ખુશી છઉં, પણ આ મારી જીંદગીના મુગટને તો તમો સલામત રાખો!

સીતાની આ ઘણીજ વાજબી અરજનો કોઈએ ઉતર વાળ્યો નહીં. પેલો મુકાદમ અને બીજા કેટલાક આગળ ધસ્યા આવ્યા અને તેઓમાં પછાડી એક ઘણોજ કઠણ મનનો જંગલી માણસ હતો તેણે સીતાને તથા તેના છોકરાને પોતાની બરછીએ મારી ઘાયલ કીધાં. આ જોઈ તેઓમાંના એક બીજા આદમીએ આ નીરઅપરાધી માદીકરા ઉપર ઓર બીજો ઘા કરવાને પોતાનું હથીયાર ઉગામ્યું, પણ તેને તેમ કરતો કેટલાકોએ અટકાવ્યો અને કહ્યું કે એ લોકો નકી થઈ ગયલાં છે તે ઉપર હવે હાથ કરવાથી શું પ્રયોજનછે. લુટારાઓ સઘળા પેલા નહાના ઓરડામાં ઘુસ્યા અને હરીદાસની અંદર સેહેજ જરા તરા પ્રાણાત્મા રહ્યો હતો તેને તેઓએ સાબરદો નકી કરી મુકયો. આ જોઈ સીતાયે વીચાર્યું કે તેણે હવે તેના ધણીની આશયા બીલકુલ તજવી જોઇયે, તેનો પોતાનો અને તેનાં બચ્ચાનો ઘા એવો કારી નથી કે જીંદગીની આશા છોડી દેવાય. તેણે એક મુડદાંની ઓસાલે પડીને પોતાની આસપાસ પોતાની ગોલકતની જે લુટફાટ ચાલતી હતી તે સઘળું જોયા અને સાંભળ્યાં કીધું. એક આદમીએ તેના પગના તોડા કાઢી લીધા. બીજાએ તેના ગળાંમાથી કાળી ગાંઠી એરવી લઈ તેના હાથનો ચર કાઢી લીધો. આ ચોરી અને લુટફાટનું કામ ચાલી રહ્યું હતું એટલામાં બાહારથી બંદુકોના અવાજ સંભળાયા અને "નાસો પોલીસ આપણા ઉપર ચઢી આવેછે" એવો ઘોંઘાટ થઈ રહ્યો. એજરેલને કાને આ વાત પડતાંજ, તેણે કહ્યું કે તે હીચકારાઓથી આપણને શું થઈ શકનારછે; પણ હવે આપણું કામ પણ થઈ રહ્યું છે અને આપણે રૂકશત લેવાનો વખતજ થયોછે. તેણે ત્યાંથી જતી વખતે પોતાની બરછી સીતાની ઉપર ઉગામી પણ તેનો હાથ એક આદમીયે પકડી લીધો અને કહ્યું કે જે મારે હાથે હેને સદાની નીંદ લેતી કીધીછે; હવે એ મુડદાં પર તારે હાથ કરવો સજાવાર નથી.

લુટારાઓએ મસાલો હોલવી નાખી અને

ત્યાં બીલકુલ અંધારૂં થઈ ગયું. પણ એક ઓરડામાં દીવો બળતો હતો તેના આભાસથી સીતાને માલમ પડ્યું કે, આ ટોલકીનો ઉપરી જે ઓબશાક માણસ હતો તે કોઈજ નહીં પણ પેલો ઢોંગી પંડીત હતો. વળી તેને બોલતો સાંભળીને સીતાના મનનો શક બીલકુલ દુર થયો હતો. સીતા આ વખતે સાધારણ રીતે ભારે ધભરાટમાં હતી. તેનું હૃદયું એટલાં જોરથી ધબકતું હતું કે, જાણે પ્રાણ હમણા તેમાંથી નીકળી નાસશે. તેના વાહાલા ભરથારની લાસ તેનાથી થોડે કદમ દુર પડેલી હતી છતાં તે પોતે ઘાયલ થવાને લીધે તેની પાસે જઈ શકતી નોતી. તેણે પોતાનાં બચ્ચાંને જરા છાતીયે વળગાડ્યું અને જ્યારે તેણે બરોબર રીતે દુધ ચુંસવા માંડ્યું ત્યારે તેની સલામતી વિશે તેના મનને જરા સાતા પડી.

સીતા કેટલોક વખત લગી ત્યાં પડી રહી હતી પણ માણસનું જણવું કોઈ ત્યાં આવ્યું નહીં. ઘરની દાસીઓ તો આ દરામણો દેખાવ જોઈનેજ રૂકશત થઈ ગઈ. સીતાએ તેને બુમ પાડી પણ તેઓ એટલી હેબક ખાઈ ગઈ હતી કે તેની પાસે તેઓથી જઈ શકાયું નહીં. સીતાના મનમાં ખ્યાલ ઉત્પન્ન થયો કે હવે તેણે તેના ધણીની સાથે મરી જવું કયાં જીવવું એ ઐમા બેહેતર કહ્યું છે. આ બે વિચારમાંથી તેનાં છોકરાંની હયાતીયે તેને દુનીયામાં લાંબા દીવસ કાઢવાને તેનું મન લલચાવ્યું. તેણે વીચાર્યું કે, માયાળુ ઈશ્વરે મ્હોટી કૃપા કરીને મારાં વાહાલાં બચ્ચાંનો જાન ઉગારયો છે અને તેજ માયાળુ ઈશ્વરની મરજી તે બચ્ચાંની સંભાળને સારૂ મારી જીંદગી લંબાવવાની હશે તો એજ બેહેતર છે કે મારે બાકીનો વખત આ દુનીયામાંજ કાઢવો. પણ આવા ઉંડા ખ્યાલોમાં તેને જાસ્તી વખત કાઢવો નહીં પડ્યો. મશાલોનાં અજવાળાં અને હરતાં મુખડાંવાળાં માનવીઓ ત્યાં આવી પોંહોંચ્યાં, પોલીસ દારોગા તથા તેનાં માણસોને જોઈને અજાણુ લોકોનું ભારે ટોળું ભેગું થઈ ગયું. કેટલીક માયાળુ અને પરદુઃખભંજન ઓરતોઓ સીતાને ત્યાં આગળથી ઉઠાડી અને આ લોહીલોહાણ વાળી જગોપરથી લઈ જઈ તેના ઘાને સાફ કરીને, તેને મલમ પટ્ટા કીધા અને કપડાં પેહેરાવ્યાં. એ ઘા હેનાં પાંસળામાં લાગ્યો હતો અને તેમાંથી ઘણુંજ લોહી વહ્યું હતું. તેના છોકરાને અંગમાં ઘા લાગ્યો હતો. જે હજામ એ બન્નેનાં ઘાને મલમપટ્ટા લગાડતો હતો તેણે પેહેલાંથીજ કહ્યું હતું કે એ બન્નેનાં જાનને જરાપણ દેહેશત જેવું નથી. તેના ધણીની આશા તેણે તદન છોડી હતી તેમાં તો તે વાજબીજ હતી કેમકે તેનું તો આખું શરીર ઘાઓથી ભેદાઈ ગયું હતું.

આ અરસામાં શમદાસની વડી મ્હોટા બરાડા પાડતી સીતા પાસે આવી અને તેને પગે પડી કહ્યું કે, પોલીસવાળાઓએ હેને પકડ્યાંછે માટે તું ત્યાં આગળ ચાલ અને તેને છોડાવ. સીતાએ પુછ્યું કે કોને? વડીએ કહ્યું કે મારા ધણીને. સીતા બોલી હું કંઈ ત્યાં આવતી નથી. તું તારા ધણીને જેમ બને તેમ મારીથી દુર રાખ. એટલામાં પોલીસદારોગો પોતાના આદમી સાથે આગલા ઓરડામાં આવ્યો અને તેણે ઘણીજ નરમાશથી સીતાને પુછ્યું કે, બાઈ સાહેબ તમારી ખુશી નહીં હશે તો હું આગળ આવીશ નહીં; પણ હું તો જાતનો રજપુત છઊં અને મારા આવવાથી કંઈ ખોવાવાનું નથી. મેં તારા દાદા અને ફોઈને બોલાવવાને માણસો મોકલ્યાં

છે અને તેઓ બન્ને રસ્તામાંજ હશે. મને રામદાસ ઉપર શક આવવાથી મેં તેને પકડયો છે અને હવે મારૂં જે કામ છે તે એ છે કે, જો તું બચ્યાની આશા રાખે તો તે લેવી. મેં એક પંચાત લેગી કીધી છે તે હાલ આ કામની તપાસ કરવા બેસેછે. જે બનાવ બન્યો તે બધું વિસ્તારીને કેહેવાની તારામાં તાકાત હોય તો આ મારો સાથે કારકુન છે તે સઘળાંની નોધ લઈ લેશે. (અધુરૂં.)

---

## સ્ત્રી ઉપયોગી સૂચના.

(શાંધણુ પાને ૧૪૩ થા.)

કુદરતી રસતેથી દસ્તાન પડતું બંધ થાએછે ત્યારે બીજે રસતેથી જાએછે,- જેમકે નસકોરાંમાંથી, આંખમાંથી, કાનમાંથી, ફેફસાંમાંથી, પેટમાંથી, ફુકામાંથી, છાતીમાંથી, આંગળીઓ તથા અંગુઠામાંથી, બગલમાંથી, ચામડીમાંથી, અને બીજા જુદા જુદા સાંધાઓમાંથી નીકળેછે.

ઘણીએક ઓરતોમાં દસ્તાન મજુ પડેછે તેનાં કારણો એછે કે, કેટલીએકોમાં ઘણું વખતે ઉતાવળે ગર્ભ ધારણ કરવાની ખાસીયત હોયછે તેથી, તથા બચ્ચાંને જરૂર કર્તાં વધારે દીવશ ધવડાવેછે તેથી, તથા બીજા ગનનાં તરેહવાર વીચારોથી એમ થાએછે.

ઓરત પેહેલી દસ્તાન બેઠા શિવાય ગર્ભ ધારણ કરવાને લાયક થતી નથી. આગળ કહુંછે તે મુજબ, ગરમીના દેશમાં ઓરત ઘણી નાંહાની ઉમરે દસ્તાન બેશે છે. કોઈ વખત દશ અથવા અગિયારવર્ષની ઉમરે બેશે છે. કોઈ વખત ઓટલી ઉમરે [illegible] [illegible] થાએ છે. "[illegible] [illegible] પતી લખે છે કે, બંગાળામાં એના દાખલા એના જોવામાં આવ્યા હતા.

"ડાકટર ગુડીવ" કલકત્તાની વૈદકશાળામાં ગર્ભમોચનવિદ્યાના" શિખવનાર, કોઈએ સવાલ પુછેલો, તેના ઉત્તરમાં બોલેછે કે, એના જોવામાં એક હિંદુની ઓરત દશ વર્ષે બચ્ચાંની મા થઈ તે જોવામાં આવી હતી. પણ એના શાંભળ્યામાં આવ્યું હતું કે એક નવ વર્ષની ઓરતને બાળક થયું હતું. જે ઓરતમાં દસ્તાન વેહેલું થાએછે, એટલે નાંહાની ઉમરે થાએછે, તેમાં વેહેલું બંધ થાએછે, અને ચાળીશ વર્ષની ઉમર નથી થતી તેટલામાં તે ઓરત ઘરડી ડોસી થઈ જાએછે. રૂશિયા જેવા થંડીના દેશમાં ઘણી વખતે વીશ અને ત્રીશ વર્ષની ઉગરની ઓરત થાએછે ત્યાંહાલગી તેને દસ્તાન દેખાતું નથી, અને તેઓ સાહાઠ વર્ષની ઉમરના થાએછે ત્યાંહાંલગી ગર્ભ ધારણ કરવાને લાયક હોય છે. તેઓ ઘણી વખતે વર્ષમાં ફક્ત ચાર વખત દસ્તાન બેશે છે.

જ્યારે દાહાડા રેહેછે, ત્યારે ઓરત દસ્તાન બેશતી નથી. જયુગા પછી બાળકને ધવરાવતી હોય તે વખતમાં ઓરતને દસ્તાન થતું નથી. ગર્ભસ્થાનમાં કાંઈ ફેરફાર થવેથી દસ્તાન થતું નથી. ઘણી નબળી અવસ્થામાં ઓરતમાં દસ્તાન બંધ થઈ જાએછે. અકાળાન્ત માંદમાં અને દમના આજારથી કેટલીએક ઓરતનું દસ્તાન બંધ થઈ જાએછે. કેટલીએક વખતે એવું બનેલું છે કે, હાથ ૧ પેટથી હોવા છતાં તે દસ્તાન બેશે કે મેં મારે હાથ દે પૂરે દાહાડે જણેછે. ધીછે; હવે એ ગુહવતી હોય છે, તે વખત સજાવાર નથી. નેધા ઍાટલ મરાવ કર્મ સુઘરાઓએ ૧ ઉંપારી કામ શીખવેછે તે.

ક્વચિતજ કોઈ ઓરતમાં દસ્તાન થાએછે. કેટલાએકના અભિપ્રાય પ્રમાણે આ વખતમાં દસ્તાન બેશવું, એ ફરીથી ઓરત પેટથી રહેલીછે એની નિશાની છે. કેટલાએક લોકનું એવું મત છે કે, ઓરત જ્યારે બાળકને ધવરાવતી હોય તે દરમ્યાનમાં દસ્તાન બેશથી તેનું દૂધ વધારે મીઠું અને સ્વચ્છ થાએછે. પણ એ વાત ભૂલ ભરેલી છે. ધવરાવવાના વખતમાં દસ્તાન થાય તો તેથી ઓરત નબળી થઈ જાએછે, અને તેનું દૂધ ખરાબ થઈ જાએછે.

કોઈ વખતે ઓરતને ઘણું દસ્તાન જાએછે, અને તેથી કરીને તેનાં શરીરનો બાંધો નબળો થઈ જાએછે, અને તેને ગર્ભ ધારણ કરવામાં અડકાવ થાએછે, અને થોડા દહાડામાં તેની તંદુરસ્તીમાં મોટો બીગાડ થઈ જાએ છે; માટે આવે વખતે તેઓએ કાબેલ ડાકટરની સલાહ લેવી જરૂર છે. તેણે પાંચ અથવા છ અઠવાડિયાંસુધી કોઈ દરીયા કિનારાની જગોપર હવા ફેર કરવાથી, ઘણા નરમ બિછાનાપર નહીં, પણ કામળીપર સુવાથી; ઘણાં કપડાં ન ઓડવાથી, જે ઓરડામાં તેનું બેશવું થાય ત્યાહાં તાજી હવાનો આવનજાવ સારી રીતે રહેવાથી, અને પોષણ કરતા ખોરાક ઘણા મસાલાબિનાનો લીધેથી, તથા બિજારા ખુરા અને શાંત રાખેથી, અને દરિયાના પાણીમાં નાહાવેથી, ઓરત પોતાની ગુરેલી ભરેલી હાલતમાંથી ઠેકાણે આવી શકેછે.

આગળ જણાવ્યા પ્રમાણે ઓરતને સ્વાભાવિક કરતાં ઓછા વજનનું દસ્તાન જાએ છે, તો તેથી પણ અંગને નુકશાની છે; તો તે માટે પણ કોઈ કાબેલ ડાકટરની સલાહ લઈ તે વાતનો બંદોબસ્ત કરવાથી, પોતાની તંદુરસ્તી અને સુખમાં વધારો કરી શકેછે.

હવે આપણા દેશની બાનુઓને તંદુરસ્તી જાળવવા બાબત કેટલીએક વિશેષ સૂચના કરવાની જરૂર છે. પુખ્ત ઉમરે પોહોંચેલી ઓરતે ઘણા ઉજાગરા કરવા ન જોઈએ. ઘણા સાંકડા અને હવાનો ફેરફાર ન થવેથી ગરમ થએલા ઓરડામાં બેશી રેહેવાથી, તમો જાણોછો, કે કેટલા કિમતી જીવોનું નુકસાન થયું હશે. તાજી હવાથી શરીરમાં કેટલા સારા ફેરફાર થઈ જાએછે, એ વાતથી આપણા લોકો થોડા થોડા જાણીતા થતા જાએછે. અને તેમ ન કરવેથી કેટલી જુવાન ઓરતોને અધુરે જાએછે; અને કેટલીકને મુએલાં બચ્ચાં ઉત્પન્ન થાએ છે; અને એવાં બીજાં કેટલાંએક નુકસાન તે ઓરતોને ખમવાં પડેછે. આપણે દલગીરીની વાતછે કે આપણા દેશમાં કેટલીક ઓરતોએ પોતાની ગરીબ હાલતને લીધે તથા કેટલીકોએ કે જેની પાસે ધન છે, તેઓમાં અક્કલની ખામીને લીધે હવાનો ફાયદો ન લેવાથી આ ઉપર જણાવેલાં દુઃખો ખમી દુનિયા કુચ કરી ગયાં હશે, તે કહી શકાતું નથી. કેટલીએક બેસમજુ ઓરતોને જ્યારે હવાના ફેરફારની ભલામણ કરીયે, છેયે, ત્યારે તેઓ એમ કેહેછે કે ડાકટરો થાકયા એટલે તેઓ હવાની ભલામણો કરે છે, અને તેઓ સમજતા નથી, કે આપણા ત્રીજા માળિયાનું ગટરની બાજુપરનું અજવાળિયું ઉઘાડીયે છેયે કે કેવો ફરફર પવન આવે છે, અને એ મજેનો પવન મુકીને દુર જગોપર હવા ફેર કરવાથી શું ફાયદો થવાનો છે? આ પરમાણે કરાગજાણવાળાંઓને હવાના ફેરફારની સમજ છે! આવી બે સમજ થકી કેટલાં કુટુંબો સંતતિ વગરનાં રહી ગયાં હશે તેનો કોઈ વિચાર તેઓને નથી. જુવાન ઓરત જ્યારથી પે-

હેલી પોતાના ધણી સાથે રેહે છે, ત્યારથીજ તેને જાણવાની કોશેશ કરવી જોઇયે, કે તેનાથી રીતરેહ હમેશ તંદુરસ્તીમાં રેહેવાય? તંદુરસ્તીની તજવીજ આવખતથી ન શખ્યાથી તેને પોતાની ભૂલના ફળ જ્યવશે ત્યાંહાં સુધી ખમવાં પડશે. તેને તંદુરસ્ત બચ્ચાંને બદલે આજારી, અને કદમાં નાહાનાં બચ્ચાં અવતરશે. માટે ઓરત દુનિયામાં પેદા પછી તેને શું અગત્યનું કામ કરવાનું છે તેવિષે વિચાર કરવાની ભલામણ તેઓને કરીયે છઇયે. તેણે પોતાની તંદુરસ્તીની જાળવણી કર્યાથી દુનિયામાં તે તંદુરસ્ત બચ્ચાંને જન્મ આપી શકે છે. અને એમ થવું એ તેનો ધર્મ છે. અને એથી તેનું, તેના ખાવંદનું, બચ્ચાંનું, અને આખાં કુટંબનું સુખ વધે છે.

જુવાન ઓરતે એટલા સારૂ પોતાના ઘરનાં કામ કાજમાં અડચણ ન પોચાડતાં રોજ તાજી હવામાં કસરત લેવી જોઇએ. ચાલવું, એ મોટામાં મોહોટી કસરત છે. જુવો! શિયાળામાં આપણે ઘણું ચાલીયે છૈયે તેથી આપણી અંગની ગરમી વધે છે. અને તેથી આપણે વધારે થંડી ખમી શકીયે છૈયે. ગરમીના દીવશામાં તેટલું ચાલી સકાતું નથી, અને તેટલી ચાલવાની જરૂર પણ રેહેતી નથી. પણ તંદુરસ્તીના બચાવને સારૂ નિયમિત કસરત તાજી હવામાં કરવાની જરૂર છે; અને ઘરમાં ગોંધાઈ રેહેવાથી પોતાનું અંગ નબળું થતું જાય છે. અને જ્ઞાન તંતુઓનું જોર કમી થાએછે. એ વાત મોટી દલગીરી ભરેલી છે, કે આ જગોપર જેને પરમેશ્વરે પૈશાની સારી બક્ષીશ કીધી છે, તેની ઓરતો જેટલો ઉપયોગ તેઓના પગનો કરવો જોઇયે, તેટલો કરવાને બદલે વધારે ગાડીયે બેશીને ફરવાનો ઉપભોગ કરેછે, અને તે પણ ઘણી માઠી રીતે કરેછે:—ગાડીમાં બેઠા પછી કુદરતી તાજી હવાનો ફાયદો લેવાના સાધનને તો તે અટકાવી રાખેછે, એટલે ગાડીને એક અંધારી કેદખાનાની ઓરડીની માફક બનાવીને તેમાં ફરેછે. આ વાત પણ હસવા જેવી છે એમ કોઈ કહી નહીં સકશે વારૂ?

જે ઓરત ઘણી નાજુક છે તેને એકદમ કસરત લેવી બની ન સકે એટલા સારૂ તેણે થોડું થોડું ચાલવું, અને જેમ જેમ શક્તિ આવે તેમ તેમ ચાલવાનું વધારવું જરૂરનું છે. પણ તેમ તેણીથી બનેજ નહીં, એમ રાગણીને કસરત બીલકુલ છોડી દેવી નહીં. જો તે પોતાનાં સુખ અને તંદુરસ્તીની કંઈપણ કિમ્મત સમજતી હોય, અને દરકાર રાખતી હોય, તો તેણે પોતાની કસરત જારી રાખવી જોઇયે; અને બેશક તેને તેનું સારૂં ફળ મળશે. નાજુક ઓરતો ઘણી વખતે પોતાના પગ થંડા બરફના જેવા રહેછે, એવી ફરિયાદ કરે છે, તો તેને ચાલવાની કસરતથી પોતાના પગને ગરમ કરવાનું બની આવશે. અને પછી થોડા દીવશમાં એ ફરિઆદ જતી રેહેશે. જો તેઓ જરા વધારે ઉજાગરો કરીને સુવા જાએ છે, તો તેઓના પગ થંડા તેઓને માલમ પડે છે. આ વખતે બીછાનામાં ગયાની આગમચ જરા ઓરડામાં ચાલવાની કસરતથી પગ પાછા ગરમ થાશે.

**થંડી હવા માણસની તંદુરસ્તીને ઘણી ઉપયોગી છે.**—થંડી હવામાં ફરવાથી આપણને સારી મજાની ભુખ લાગેછે. થંડી હવા આપણું અંગ મજબુત કરવામાં મોટામાં મોટી દવા છે; માટે ઘરમાં અને બંધ કરેલી ગાડીયોમાં બેશીને ફરવાની કસરત કરતાં ખુલી હવામાં ચાલીને થંડી હવાનો

ઉપભોગ લેનો એ ઘણું ખુશાનમાં અને તંદુરસ્તી વધારનાર છે, એટલુંજ નહીં, પણ તેથી પણ શક્તિના ફેલાવ થવામાં મોટો આશ્રય મળે છે.

જે કુટુંબને ખુદાએ સારી પેઠે આપેલું છે, તેને જરૂર છે કે પોતાની બુદ્ધીનો ફેલાવ કરવો જોઇયે; પણ તેઓમાં કેળવણીનો સારો ફેલાવો ન થયાને લીધે તેમ થતું નથી. તેઓને એમ સમજ નથી કે સારી હવામાં, સારી સોબતમાં, સુધરેલા પણ પારકા દેશના લોકોની સોબતમાં આવી નવી નવી વાતો ઉપર વાતચીત કરી, પોતાના જ્ઞાનનો વધારો, અને બુદ્ધીનો ફેલાવો કરવો, એથી પણ તંદુરસ્તી વધે છે.

મોટા લોકોએ અમથા આળસુ આખો દીવસ કોચ ખુરશીપર આરામ લઇને બેશી રેહેછે, તેમ કરવું ન જોઇયે; કેમકે આળસુ રીતે બેશી રેહેવું એ ઘણા ઘણા આજારોનું મોટું મૂળ છે. ગરમ ઓરડામાં બેશથી અને નરમ મખમલના બીછાનાપર સુતાથી ઓરત નબળી, વગર હિંમતની થઇ જાય છે. અને તે કદાચ બચ્ચાંની મા થઇતો માનો ખરો ધર્મ શું છે તે તેણીથી જાણી શકાશે નહીં. એક વખતે એક ચંચળ કુતરાને સુરપી, ચાવલ, અને સારી સારી મિઠાઇયો ખાવાની આપીને તેને નરમ સુવાના બિછાનાપર એક ઓરડામાં કેટલાએક મહીના સુધી સુવાથી, તે અંગમાં વધી ગયો; પણ તેની તંદુરસ્તી બગડી ગઇ, એટલે તે આગળના જેવો ચંચળ અને હિંમતવાળો ન દેખાયો, અને આતોશી નબળો થઇ ગયો. આ વાતપર પૈસાવાળાની ઓરતે વિચાર કરવો જોઇયે.

"A virtuous woman looketh well to the ways of her household, and eateth not the bread of idleness."

અર્થ: સદગુણી સ્ત્રી પોતાના ઘર ધંધા પર સારું ધ્યાન આપે છે; અને આળસની રોટલી ખાતી નથી.

જુવાન ઓરતે સાદો પણ કૌવત આપે એવો ખોરાક લેનો જોઇયે. ખોરાક એકજ જાતનો નહીં લેવો જોઇયે, પણ જુદી જુદી જાતનો લેવો જોઇયે. જો કોઇ ધારે કે એકજ જાતના ગોરાના ઉપર રેહે છે અને કદાચ ભાગે જોગે તેના લેવામાં બીજી જાતનો ગોરા આવ્યો તો તે તેને પચતો નથી, અને તેથી પેટ બગડી જાએછે. કેટલાએક કેસરયા લોક પોતાની પાસે પૈસા છતાં સારો ખોરાક લેતા નથી. હિંદુઓની ઓરત જ્યારે આજારી હોય છે, અને તેને દૂધની કાંજી ખાવાની ભલામણ કરીયે છૈયે, ત્યારે તેઓ હેબાક ખાઇ જાયછે. તે એમજ કેહેશે કે મને દૂધ પચતુંજ નથી. અને એ વાત માનવા જોગ છે; કારણ કે તેઓ ઘણીક દાહેજ દૂધ ખાએ છે. અને ઘણા દીવસો લગી પેટમાં દૂધ લેવાની ટેવ નથી હોતી, તેથી પેટમાં તે પચતું નથી. આ વાતથી સાબીત થાએછે કે જે વસ્તુ ઘણા કાળ સુધી લીધી ન હોય, તે વસ્તુ પેટમાં કોઇ વખતે લીધાથી પચતી નથી. માટે જુદી જુદી ખોરાકની વાણી લેવાની ટેવ રાખવી જોઇયે. (અધુરૂં)

—⁂—

## MARRIAGE OF HINDU WIDOWS.

तंभरूपापदं पूर्वं पराशरेणचो यथा ॥

"Now, I shall declare the Dharmas and Acharas to be practised by a Grihastha (Householder) in the Kali Yuga. As I (Parasara), declared of old, so shall I declare the common Dharmas practicable by the four varnas (castes) and the four Asramas (orders)."

After all this, it can neither be denied nor questioned that the Parasara Sanhita is the Dharmas Sastra of the Kali Yuga.

Now, it should be enquired, what Dharmas have been enjoined in the Parasara Sanhita for widows. We find in the 4th chapter of this work the following passage:—

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते॥
मृते भर्तरि या नारी ब्रह्मचर्ये व्यवस्थिता।
सा मृता लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः॥
तिस्रःकोट्योऽर्द्धकोटी च यानि लोमानि मानवे।
तावत् कालं वसेत् स्वर्गं भर्तारं यानुगच्छति॥

"On receiving no tidings of a husband, on his demise, on his turning an ascetic, on his *being found* impotent or on his degradation—under any one of these five calamities, it is canonical for women to take another husband. That woman, who on the decease of her husband *observes the Brahmacharya* (or leads the life of austerities and privations), attains heaven after death. She, who burns herself with her deceased husband, resides in heaven for as many Kalas or thousands of years as there are hairs on the human body or thirty five millions."

Thus it appears that Parasara prescribes three rules for the conduct of a widow; marriage, the observance of the Brahmacharya and burning with the deceased husband. Among these, the custom of concremation has been abolished by order of the ruling authorities; only two ways, therefore, have now been left for the widows; they have the option of marrying or of observing the Brahmacharya. But in the Kali Yuga, it has become extremely difficult for widows to pass their lives in the observances of the Brahmacharya and it is for this reason, that the Philanthropic Parasara has, in the first instance, prescribed marriage. Be that as it may, what we wish to be clearly understood is this—that as Parasara plainly prescribes marriage as one of the duties of women in the Kali Yuga under any one of the five above enumerated calamities, the marriage of widows in the Kali Yuga is consonant to the Sastras.

*It being settled that the marriage* of widows in the Kali Yuga is consonant to the Sastras, we should now consider whether the son born of a widow on her re-marriage, should be called a Paunarbhava.* *There is a solution* of this question in the Parasara Sanhita itself. Twelve different sorts of sons were sanctioned by the Sastras in the former Yugas, but Parasara has reduced their number to three for the Kali Yuga. Thus:

औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिमकः सुतः।

"The Aurasa (son of the body or son *by birth*), the *Dattaka* (son adopted) and the Kritrima (son made)."†

Parasara, then, ordains three different sorts of sons in the Kali Yuga, the son by birth, the son adopted, and the son made; and makes no mention of the Paunarbhava. But as he has prescribed the marriage of widows he has, in effect, legalized the son born of a widow in lawful wedlock.

Now, the question to be decided is, whether this son should be called Aurasa (son of the body), Dattaka (son adopted), or Kritrima (son made). He can neither be called Dattaka nor Kritrima, *for the son of another man*, adopted agreeably to the injunctions of the Sastras is called Dattaka or Kritrima according to the difference of the ritual observed during the adoption.

* A son born of a woman married a second time. In the prior Yugas the Paunarbhava was considered as an inferior sort of son.

† In the Text there appears an enumeration of four different sorts of sons, but *Nanda Pandita* in his *Dattaka Mimansa*, has, by his interpretation of this passage, established that there are only three different sorts of sons in the Kali Yuga, the son of the body, the son adopted and the son made, we have followed his interpretation.

—•◇•—

# મીસાવડો.

OR

THE MISCELLANY.

અંક ૩૫—પુ૦ ૩]     મુંબઈ, માસ એપ્રીલ, સને ૧૮૭૬.     [કીં૦ આના. ૨

## ડાક્ટર જીરો.

### ગ્રાંટ મેડીકલ કાલેજનો પેહેલવેલો રસાયન શાસ્ત્રી.

### DR. GIRAUD.

આ ઈલાકાના દેશીઓને રસાયન શાસ્ત્રનું જ્ઞાન પેહેલવેલું આ વિદ્વાનની મારફતે મળ્યુંછે. એ વિદ્વાન મહા દયાળુ અને માયાળુ હતો, તે સઘળા લોકો જેઓ એને ઓળખેછે તેને માલુમછે. ગ્રાંટ કાલેજમાંથી કેટલાક તબીબો પેહેલવેલા તઈયાર થયાછે તે સઘળાઓએ કેટલાંક વરસ સુધી આ શખસના હાથ નીચે રહી વિદ્યા સંપાદન કરયા બાદ પરીક્ષામાં પસાર થઈ બાહાર પડયાછે; પણ આ વિદ્વાનની યાદગારીમાં કંઈ પણ થયું નથી તે જોઈ હમોને બે બોલ લખવાની જરૂર પડીછે, તે ઉપર લાગતા વળગતાઓ સારી તરેહ વીચાર કરી, જે ઘટતું કરવાનુંછે તે ઉપર નજર પોહોંચાડશે એવી હમોને ઉમેદછે.

દેશી તબીબોને પેહેલવેહેલી કેળવણી આપવામાં જે જે વિદ્વાનોએ આગેવાની લીધી હતી તે સઘળાઓની યાદગારી ગ્રાંટ મેડીકલ કાલેજમાં રાખવામાં આવીછે અને તે યાદગારી વળી તે વિદ્વાનોના હાથ નીચે સીખીને તઈયાર થએલા તબીબોથી થઈ છે એ વધારે વખાણવા જોગ બીનાછે; પણ જો આ તબીબો અને સારૂ તેવીજ તરેહનું કંઈ નહીં કરવામાં આવે તો તે બાબતનો ઠપકો પણ એના હાથ નીચે કેળવણી લઈને સારી યોગ્યતાએ પોહોંચેલા માણસોને ઘટેછે.

જુવો ગ્રાંટ કાલેજમાં ડાક્ટર મોરહેડ, ડાક્ટર પીટ, ડાક્ટર હેઈન્સ, ડાક્ટર બેલીંગાલ એ સઘળા વિદ્વાનોનાં બાવલાં ઘણી માન ભરેલી રીતે ત્યાં મુકવામાં આવ્યાંછે અને ડાક્ટર જીરો જેવા જુના અને પેહેલવેલા રસાયન શાસ્ત્રીની યાદગારીમાં કંઈપણ ત્યાં જોવામાં આવતું નથી તે જોઈ તેનો ગુણી પીછાનનાર શખસોને તાજુબ જેવું લાગેછે. ડાક્ટર જીરો એક સરસમાં સરસ ભાષણ કરતા હતા. એણે મીકાનીકસ ઈન્સટીટયુટમાં ઘણાં ઉત્તમ ભાષણો કીધાં હતાં અને એક વખતે રસાયન શાસ્ત્રને લગતું એક ઘણુંજ અસર કારક ભાષણ એણે કીધું હતું, તે વખતે ગ્રાંટરોડના રસ્તાની નઠારી હવાને એકઠી કરી તેની નાશકારક અસર ટાઊનહાલમાં પ્રયોગ કરીને બતાવી હતી.

શેઠ અરદેશર કુરસેદજી મુસ જેવા શખસ જેવણે રસાયન શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કીધુંછે તે આ શખસની મેહેરબાનીથી હતું. હમો તેઓને પણ આ બાબે સેજ ઈસારો કરીએ

છઇયે કે, આ વિદ્વાનની યાદગારી કાયમ રાખવાંની કેટલી જરૂરછે તે બાબે તેઓ પોતાના વીચારો બતાવેં.

હમો આશા રાખીયે છઇયે કે, ડાંક્ટર જીરોના હાથ નીચે શીખેલા તથા તેના દોસ્તો ઉતાવળે આ સુચનાનો સારી રીતે ઉપયોગ કરશે અને તેની યાદગારી રાખવાના સાધનો કામે લગાડશે.

## દારૂ ઉપર કર વધારવાથી તેનો ખપ વધ્યો કે ઘટયો.

ટારીફની અંદર જે ફેરફારો કરવામાં આવ્યાછે તેની અંદર દારૂ ઉપરના વેરામાં કેટલોક વધારો થયલો દીસેછે અને પણ તેથી કરીને તેનો ખપ ઘટવાને બદલે વધતો જાયછે એમ કેહેવાને હમારી પાસે પુરતાં સાધનોછે. બંગાળી બાબુઓમાં એ ઘણો વપરાતો હતો અને એથી ઘણા જાનોની ખુવારી થતી હતી તથા અકાળ મૃત્યુઓ નીપજતાં હતાં, તેનો અટકાવ કરવાને એ લોકોનું ભલું ઇચ્છનારાઓ હંમેશ એમ ચાહાતા હતા કે એ લોકો એ માઠી ચાલ છોડી દે. આ વાત ઘણા કાહાડથી ચાલતી હતી. આખરે તેનો ઘટતો અટકાવ કરવાને સત્તાવાળાઓએ વેરામાં કેટલોક વધારો કીધો, એવી ધારણાથી કે તેમ કરવાથી પૈસાનગરના લોકો તેનો થોડોજો ઉપયોગ કરતા અટકશે અને પોતાની નઠારી મૃત્યુકારક ચાલ છોડી દેશે; પણ એમાંથી પરીણામ એ નીપજ્યું કે, જે લોકો એ વાતમાં અચ્છી તરેહ ડુબેલાછે તેઓ હલકી કીસમના અને ઓછી કિમ્મતના દારૂઓ વાપરવા લાગ્યાછે અને તેથી કરીને તેઓના જાનની ઉતાવળે ખુવારી કરવામાં આવીછે.

બંગાળા તરફથી ફેલાતો ફેલાતો આ કલિ-કામાં પણ સેહેજસાજ સારો દારૂ હિંદુઓમાં વપરાતો હતો; તેની જગોગર હવે હલકી કી-સમનો વપરાશ લાગોછે અને તેથી કરીને તંદુ-રસ્તીમાં કેટલો બગાડો થાયછે તેનો તેઓ વીચાર કરતા નથી.

શાંભળ્યા પ્રમાણે મુંબઇમાંથી મુફસીલમાં પણ બ્રાહ્મણ, વાણીઆ, ભાટીઆ, લુવાણા બીગેરેમાં દારૂનો વાપર જારી થઇ ગયોછે, અને અંગ્રેજી ખાનાંઓ પણ હાટેલોમાં છાની છુપી રીતે લેવાતાં શીરૂ થયાંછે. આ ઉપરથી આગળ જે લોકો બોલતા હતા કે થોડા વખતમાં વર્ણા વર્ણનો ભેદ તુટી જશે અને ચાર ભાઇયારુ તો તેર ચુલાનો અંત આવશે તે વખત જાણે નજદીક આવી લાગોછે; પણ એથી કરીને દેશીઓને કેટલો ફાયદો અથવા નુકસાન થશે તે હમો હજુ સુધી સમજી શકતા નથી.

પણ જે લોકો પોતાની ન્યાતનું એવું અભીમાન રાખતા હતા કે, હમારી ન્યાત કલંક રહીત છે તેમ કેહેવાને તો તેઓનાં મોહોડાં હવે બંધ થયાંછે. ન્યાત જાતમાં અને સગાંવાહાલાંઓમાં એ બાબતને લગતા આગળ જે કજીઆ કંકાસ થતા હતા તેનો અંત આવ્યોછે, અને જેઓ એ બાબે સતા થઇને આગળ પડતા હતા તેઓને પોતાની મેળે પોતાનાં મોઢાં બંધ કરવાં પડયાંછે; તે જોઇને હમો તાજુબ થતા નથી; કેમકે જમાનાનાં વલણને કોઇથી પણ અટકાવ કરી શકાતો નથી.

તંદુરસ્તી જાળવવાને વાસ્તે તથા ડાક્ટરની સલાહ થકી પોશાણ કરતો ખોરાક તથા દારૂ વાપરવાને વાસ્તે હમો કંઇ બાધ જેવું સમજતા નથી. પણ જે લોકો ફકત મોજશોખ

કરવાને ઇરાદે તથા એવું બતાવવાને કે હમો હવે નાતજાતની દરકાર કરતા નથી, આવી ચીજો વાપરેછે તેઓને એ ગોબ્બદમાં ઘટતો ઠપકો દેવાને હમો પાછળ પડતા નથી.



## ચાય, કાફી અને નાળીયેરી.

### TEA, COFFEE, AND COCOA.

(સાંધણ પાને ૧૪૯ થી.)

'. હવે ચાયની જન્મભુમી ક્યાંછે અને તેને ક્યાં આગળ બનાવવામાં આવેછે તે તપાસીએ. એશિયા ખંડનો વિશાળ ભાગ જે ચીનની ઉત્તરમાં વિષુવવૃતથી ૧૭ થી તે ૩૧ ડીગ્રીની વચમાં આવેલોછે ત્યાં ચાય ઉગેછે. આ જગોની જમીન, ગરમી અને સ્થળ, જાણે ચાયની પેદાશને સારૂજ ચીનદેશમાં તે નિર્માણ કરવામાં આવ્યાં હોય તે મીસાલેછે. ચીનના એ ભાગને ચીના લોકો ચાયનો મુલક કહીને કહેછે; અને એ લત્તાની પેલી તરફ ચીનની રાજધાની કનતાન અને બીજી જગોપર જુજ છોડવાઓ કેથાં કેથાં જોવામાં આવેછે. ડુંગરા અને ટેકરાઓનાં ઢોળાણ ઉપર ચાયના છોડવાઓ સારી રીતે ઉગી શકેછે અને એને ઘણું કરીને દરાખના વેલાની માફક પોચી જમીન જોઇયે છે. ચીના લોકો તેને Teha or Tha કેહેછે. આ ઉપરથી યુરોપીયન બોટાનીસ્ટસ ઇયાને ઉદ્દભિદ વિદ્યાના શાસ્ત્રીઓએ ચાયને લાટીન નામ Thea આપ્યું. અંગ્રેજ લોકો એને Tea કેહેછે. ચાયના છોડવા બે વરસના હોયછે ત્યારથી તે બાર વરસના થાયછે ત્યાં સુધી વરસમાં ત્રણ વખત ચાયનો ફાલ આવેછે. એનાં ફુલો ન્હાનાં હોયછે, અને તેની કળીઓ ગોળ હોયછે. જ્યારે તે કળીઓ ખુલી જાયછે ત્યારે પાંચ પાંદડીનું આસરે એક ઇંચ પેહોળાવવાળું એક ગોળ ફુલ બની રેહેછે. ચીનની રૂતુઓનું કઇ પણ પડું નથી. ઉનાળાની ગરમી યુરોપના ઘણા દેશો કરતાં બહુજ જાસ્તી હોયછે તેમજ શીયાળામાં ચંડી ઘણી પડેછે. ગરમ દેશમાં ચાયના છોડો બરોબર ઉધરતા નથી. તેઓને રૂતુઓના કુદરતી ફેરફારની જરૂર હોય હેવું દીસેછે. ચાયના પાતરાં એકઠાં કરવામાં તથા તેને તઇયાર કરવામાં ઘણા ચીનાઓ કામે લાગેછે; અને એ કામ કરવામાં તેઓને જે જુજ મેહેનતાનું મળેછે તે ઉપર તેઓ તૃપ્ત રેહેછે; પણ એટલું યાદ રાખવું જોઇયે કે, ચીનમાં સઘળી ચીજ ઘણી સોંઘી છે અને મેહેનતુ લોકોની હાજતો થોડી હોયછે. જો તેઓને ફકત ચાય મળેછે તો તેઓ બીજા કશાની પરવા રાખતા નથી. ચાયના મુલકમાં દરેક ઓરડીમાં પાસે ચાયનું એક બેનર હોયછે. તેઓ દાહાડામાં ઘણી વખતે ચાય પીએછે અને તેમાં દુધ કે શાકર કઇ નાખતા નથી. માનડેરીન્સ અને મોહોટા લોકોને સારૂ જુદાં પ્યાલામાં દરેક આદમીને વાસ્તે ચાય કરવામાં આવેછે. જે મજુરો અને ભાર બરદારી લોકો ચાયના ગાંસડા ઉચકીને શેહેરમાં લાવેછે તેઓ વીસામાની જગોપર ચાયનું એક પ્યાલું પીયેછે. ચાયથી હંમેશ માણસને જાગરૂતી આવેછે અને એ એના મ્હોંયમાં ગ્હોરો ગુણછે. એક વૃદ્ધ ચીના ગ્રંથકર્તાએ ચાય અને તેને બનાવવાની રીત બાબે આ મુજબ કહ્યું છે: "એ ઘણોજ ઉપયોગી છોડનોછે, એને પીઓ અને એથી નીપજતા ફાયદાઓ બોહોળા ફેલાવો પામશે. એ પીઓ અને તમારા હોશમાં જાગરૂતી આવશે અને મગજ સાફ થશે. રાજાઓ અને અમીર ઉમરાવો એની તારીફ કરેછે.

નોચલી પાયરીના લોકો કોઈ દીવસ એ પનોના રેહેતા નથી અને રેહેવાના નથી. તેઓ સખળા-એને હરરોજ વાપરેછે, અને પસંદ કરેછે." આ ચીનાનું કેહેવું ચાયની બાબતમાં ઇંગલંડને પણ લાગુ પડેછે. દુર દેશના કેવળ નીરાળી રીતભાતના લોકોની કદી એક પણ રીત યુરોપીયન લોકોયે અખ્તીયાર કીધી તો તે ફ્કત આ ચાય હતી.

ચાયનાં પાતરાં ઘણાંજ કુમળાં અને એક બીજાંની સાથે વળગેલાં હોયછે ત્યારે તેને ચુંટી લેછે તે ચાય સઉથી સરસ થાયછે. સાધારણ ચાય થાયછે તેમાં એ પાતરાંને છેવટ લગી ઉગવા દેછે અને પછી તોડી લેછે. એ પાતરાં એકઠાં કીધાં બાદ તેને એક છાછર કડઈમાં નાખી દેવતા ઉપર મુકી સુકવવામાં આવેછે; બાદ તે પાતરાંઓના વીંટા આંગળીઓએ વતી વાળવામાં આવેછે; જેમ કરતાં ઘણોજ વખત લાગેછે. પણ ચીના લોકો ઘણાજ શાંત કામ કરનારછે અને કંઈ પણ ચીજથી તેઓ કંટાળી જતા નથી. ચાયનો પાક ચીન દેશમાંજ કરવામાં આવ્યોછે એ ખરે કુદરતી દીસેછે; કેમકે ત્યાંનાં આદમી આવું કંટાળા ભરેલું કામ કરવાને કદી થાકતા નથી પણ હોંસથી તે કામ કરવા જાયછે. એ લોકો શીવાય આખી જહાનમાં કોઈ બીજી પ્રજા નથી કે તે આ કામ એ લોકોના જેવી સારી રીતે કરી શકે. બ્રાઝીલ અને બીજી જગોપર જ્યાં જ્યાં ચાયના છોડવાઓ રોપ્યા ત્યાં પેહેલવેહેલું તો ચીનાનું કામ પડ્યું. ચીનની ઘાડી વસ્તીનો મ્હોટો ભાગ આ ચાયના મુલકમાં કામ પર રોકાયલોછે.

કુમળાં પાંતરાં તોડીને ચાય બનાવામાં આવેછે તેને સાઉચોંગ કેહેછે. પીકો પણ ખુશબોદાર પાતરાંનો બનેછે. કોંગો અને બીજી સાધારણ જાતની ચાય મ્હોટાં પાતરાંની બનેછે. લીલી ચાય ત્રણ જાતની થાયછે. સઉથી સરસ જાત જે હાઇસન છે તે ઘણીજ સંભાળથી ચુંટી કાઢેલાં પાતરાંને સાંકતી આંચે ગરમ કરેછે તેછે. એની કિમ્મત સાઉચોંગ કરતાં તેજ હોયછે. નાંકીનની દક્ષિણે આસરે ૧૫૦ માઇલ ઉપર એક સીંગ્લો નામનો પાહાડછે, તે ઉપર લીલી ચાય ઘણી થાયછે અને તે ચાયને તે પાહાડનું નામ આપવામાં આવ્યુંછે. ગનપાઉડર ચાય પણ કુમળાં પાતરાંની બનેછે અને બાજે વખતે તેના મ્હોટા ગોળા કરવામાં આવેછે. લીલી ચાય કરવામાં એક જાતનો રંગ વાપરવામાં આવેછે તેથી તે નાજુક અને નબળા લોકોને ઘણું કરીને સદતી નથી. કેટલાકને તો એમાં લેજતજ લાગતી નથી અને વળી એમાં એક ખોડ એછેકે એ પીધાથી ઊંઘ આવતી અટકેછે. આ ખાસીયત એ ચાયને તઇયાર કરવામાં છે અથવા હેના પાનરામાં રહેલી છે તે જાણવામાં આવ્યું નથી. જ્યારે ચાયનો જથો તઇયાર થાયછે ત્યારે તેને લાકડાંની પેટીમાં ભરેછે અને કોળી લોકો વાંસડામાં તે પેટીઓ ભેરવી પોતાની ખાંધપર મુઠી કનતાનનાં બંદરમાં લાવેછે. આ મજલ કાપતાં તેઓને નજદીક છ અઠવાડીઆં થાયછે. ચાયની પેટીઓ કંઈ એક બે મોકલવામાં આવતી નથી પણ બાજે વખતે ૬૦૦ પેટીઓ પણ એકદમ વીદાય કરવામાં આવેછે. ચાયના વેપારીઓ બધા ખેતરો, ગામડાં, અને દેવળોમાં જઇને ચાય ખરીદ કરેછે; કેમકે દરેક જગોપર બધા પાસે થોડી ઘણી ચાય વેચવાની હોયછે; એટલે લગી કે પાદરી લોકો પણ ચાયનો પાક બનાવી તે વેચેછે. જે ડુંગરપર ચાય ઉગેછે તે ઘણાજ ઊંચા અને ઢોળાવદાર હોયછે તો તે ઉપર

ચીનાઓથી જઈ શકાતું નથી ત્યારે તે લોકો ત્યાં ઝાડોમાં વાંદરાઓ વસેછે તેઓને છંછેડેછે અને પોતે નીચે ઉભા રહીને ઝાડોની ડાળીઓ તોડેછે એટલે તે જોઈને વાંદરાઓ પણ તે મોસાલે કરેછે અને ડાળીઓ તોડી નીચે ચીનાઓપર ફેંકેછે. આ ઉપરથી તેઓ તુરત પાતરાં કાઢી લેછે. (અધુરૂં.)



## તત્ત્વ બોધ.

(સાંધણ પાને ૧૨૭થી)

આ વિષયમાં એ સન્દેહ ઉત્થાપિત થઈ શકેછે કે, બ્રહ્મને એઓના જગતનો સૃષ્ટિકર્ત્તા અને સર્વવ્યાપી માનવાની શી આવશ્યકતાછે; તેના બીજા મદદગારછે ઈત્યાદિ કોઈકોઈ ધર્મોમાં અનેક ઈશ્વર માનેછે એ કેવું આશ્ચર્ય કારક છે; પણ એમાં એટલું સમજવું જોઈયે કે, ઘણા મદદગારોથી એક પ્રકાર, જ્યારે તેઓ સઘળા ઉપર એક અન્ય નિયામક હોયછે ત્યારેજ સિદ્ધ થાયછે. જગતની સૃષ્ટિ પણ જો ઘણા મદદગારોથી થઈ હોય તો તે સઘળાની ઉપર જે નિયામક હશે તે વાસ્તવીક રીતે પરમેશ્વર હોવો જોઈયે અને સઘળા જીવ તેને આધીન હોવાના. જો કોઈ નિયામક નહીં હોય તો એકની સૃષ્ટિ બીજાની સૃષ્ટિ કરતાં વિસદૃશ હોય ને તેઓમાં પરસ્પર કાયદા અને નિયમોની એકયતા નહીં હોવાની. જગત તત્ત્વવિત વિદ્વાન લોક જાણેછેકે, ઘણા દૂરસ્થ લોકોમાં પણ પરસ્પર સમ્બન્ધછે તથા આધ્યાકર્ષણાદિ એક પ્રકારના નિયમોને તે વશવર્તી ઈત્યાદિ આધીન છે તે ઉપરથી એટલું જણાયછે કે, આખા વિશ્વની સૃષ્ટિ કર્ત્તા એક અને અદ્વિતીય છે. કેટલાક ધર્મોમાં ઈશ્વરના શત્રુ તરીકે એક પુરૂષને માનવામાં આવેછે. તેવા પુરૂષ હોવાનું કંઈ પણ પ્રમાણ નથી. જો કોઈ મહાદુષ્ટ સ્વભાવ વિશિષ્ટ આત્મા હોય તો પણ જેવાં બીજાં ઘણાં દુષ્ટ મનુષ્ય જોવામાં આવેછે તેઓ ઈશ્વરના અને તેની ઈચ્છા અને શક્તિને અવશ્ય આધીન હોવાં જોઈયે, નહીંતર જગત શાન્તિની અવસ્થામાં કદી બરાબર નિયમ રહી શકતે નહીં; એટલા વાસ્તે તેને ઈશ્વરની તુલ્યતા કદાપી થઈ શકાતી નથી. અહિંયાં એ અવશ્ય સ્વીકાર યોગ્ય છેકે, જગતમાં એવા બહુ દુષ્ટ જીવછે તેઓ ઈશ્વર નિર્દિષ્ટ નિયમોની વિરૂદ્ધ આચરણ કરીને આપ પણ કલેશ પામેછે અને બીજાઓને પણ કલેશ દેછે; અર્થાત અમંગલ કરેછે. પણ તેઓ એટલું અમંગલ કદાપિ નથી કરી શકતા કે, જે સંશોધન યોગ્યતાની સીમાની બાહાર ચાલી જાય અથવા ઈશ્વરના સંસ્થાપિત નિયમોમાં વિઘ્ન પાડવાને સામર્થ હોય.

આ ઉપલી સદ્વિવેચનાથી એટલું નિષ્પન્ન થાયછે કે, સઘળી ચરાચર જગતનો સૃષ્ટિકર્ત્તા એક પરમેશ્વર છે, તે નિરાકાર, નિત્ય, અનન્ત, સર્વવ્યાપી, પૂર્ણ, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, મંગલનિધાન, પરમપવિત્ર અને અદ્વિતીયછે. આ વાત મહાત્માઓના અનુભવ અને ભિન્ન ભિન્નઆધિકારી ધર્મ શાસ્ત્રોની સાથે પણ મળેછે તેથી કરી સમ્પુર્ણ વિશ્વાસ યોગ્ય છે. વેદની શ્રુતિઓથી એ સિદ્ધાન્ત સમ્પુર્ણ ભાવથી નિકળેછે.

"सत्यं ज्ञानमनन्तं ब्रह्म आनन्दरूपममृतं
यद्विभाति शान्तं शिवमद्वैतं शुद्धमपापविद्धम्."

બ્રહ્મ સત્ય છે, આનન્દ રૂપ અને અમૃત રૂપથી પ્રકાશિત થાયછે. શાન્ત, શિવ અને અદ્વિતીય છે, શુદ્ધ અને અપાપ વિદ્ધછે.

"પરાસ્ય શક્તિ વિવિધૈવ શ્રૂયતે સ્વભાવિકી જ્ઞાન બલ ક્રિયાચ."

એની શક્તિ મ્હોટી અને નાના પ્રકારની સંભળાયછે. એની જ્ઞાન ક્રિયા અને બળ-ક્રિયાપણ સ્વભાવિક છે.

"ન [illegible]:"

તે વિશ્વનો સૃષ્ટિ કરનાર, જાણનાર, અને આત્માઓનું મૂળ કારણછે. (અધુરૂં.)

## સીતા.

(સાંધણ પાને ૧૫૨ થી.)

સીતાએ પુછ્યું પણ ચોરોનું શું. તેઓ નાસી ગયા? દારોગાએ કહ્યું હા બાઈ. હું ઘણો દલગીર છઊં કે, હમો ફક્ત ત્રણ જણ હતા, તેમાં એકતો ઘાયેલ થયલો હતો અને સામાવાળા ઘણા બળવાન અને હમને મારી હઠાવે એટલા હતા. તેઓમાના એકને ગોળી લાગવાથી તે મરતોલ થઈને રસ્તામાં પડ્યોછે અને બાકીનાતો લુવારના ખેતરમાં પસાર થઈ ગયાછે અને તેઓનો પત્તા લાગવાનો કંઈ સંભવ નથી. પણ બાઈ, હવે તુમો તમારી વાત મને સાદીને કેહેશો વારૂ?"

સીતાએ કહ્યું, હા હું જેટલું જાણું છઊંતેટલું મ્હોટી ખુશી સાથે તમને કહીશ; પણ મને અહીંયાંથી જવા દેશોના. મારૂં બચ્ચું મારી પાસેછે અને મારાં સગાંવાહાલાં અને વાલીઓ હમણાં આવી પોહોંચશે. દારોગાએ કહ્યું કે તે વાતની તમો જરા ફીકર ના રાખો, તમો બેધડક અહીંયાં રેહો. પંચાયતના કારભારીઓ બાહાર બેસશે અને તમો જે કેહેશો તે તેઓ સાંભળશે. તમને અહીંયાંથી કોઈપણ ખસેડનાર નથી. તમારે ડરવાનું જરાપણ કારણ નથી. આમાંથી સઉ સારૂંજ થશે. તમારે ઘણા દોસ્તો છે અને લોકો પણ તમારા પર બહુ ચાહના રાખેછે. દારોગો પંચાયતને લગતા આદમીઓને તેડી લાવ્યો અને તેઓ સઘળા સીતાના હાલ જોઈને ઘણા દલગીર થયા. સીતાએ પોતાની જુબાની ઘણીજ ધીરજથી અને સ્પષ્ટ રીતે આપી અને તે કાગળ ઉપર સીતાએ મોતીના દાણા જેવા ખુબસુરત હરફથી સહી કીધા બાદ, પંચાયત નામું પસાર થયું, એવી મતલબનું કે, "હરીદાસને લુટારાઓએ મારયો અને તેને તરવાર ઘા લાગ્યા. તેના ઘરમાં ચોરી થઈ પણ માલ કેટલાનો ગયો તે નક્કી કરવામાં આવ્યું નથી. જે શખસોએ આ ખુન તથા ચોરી કીધી તેઓ કોણ હતા તે સાબીત કરવાને પુરાવો મળતો નથી. પણ હમો બધા એકમત થઈને કહીયે છઈયે કે, રામદાસ આ સઘળી વાતથી માહીત છે અને ગુનાહમાં શામીલછે, અને હમો એવી સલાહ આપીયે છઈયે કે, તેને જ્યાં લગી સરકારનો હુકમ થાય ત્યાં લગી પોલીસે કેદ રાખવો.

આ કામ થઈ રહ્યું કે, સઘળા લોકો પોતપોતાને ઠેકાણે ગયા. ગામના એકઠા થયા અને હરીદાસની લાસને છેલ્લી ક્રિયા કરી અગ્નિદાહ દીધો.

એજરેલો આગરજો આ કામ ધારા મુજબ સાવચેતીથી રચ્યું હતું તો પણ હેમાં તેણે હાથ બાંધ્યો હતો. તેણે પોતાના આદમીઓથી છુટા પડતી વખતે કહ્યું કે, ભાઈયો હું ક્યાં જાઊં છઊં તે તમારે જાણવાની જરૂર નથી. હું જ્યારે તમને પાછો મળીશ ત્યારે તે બાબે તમોને વાકેફ કરીશ. આ કામમાં આપણે સાથી હાર ખાધી તે હું કહી શકતો નથી. હવે લાંબો વખત આ ઝીલ્લામાં આપણે કા-

હવે એ દેહેશત ભરેલું કામછે. જે કંઈ આપણે સુદી લાવ્યા તે તો તમોને વેહેંચી આપેલું છે અને મેં પોતે તેમાનું કંઈ રાખ્યું નથી; પણ તમો બધા સારી પઠે ગભરહો માટે તમારે ફકત જરા સાવચેત રેહેવાની જરૂરછે. ચલો હવે છુટા પડીયે. ટોળીવાળા સઘળા લાગલા વીખરાઈ ગયા. દરેક આદમીએ પોતાની બરછીને મીયાનમાંથી કાઢી કમ્મરે લપેટીને સંતાડી અને જંગલના ખુણાખોચરાના રસ્તા જોયી ફકત તેઓજ વાકેફ હતા ત્યાંથી રૂકશત થઈ ગયા. તેઓના ઉપરીનો બચાવકરનાર જે માણસો હતા તેઓએ તેને વાસો આપેલો હતો અને એ માણસો કોણ હતા તે આગળ પછી જણાવવામાં આવશે.

સીતાના રોસાના ઘરમાં એની કોઈ ભગસકામાં ઉઠીને ઘર ધંધો કરી રહી હતી એટલામાં તેણીયે બાળારામ અને પોલીસજમાદાર ફતેહસીંગને ઉતાવળથી તેણી તરફ આવતા જોયા. તેઓને જોઈને તે કંઈ ગભરાઈ નહીં, પણ તેઓને હિમ્મતથી પુછ્યું કે, આટલી બધી તાકીદથી તમોને આવવાનું કેમ બન્યું તે મને કહો? આ સવાલનો જવાબ નહીં દેતાં, તેઓએ પુછ્યું કે, તારો ભાઈ ક્યાંછે તેને જગાડ અને એકદમ અહિંયાં લાવ. પેલી તેને ઉઠાડવા જતી હતી એટલે તે પોતેજ માથાપર સાલ લપેટીને આવી પોહોંચ્યો અને પુછવા લાગ્યો કે, ખાનસાહેબ શું અહેવાલ બન્યોછે તે હમોને કહો. તેણે કહ્યું કે, આ તારી બેનને તું અહિંયાંથી વિદાય કર: કેમકે મારે જે કેહેવાનું છે તે ખાનગીછે. તેણે પોતાની બેહેનને ત્યાંથી જવાને સારૂ ઘણું એ કહ્યું, પણ તે કંઈ ત્યાંથી ટળી નહીં: આખરે નાસિર્ કહ્યું કે, જે વાત હોય, પછી તે ખુશીની હોય કિંવા દલગીરીની હોય, તે તમે બેલાશક હેની હાજરીમાં મને કહી સંભળાવો. ત્યારે કહ્યું કે, એ ઘણી દુઃખદાયક ખબરછે. આજે સહવારે હરીદાસના ઘરપર ધાડ પડી હતી અને તેમાં હરીદાસ મારયો ગયો. પણ તેની બાઈરી જીવેછે કે શીનરેહ? તે માહીકરો તો ઈશ્વર ઈચ્છાથી સલાગતછે પણ તમો બન્નેની હાજરીની ત્યાં ઘણી જરૂરછે; માટે હું તમોને તેડવાને આવેલો છઊં. ચલો હવે તાકીદ કરો. તેઓ બન્નેએ આંસુથી નીગળતી આંખો સાથે સીતાને સાસરે જવાની તઈયારી કીધી અને જેરમાહારાજ ત્યાં હાજર હતા તેહને પણ સાથે લીધા. સીતા પોતાની ભર જુવાનીમાં રંડાઈ તે જોઈ તેઓને ઘણુંજ માઠું લાગ્યું; પણ બામનજીએ તેઓને જરા દીલાસો આપ્યો કે, તમો રડોછો શું કામ, તમારે તો ઉલટો પરમેશ્વરનો પાડ માનવો જોઈયે કે, તેણે સીતાને અને તેના બચ્ચાંને જીવતાં રાખ્યાંછે. ચલો હવે નકામો વખત ગાળવો કંઈ કામનો નથી. આપણે તે બન્નેને આપણે ઘેર લઈ આવીયે.

તેઓ સહવારના પોહોરના ઘણુંજ રળીયામણા વખતમાં ત્યાં જવાને નીકળ્યા; પણ આ દલગીરીથી તેઓનું દીલ એટલું તો ગમગમીન થઈ ગયું હતું કે, કુદરતની ખુબસુરત ખુબીઓ તેઓના મન ઉપર કંઈ પણ અસર કરી શકી નહીં. ગોકુળપુરમાં પેસતાં વારને બધા લોકો તેઓને રડતા કુટતા સામાં મળ્યા. હરીદાસની લાસને નવડાવીને દુરસ્ત જમીન પર સુકી હતી. સીતા બેશુદ્ધ થઈને પડેલી હતી તેની પાસે આ લોકો ગયા. તેણે પેહેલવેલાં તો તેઓને ઓળખ્યાં નહીં, પણ આખરે તેનો છોકરો તેની સોડમાં સુતો હતો તેને ઉઠાડીને સીતાએ તેઓને બતાવ્યો અને કહ્યું કે એ જીવેછે અને હું પણ ઈશ્વ-

રની મેહેરબાનીથી સલામત છઉં. પણ મારો વાહાલો ધણી હક થઈ ગયો કે નહીં તેની મને ખબર નથી. સીતાની ફોઈયે કહ્યું કે, તે તો સાફ થઈ ગયોછે. તારે હવે તેનો વીચાર કરવાની કશી જરૂર નથી. તારે તો તારો પોતાનો અને તારાં બચ્ચાંનો વીચાર કરવો જોઈયે. સીતાએ કહ્યું કે, મારી આંખો લોહીથી ભરપુર થઈ રહીછે અને મને તેની ગંધ આ ઘરમાં હજુ આવેછે; માટે મને તો તમો અંહીંયાંથી એકદમ લઈ જાઓ. તેની ફોઈયે કહ્યું કે, બેહેન, હમો તેટલા સારૂ તો અહીંયાં આવ્યા છઈયે. જે ઘરમાં તેં તારાં બચપણનો આખો વખત ગાળ્યોછે, તે ઘર તને તારી આખી હયાતી લગી ફાયદો આપશે. અલબત્તે તારા ઉપર આટલી નહાની વયે મહાકારી દુઃખ પડ્યું છે, પણ મને ખાતરી છે કે તે તું ઘણી હિમ્મતથી ખમાવશ કરશે.

બાહાર રામદાસને બે સીપાઈઓએ પકડ્યો હતો, તેણે નારેંદ્રને કહ્યું કે, તું મને બચાવ. મારા પર તેઓ શા સારૂ વેહેમ લઈ જાયછે. શું હરીદાસનાં ખુનનો બોજો મારે શીર નાખવામાં આવેછે? હું તો ગઈ કાલે રાતનાં આવીને હરીદાસને કહી ગયો હતો કે, હવે આપણી ખટપટ બનાવીયે જે વાત હેની બધીરીતે પણ માલમછે. ત્યાં પોલીસના અમલદારો બેઠા હતા તેઓએ કહ્યું કે, રામદાસ હવે બસ થયું. એ તો ખુનનો મુકદમોછે અને હમારીથી તને જાસ્તી વાતચીત કરવાને પરવાનગી આપી શકાની નથી. તારે જે કેહેવું હોય તે તું તારા બચાવમાં માજીસ્ટ્રેટની રૂબરૂમાં બેલાશક કેહેજે. અહીંયાં નકામું ટાયલું કરવાની કશી જરૂર નથી. રામદાસે કહ્યું તે તો ઠીક છે પણ હું મરનારનો કુટંબી થાઉં છઉં અને એને અગ્નિદાહ દેવાનો મારા શીવાય બીજા કોઈનો હક નથી. રામદાસે કહ્યું કે તે તું બીલાશક કર. તું અહીંયાંજ નાહી લે અને તઈયાર થા. રામદાસે કહ્યું કે મારાથી આ લોહીથી તર થયલાં ઘરમાં કદી પણ નાહી શકાય હેવું નથી, મને તો મારે ઘેર જવું જોઈયે. પોલીસવાળાઓએ કહ્યું કે તેમાનું કશું વળનાર નથી. હવે આમ કરવામાં રામદાસની મતલબ વારસો મેળવવા, તથા ઝવેહરાત વીગેરેના માલીક થવાની હતી અને એ ક્રિયા કરવાનું કામ છોડી દઈ, આ સઘળા ઉપરથી પોતાનો હાથ ઉઠાવવાને તે જરા રાજી નહીં હતો.

રામદાસે કહ્યું, હું ગમે ત્યાં નાહિશ અને તઈયાર થઈશ. એટલામાં બધી તઈયારી થઈ અને રાધુઓ ખાટલી લઈને આવ્યા, તેઓમાં પોલીસ પેહેરાની દેખરેખ નીચે રામદાસ પણ હતો. વામનભટે નારેંદ્ર પાસે આવી તેના કાનમાં કહ્યું કે, આગ મુકવાને સીતાના છોકરાને લઈ જવો જોઈયે, તે છે ક્યાં. તેણે કહ્યું કે સીતા તેને વીસો મુકનાર નથી. ભટજીએ કહ્યું કે, હું કહીશ તો તે છોકરાને જવાવાર આપણને મોકલશે. પણ તે છે ક્યાં. પાસેના ઓરડામાં સીતા સુતી હતી ત્યાં વામન ભટ ગયા અને તેના છોકરાને હાથે હરીદાસને આગ મુકાવવાથી મીલકતનો વારસો રામદાસની પાસેથી જઈ હેના હાથમાં આવેછે હેવું સમજાવી, તેના બધાં વાંધાઓ દુર કરી છોકરાને સીતાની ફોઈયે લીધો અને તે જગોપર તેઓ જઈ પોહોંચ્યા. બધી ક્રિયા થઈ અને છેલ્લો પીંડ મુક્યો એટલે રામદાસ એક ઘાસની સળગેલી પુળી લઈને આગ મુકવાને આવ્યો, એટલે વામનભટે તેને ખસેડી દીધો અને કહ્યું કે જ્યાં લગી મરનારનો છોકરો

હયાત છે ત્યાંસગી તારૂં કશું પોહોંચતું નથી. આ સાંભળી રામદાસનું મોહો ઘણું વીલું પડી ગયું અને પેલા છોકરાને હાથે આગ મુકાની તે જોઈ બધાઓ ઘણાજ ખુશ થયા અને રામદાસ છેક શરમીંદો પડી જવાથી એક ખુણે મુગો બેઠો. આ ક્રિયા થઈ રહી કે સીતાની સ્ત્રોઈ પેલા છોકરાને તુરત ઘેર લઈ ગઈ. આ વખતે સીતા જરા હોશીયાર થઈ હતી. છોકરાને હસતે મોઢે પાછો આવેલો જોઈને પોતે જરા ખુશ થઈ અને જ્યારે તેની સ્ત્રોઈએ તેને કહ્યું કે, આ છોકરો આટલી ક્રિયા કરવાથી પોતાનો વારસો જાળવી શક્યોછે ત્યારે તેની આંખમાંથી હરખનાં આંસુ પડ્યાં. સીતા અને તેની સ્ત્રોઈ ત્યાંથી શાહાગંજી જવાને નીકળ્યા; કેમકે આ કારી બનાવ બન્યા પછી, સીતા પોતાના સાસરાનાં ઘરમાં અનભેગી થઈ નોતી. બીજી બધી જરૂરીયાત ગોઠવણ કરવાને નારેંદ્ર પાછળ રહ્યો. ત્યાં જેટલી ચીજો હતી તેની એક ટીપ કીધી અને ત્યાં પોલીસ વગેરે જેટલાં આદમીઓ હતાં તેઓની તેપર સાહી કરાવી. ફકત રામદાસે તેપર સહી કરવાને ના પાડી. તેણે કહ્યું કે, તમો કુરેબ રમીને આ મીલકતના માલીક થવા માંગોછો પણ એનો ખરો માલીક તો હું છઉં: હાસ તો નારેંદ્ર એ બધું-તું તારી પાસે બેલારાક રાખ.

થોડા દીવસ બાદ માજીસ્ટ્રેટનો હુકમ આવી પોહોંચ્યો. તેણે આ કામમાં પોલીસે જે દગલાં ભરયાં હતાં તે મંજુર કીધાં અને રામદાસને જામીન પર છોડવાને પરવાનગી આપી. રામદાસ પણ લગવાળો આદમી હતો.

બીજે દાહાડે રાતના રામદાસ હીસાબ કરતા બેઠો હતો એટલામાં તેને હેવો સંદેસો મળ્યો કે, બાહાર એક ઉંચો સરખો બ્રાહ્મણ આવ્યોછે તે મળવા માંગેછે. રામદાસ તુરત સમજી ગયો કે, તે કોઈજ નહીં પણ એજરેલ હોનો જોઈયે. એજરેલે કહ્યું કે, અહ્યા રામદાસ, પેલાં કામમાં તો હમે સાબીત હાથ બાપોજો અને હું હવે છેક ખાલી થઈ ગયો છઉં. મારે પાંચશો રૂપીઆ જોઈયે છઈયે તે તું મને એકદમ આપ. રામદાસ આનાકાની કરવા લાગો ત્યારે એજરેલે તેને ધમકી આપી કહ્યું કે, હરીદાસના ખુનનો બોજો તારા સીર ઉપર મુકેવાનું કામ મારા હાથમાં છે માટે મને ના કેહે તેની પેહેલાં ઘણો વીચાર કરજે. રામદાસે કહ્યું કે લે ભાઈ તું માગેછે તે આપેયા વના મારો કઈ છુટકો છે? રામદાસ જાણતો હતો કે તેની મુઠી એજરલનાં હાથમાં હતી તેથી તેની સાથે કઈ પણ બંદોબસ્ત કીધાવના પાંચશો રૂપીઆ મુગામુગા તેને કાઢીને આપ્યા. (અધુરૂં.)

---

## સ્ત્રી ઉપયોગી સૂચના.

(સાંધણ પાને ૧૫૪ થી.)

ખોરાક દાહાડામાં ત્રણ વખત લેવો જોઈયે. પણ એકજ વખત એકદમ લેવો ન જોઈયે; કેમકે પેટમાં લીધેલા ખોરાકને પચવાને વાસ્તે પણ કાંઈ વખત આપવો જોઈયે. જેમ મોટા લોકની ઓરતો જરા અંગ સુસ્ત દેખાય એટલે ઉઠીને દારૂની બાટલીનો શિકાર કરે છે, તેમ તેઓએ ન કરવું જોઈએ. પણ જરા હરી ફરીને સુસ્તે થવાનું કારણ જે ન પાચેને થયેલો ખોરાક, તેને પાચન કરવો જોઈયે. અંગ્રેજીમાં આ પ્રમાણે લખ્યું છે કે:—

"Draw physic from the fields in *draughts* of vital air."

**અર્થ.** હવાની લેહેરમાં ચાલવું એજ દવા છે, તેનો આશરો તમે લેજો.

ઓરતે સહવારના પોહોરમાં વેહેલાં ઉઠવું જોઈયે. જેમ મોટા લોકોની ઓરતો સહવારના નવ વાગે છે ત્યાં લગી ઉઠતી નથી, તેમ ન થવું જોઈયે. તમારા સાંભળ્યામાં આવ્યું હશે કે જ્યારે ચાકર બાઈ સાહેબને ઉઠાડવાને જાય ત્યારે તે બબડે, અને તે બીમારી પાંચ સાત ગાળ ખાઈને પાછી આવે. આ મૂર્ખપણાની નિશાની છે. માટે જો તેઓ આમ કરવું સુખ સમજે છે તો તેમની મોટી ભુલ છે; અને એમ ન કરવાની કોશેશમાં તત્પર રેહવું જરૂરનું છે. સહવારના પોહોરમાં ઉતાવળે ઉઠવું એ ઘણું દુરસ્ત છે. સૃષ્ટિની રચનાનો કાંઈ વિચાર એ વખતે થાએછે. આપણા પેદા કરનારના મોટા ડાહાપણના દાખલાઓ નજરે જોવામાં આવે છે: ફુલ ખીલી નીકળ્યાં હોય છે. ફુળો સારી રીતે પોતાનો મનોહર દેખાવ આપે છે. પક્ષિયો મધુર ગાયન ગાતાં ઉડે છે. આ સઘળું જોઈને આપણો પ્રભુ આપણુને યાદ આવે છે, અને યાદ આવેછે તેથી આપણું કલ્યાણ થાએ છે. માટે હમેશ વેહેલાં ઉઠવાની કોશેશ કરો. સહવારમાં થોડી કસરતથી દાહાડામાં ઘણી કસરત કીધા કરતાં વધારે ફાયદો મળે છે. તંદુરસ્તી સુધરતી જાએછે.

ઓરતે વેહેલાં સુવા જવું જોઈયે. રાતના બાર અને એક વાગના સુધી આળેમુ બેશી ગપ્પાં મારે છે તેમ ન કરવું જોઈયે. જે ઓરડામાં સુએછે તે ઓરડામાં તાજી હવા આવે જાએ એવો બંદોબસ્ત રાખવો જોઈયે. આ પ્રમાણે ન કરવાથી ફેફસામાંથી નિકળતું ઝેર તે ઓરડામાં એકઠું થાએ છે, અને તેને આપણા સ્વાસમાં લેવું પડે છે, અને તેથી ઘણી નુકસાની થાએ છે. માટે તે ઓરડામાં કાંઈ હવાનો બંદોબસ્ત રાખવો જરૂરનો છે. આપણા લોકને આ વિચાર નથી, એ દલગીરી જેવું છે.

જુવાન ઓરતો પોતાની નાજુકી બતાવવાને ઇજાર અને ચણીયા તાણી તાણીને પેહેરે છે, તે તેઓએ કરવું ન જોઈયે; કેમકે એમ કરવાથી આંતરડાં દબાય છે, કોઈ વખત અધુરે જાએ છે, અને બાજે વખત તેને સંતતી થતી નથી. કાંચળીને પણ ઘણી તાણી તાણીને પેહેરવી ન જોઈયે. અને પેટ અને હાથ અરધા અરધા ઉઘાડા દેખાએછે, તેને વાસ્તે પણ પોતાના પોશાકમાં કાંઈક ફેરફાર થાય તો ઘણું સારું. તેમજ કોઈએક જમાતમાં સ્તનોને બેહાની માફક છુટાં રાખે છે, તે પણ એક મૂર્ખપણાની નિશાની છે. સીલોનના બેટ (લંકા) માંના સિંગલીજ* લોક સ્તનો ખુલ્લાં રાખેછે, અને તે તમો જો કોલંબો અને કંડીમાં જશો તો તમારા જોવામાં આવશે.

ઓરતને કાંઈ ગમત પણ જોઈયે. તે એવી ગમત ન જોઈયે કે જે અનીતીને ઉત્તેજન આપતી હોય. આપણા લોકોમાં જે ગમત છે તે ઘણેક દરજ્જે અનીતી શીખવે એવી છે. મોટી વયની ઓરતો નાહાનાં બચ્ચાંઓને સાથે લઈને બેસે છે, અને તેઓની ગમતમાં સંસાર વેહેવાર વિષે મોટી મોટી બુમ પાડીને બેશરમી રીતે એક બીજામાં વાતો કરે છે. નાહાનાં છોકરાંને એક બીજાની આગન્યાતો હોયજ નહીં, જરા વધારે ઉમરે પોહોચેલી, તે તો નાગી નાગી નરથી

* સિંગલીજ એટલે સિલોન (લંકા) માં રહેનારા તે.

વાતો બચ્ચાંઓ આગળ કરતી રેહેછે. આ સઘળું એક જાત જે અંગરેજોની બરોબરી કરવા જાએ છે, તેમાં બને છે. આપણા લોકમાં જે દસ્તાન વેહેલું દેખાએ છે, તેનું આ ઉપર લખેલું પણ એક કારણછે. પણ એ એ લોકોએ જરૂર શાદ રાખવું કે સુધરેલા દેશના લોકોમાં આવી બેહાઈ ભરેલી ગમતો હોતી નથી. નાંહાનાં બાળકોનાં મોહો આગળ તેઓ કંઈ પણ એવી વાત કાહાડતાં નથી, અને તેઓનો બરાબરનો મંડળીમાં તેઓને આવવા પણ દેતાં નથી. તેઓ પોતાનો ફુરસદનો વખત તેઓની બેહેનપણીઓ સાથે નીતીનાં પુસ્તક વાંચવામાં, નવાં નવાં નમુના જોઈને તે પ્રમાણે ભરવામાં, નવાં નવાં ઉત્તમ ફુલો જે બાગોમાં જોએલાં તે ચીતરવામાં, વાજીત્ર વગાડવામાં, ગાવામાં, અને પરમેશ્વરની સ્તુતિ કરવામાં કાહાડેછે. કેટલીએક વખતે તેઓ શેત્રંજ રમે છે. કેટલીએક ઓરતો પોતાનાં નાંહાનાં બચ્ચાંઓનાં કપડાં સીવેછે. કેટલાએક પોતાના ગરીબ ધણીને મદદ થવાને લાયકની મેહેનત કરે છે; પણ જેમ આપણા લોકની ઓરતો બીજા તવંગરની ઓરતના ઉમદા અને કીમતી પોશાક અને આભુષણ જોઈને, પોતાના ગરીબ ધણીને દમે છે તેમ તેઓ દમતી નથી. આ નીચે લખેલી કવિતા ઉપરથી તમોને એક શારી ઓરત પોતાના ધણી પાશે શું માગે છે, તે માલુમ પડશે.

### *A Wife's Appeal To Her Husband.*

You took me, Henry, when a girl, into your home and heart,
To bear in all your after-fate a fond and faithful part;
And tell me, have I ever tried that duty to forego,
Or pined there was not joy for me when you were sunk in woe?
No, I would rather share your grief than other people's glee;
For though you're nothing to the world, you're all the world to me.
You make a palace of my shed, this rough-hewn bench a throne.
There's sunlight for me in your smile, and music in your tone;
I look upon you when you sleep—my eyes with tears grow dim
I cry, "O! Parent of the poor, look down from heaven on him
Behold him toil, from day to day, exhausting strength and sou
Look down in mercy on him, Lord, for thou canst make him wi
And when, at last, relieving sleep has on my eyelids smiled,
How oft are they forbid to close in slumber by my child!
I take the little murmurer that spoils my span of rest,
And feel it is a part of thee I hold upon my breast.
There's only one return I crave—I may not need it long—
And it may soothe thee when I'm where the wretched feel no wr
I ask not for a kinder tone, for thou wert ever kind;
I ask not for less frugal fare—my fare I do not mind.
I ask not for more gay attire—if such as I have got
Suffice to make me fair to thee, for more I murmur not;
But I would ask some share of hours that you in toil bestow;
Of knowledge that you prize so much, may I not something kn
Subtract from meetings amongst men each eve an hour for me,
Make me Companion for your soul, as I may surely be;
If you will read, I'll sit and work; then think, when you're aw
Less tedious I shall find the time, dear Henry, of your stay.
A meet companion soon I'll be for e'en your studious hours,
And teacher of those little ones you call your cottage flowers;
And if we be not rich and great, we may be wise and kind;
And as my heart can warm your heart, so may my mind your m

આ કવિતાની મતલબ હમે હીયાં આપીએ છૈએ. એમાં એક સ્ત્રી પોતાના ભરથારની વિનંતિ કરે છે, ને કેહેછે કે, જ્યારે હું નાંહાની છોકરી હતી ત્યારે તેં મને તારાં ઘરમાં લીધી, ને તારી પ્રીતિ મારા ઉપર બિછાવી; એ સારૂ કે તારાં આયુષ્યનાં સુખ દુઃખમાં હું ભાગ લઊં. તો હવે તું મને કેહે કે આ મારી ફરજ મેં કદી પણ જવા દીધી છે, અથવા જ્યારે તને પીડા થઈ, ત્યારે શું મેં કંઈ એવો ગંમ આપ્યોછે કે મને કંઈ સુખ મળતું નથી? ના, બીજાં માણસોની ખુશી કરતાં હું તારી દલગીરીમાં શામેલ થઈશ; કેમકે જો કદાચ તું બીજાઓનાં મનથી કંઈ નથી, તોપણ મારાં મનથી તો તું મારે સારૂ બધી દુનીઆ છે. તારે લીધે મારી ઝુંપડી મને મેહેલના જેવી, ને લાકડાંની આ કઠણ બાજઠીઓ તખ્તનાં જેવી લાગેછે. તું જ્યારે હસેછે ત્યારે જાણે સૂર્યનું તેજ મારા ઉપર પ્રકાશ્યું છે; ને તારો સાદ મને મધુર ગાયનના જેવો લાગેછે. તું

જયારે સુએછે, ત્યારે તારા ઉપર નજર કરવાથી મારી આંખો આંસુઓથી ઝાંખી થાએ છે. ને હું પોકાર મારીને કહુંછું કે, અરે ગરીબોના દાતાર, આકાશથી આના ઉપર જો, ને દીન-પરદીન કષ્ટ ભોગવ્યાથી એની શકતિ ને આ-રોગ્ય કેવું વહી જાએછે તે તું ધ્યાનમાં લે. હે પ્રભુ, એના ઉપર કૃપાદ્રષ્ટી કર; કેમકે તું એને સાજો કરી શકેછે. જયારે આરામ આપનારી નિદ્રા મારી આંખોમાં આવે છે, ત્યારે આ મારૂં બાળક તેને કેટલી વેળા અટકાવેછે. એ જે મારો વિસામો તોડનારછે તેને હું લઊંછું, ને છાતીએ લગાડુંછું, ત્યારે મને એવુંજ લા-ગેછે કે જાણે એ તારો એક વિભાગ છે. તો આ બધાંનો માત્ર એકજ બદલો હું માગુંછું, ને કદાચ તે લાંબી મુદત સુધી હું નહીં ભો-ગવીશ; તોપણ જયારે હું હીંઆંથી જઈશ. ત્યારે તેં મને તે આપ્યો એ વીચારથી તને સંતોશ મળશે. તું મારી સાથે નર્માઈથી બોલ, એવું હું કંઈ માગતી નથી; કેમકે તેં હમેશ માયાભાવ મારી સાથે રાખ્યો છે. એ પણ હું નથી માગતી કે મને જરા વધારે સારો ખોરાક આપ; કેમકે ખોરાકની હું કંઈ ઘણી પરવા રાખતી નથી. મને સારાં વસ્ત્ર આપ, એવું પણ હું માગતી નથી; કેમકે જે હું પેહે-રેછું તેથી જો તારી નજરમાં હું સુંદર લાગુંછું, તો વધારે મને કંઈ જોઈતું નથી. પણ મે-હનત કરવામાં જે વખત તું આપેછે તેમાંનો થોડો મને આપ; ને જ્ઞાન જે તને અમૂલ્ય લાગેછે તે થોડું મને પ્રાપ્ત કરાવ, કે હું પણ કંઈ માહીતગારી ધરાવું. સાંહાજનો વખત બીજાઓ સાથે તું ગુમાવતો રેહેછે, તેમાંથી એકેક ઘડી મારે સારૂ બચાવતો જા, ને તારા જ્ઞાનનો સાથી જે મારે થવું જોઈએ તેવું મને કર. જો તું વાંચશે, તો હું તારી પાસે બેશીને સાંભળીશ; ને મારા પ્રિય, તું જયારે મારાથી વેગળો થશે, ત્યારે વખત કાહાડવો મને બહુ મુશ્કેળ નહીં પડશે. એ પ્રમાણે તારા અભ્યાસ કરવાના વખતમાં હું તારી યોગ્ય સાથી જલદી થૈશ; ને આપણાં નાંહાનાં બાળકો જેઓ વિશે તું કહેછે કે તેઓ આ-પણી ઝુંપડીનાં ફુલો છે તેઓનો લાયક શિક્-શક હું થઈશ. જો આપણે શ્રીમંતને મો-ટાઈવાળા નહીં થૈશું, તોપણ આપણે જ્ઞાની ને દયાળુ થઈશું; ને જેમ આપણાં અંતઃક-રણ એક બીજાં સાથે હેત કરે છે, તેમ આ-પણાં મન પણ કરશે.

સારી ભણેલી ઓરત પોતાના ધણીને પૈ-શેથી મદદ કરવાને શીખવવા જાએ છે. ગ-મતની સાથે ઘરનો સઘળો ધંધો આટોપતાં જાએછે. અને સાંહાજે તેઓનો ધણી ઘેર આવે છે, ત્યારે તેને હરેક રીતે થાકમાંથી છુટો કરવાને, દીવસમાં જે જે સારૂં વાંચેલું હોય, અને નવો રાગ વાજીત્રપર વગાડી તૈયાર કીધેલો હોય, તે સઘળું પોતાના ધણી આગળ કહી કરી બતાવીને તેને ખુશી ખુશી કરે છે. આથી ધણી પોતાનો થાક ભુલી જાએ છે, અને તેને સારી રીતે ભુખ લાગે છે. તે નિ-રાંતે પ્રભુ પરમેશ્વરના ગુણગાન કરે છે. આ પ્રમાણે આપણી ધનવાન સ્ત્રીયો કરતી નથી. તેઓ કેવી રીતે વર્તે છે તેનો કંઈ પણ વિચાર આ નીચે લખેલી કવિતા ઉપરથી સમઝમાં આવશે.

### ગરબી.

કહુંઆજી કુજાતની કથા કહું રે ॥
એવી જુવતી* જગતમાં થઈ બહુ રે ॥ ૧ ॥
ધણી બાહેર જાય તો કે બાહેર સુધો રે ॥
આવી પાછો માગે તોકે ભરો કુવો રે ॥ ૨ ॥

---

* સ્ત્રી.

પરમાંહી રહે કે પરમાં બળ્યો રે ॥
પેઠ મેટે તો કેથી હવે ક્યાં ટળ્યો રે ॥ ૩ ॥
માગે આવા તો કેથી ખુબ ફાંકને રે ॥
આપ ચપેડું તોકે ગાબ આકને † રે ॥ ૪ ॥
પથરી પથારિ તોકે પડ્યા ખાડમાં રે ॥
જાવ પંખો તો કે રહેશે પાહડમાં રે ॥ ૫ ॥
વાળી વાસીદું ધૂળને ઉકારતી રે ॥
મેઠે યશ્રી પર્વત ફૂળ પાડતી રે ॥ ૬ ॥
શાંક ખાની રે તો કે તારિ માવડી રે ॥
ધણી મારે તારે કે હું તો ગાવડી રે ॥ ૭ ॥
તારે હાથે ખોલીને વાળા નીસરે રે ॥
એમ કહીને પાડી મોટી ચીસને રે ॥ ૮ ॥
ઉહરવાનો‡ લઈ શું હવે આરારો રે ॥
મને મારો કાં જોર પંથ ચોરારો રે ॥ ૯ ॥
હાથ માર્યું કપાળે દીન રાતમાં રે ॥
મને મારી દિવાળિ કેરિ રાતમાં રે ॥ ૧૦ ॥
લાડવાઈ ઠીક નણંદી મરો રે ॥
એની મરજે દીકરિયો ન દીકરો રે ॥ ૧૧ ॥
પીટ્યા પરણ્યો તું આટલાને વાસ્તે રે ॥
તારૂં જોર હિતારૂં હવે રાતે રે ॥ ૧૨ ॥
જઈ મોટા માણસ કે રૂ આંગણે રે ॥
વાંકાં બોલીને રોઈ આંશુએ ઘણાં રે ॥ ૧૩ ॥
એની માની એ વાતમાં ખુશી ઘણી રે ॥
હવે આઈ મરીશ હું હિરા કણી રે ॥ ૧૪ ॥
રૂડા ભાગી કાપેડું એના નાકને રે ॥
કાં સંતાપે એકાળ મને રાંકને રે ॥ ૧૫ ॥
જેર સાસુ દિયે છે મારાં બાળને રે ॥
મારે ભાત વાળે ને આવે ગાળને રે ॥ ૧૬ ॥
છોકરાને મહાડી પછી હું મરૂં રે ॥
સુખ થાએ તેને તે બીજું શું કરૂં રે ॥ ૧૭ ॥
નર સાંભળી મોઢામાં વાસે આંગળી રે ॥
હીરા કે એ કુભારજા છે કાંગળી રે ॥ ૧૮ ॥

આ કવિતામાં જણાવેલી વર્તણુક પ્રમાણે ચાલ્યેથી ઓરતની તંદુરસ્તી રેહેતી નથી, અને પોતાના કુટુંબના સુખમાં પણ વધારો થતો નથી. માટે વખત એવી જોઈયે કે જેથી દિલ ખુશ રેહે.

† આંકડાનું ઝાડ.　　‡ સુવાનો.

બીજી એક અગત્યની વાત જુવાન ઓરતને સુખ કર્તા છે તે અહીયાં ટાંકી છે—જુવાન ઓરતે કુંબસ કુટવા, રડવા, ઈત્યાદી બીજાં વેસાંગણાં, જેથી મનશક્તી ઉપર ખરાબ અસર થાએછે તેથી દૂર રેહેવું; કેમકે મનશક્તીનો બિગાડ થવાથી ઘણી વખતે ઓરતના ગર્ભ ટુટી પડે છે, અધૂરે જાએછે, ઈત્યાદી બીજાં મોટાં મોટાં નુકસાનો થાએ છે. જો જ્ઞાનથી તેઓનાં મન પુખ્ત થયાં હોય તો કુટુંબમાંનું ગમે તેવું પણ કોઈ પ્યારૂં મરી જાય તો તે પરમેશ્વરના કાયદા પ્રમાણેજ થયું છે, એમ સમજી પોતાનાં મનનું સમાધાન કરી શકે. અણસમજુઓ, એટલે જેને જ્ઞાનનું ખાનું મળ્યુંજ નથી, તેઓ પોતાની અસલની જંગલી ચાલને વળગી રહે છે એ મોટું અફસોસ ભરેલું છે. માટે એ ચાલનો હવે અંત લાવવો, કે જેથી તંદુરસ્તી કાયમ રહે અને હજારો કુટુંબનો નાશ થતો બચે. એવી તેઓને સદ્બુદ્ધી આવે એવી અમારી સર્વ શક્તિમાન આગળ પ્રાર્થના છે.

એકદમ બેઅંદાજ ખુશી, એ પણ તંદુરૂસ્તીને બગાડનાર છે. કેટલીએક હિંદુની ઓરતો ખુણે છે તેથી પણ નુકસાન થાએ છે—તેમજ એક કોમ બેતવાડી મધ્યે લગનસરાઓમાં ધામધુમ કરે છે, ગાડીમાં બેશી આડાં આડાં ગીતો ગાય છે, દારૂથી મસ્ત થાએ છે. તેઓ જરૂર પોતાના આવા જંગલી રેવાજથી તંદુરસ્તી બિગાડે છે. અમો આશા રાખીયે છૈયે કે તે લોકો પોતાની કોમના રેવાજમાં કંઈ તાકીદથી ફેરફાર કરશે; અને આવી જંગલી રીતે ખુશીને વખતે કુદે છે, નાચે છે, દોડે છે, એમ ન કરશો; કારણ કે એમ કરતેથી ગર્ભસ્થાનને મોટું નુકસાન થાએ છે. કોઈ વખતે તેઓને અધુરે જાએ

છે. અધુરે જવું એટલે ગર્ભમાં રહેલી વસ્તુ પુષ્ટ થતી નથી તે. ઓરતને એક વખત અધુરે જાય છે કે પછી તેહેને અધુરે જવાની ટેવ પડે છે. અને એમ થવેથી કેટલાંક કુટુંબો વાંઝીયાં (સંતાન રહીત) રહી ગયાં છે, અજ્ઞાની ઓરતોને જ્યારે આમ થાએ છે, ત્યારે તેઓને આગળ બેવકુફીનો સંતાપ કરવો પડે છે.

ઓરતે પોતાનું મન ખુશીમાં રાખવાને સારી નીતીનો ગમત સોધી કાઢવી જોઈયે. અને ઘર ઘર ખુશીની સોધમાં ભટકતા ફરતાં પોતાનાં ઘેરમાં શાંત રીતે બેસવું, અને કાંઈ શુગલ કરવો બેહેતર છે. એવિષે અંગરેજીમાં આ નીચે લખેલી કવિતા લખેલી છે:—

"Sigh not in vain for pleasure,
Oh, do not wildly roam;
But seek that hidden treasure
At home, sweet home!"

**અર્થ.**—ખુશીને વાસ્તે વૃથા નિઃશ્વાસ ન મુકો, અને ઘર ઘર જંગલી રીતે ભટકતાં ન ફરો; પણ તે ખુશી રૂપી જે ગુપ્ત ખજાનો તેને ઘરમાંજ શોધો, તે ઘર કેવું કે પ્રિય!

જુવાન પરણેલી ઓરત વિષે એક પુસ્તકમાં એક ઉત્તમ વાક્ય લખેલું છે તે આ:—

"She finds rest in the house of her husband."

**અર્થ.**—તે સ્ત્રીને આરામ પોતાના ધણીનાજ ઘરમાં મળે છે.

ઓરતને પોતાની તંદુરસ્તીનું રક્ષણ કરવાને સારો સ્વભાવ જરૂનો છે. અને વખત ખુશીમાં કહાડવો જોઈએ. જે ઓરત સૂરજ હોય છે, તે વખત સારી રીતે પોતાનો કાળ કાઢે છે, તેને આકાશમાં જ્યારે સાંજે તારા ચકચકે છે, ત્યારે સારી મજાની ઊંઘ આવે છે. સારી રીતે વખત ગાળેલો હોય તો તે ગમે તેવા અફસોસની ચકચકીત ધારને બાંધી કરી નાંખશે; શરીરને તંદુરસ્તીમાં રાખશે, અને મનને સલાહ સંતોષમાં રાખશે. એક શખસ આ પરમાણે લખે છે.:—

"Toiling,—rejoicing,—sorrowing,
Onward through life he goes;
Each morning sees some task begin,
Each evening sees it close;
Something attempted, something done
Has earned a night's repose."

**અર્થ.**—માણસ મેહેનત કરતો, આનંદ પામતો, અને દલગીર થતો જીંદગાનીમાં આગળ ચાલ્યો જાએછે; હરેક સહવારે કામની સરૂઆત જુવે છે, અને હરેક સાંઝે તેનું બંધ પડવું જુવે છે; અને કાંઇક કરવાનું, તથા કાંઇક કર્યું, તેથી રાતનો આરામ હાંસલ કરે છે.

વળી વિશેષ વાત એ છે જે તંદુરસ્તી વધારવામાં મનનો શરીરના ઉપર મોટો હુકમ રહે છે. મન રોગને પેદા કરેછે, અને મન રોગોને આરામ કરે છે. નાપાક ઓરતનાં મન એવાંતો હોયછે કે જરા સરખા દુઃખને પર્વત સમાન મોટાં સમજેછે, અને એમ કરવેથી તેઓ દુખી થાએ છે. કેટલાએક લોકો આજારી થવાની બીહકથી આજારી થાએ છે. કેટલીએક એમ બીહે છે, કે બારણા બાહાર જઈશું તો આજારી પડીશું તો આ બીહીક થકી તેઓ તાજી હવામાં કસરત કરતી નથી, અને ઘરમાં ગોંધાઈ રહ્યાથી તેમની મનશક્તિ બગડી જાએછે, અને તેથી રોગનાં મૂળ તેના શરીરમાં વેલાં પેદા થતાં જાએછે, અને ઉતાવળે મોતને નોતરે છે. (અધુરૂં.)

—❧—

## વસ્તિ ગહ્વર.

આ નીચે જણાવેલી આકૃતિ, ઓરતનાં ગરભને રેહેવાની હાડકાંની પેટીછે. એમા રહીને બચ્ચાંનું માંથું ફરીફરીને બાહાર નીકળેછે. માણસના શરીરના સાંચાની આવી રચનામાં જે બારીકી વાપરવામાં આવીછે તેનો ખરેખરો ખ્યાલ આ વસ્તિગહ્વર ઉપરથી થાયછે.

આકૃતિ.



## પોહોંચ.

**અથ વેદાંત સ્તોત્ર સંગ્રહ પ્રારંભ:** હમોને આ નામનો નાહાનો ગ્રંથ મળીછે તેની પોહોંચ ખુશી સાથે કબુલ કરીયે છઈયે. એ ગ્રંથ સંસ્કૃતમાં રચવામાં આવ્યો છે; પણ એ ભાશાથી હજુ ઘણો જુજ, ભાગ માહીતછે તેથી જો એની સાથે એનું ગુજરાતી અથવા મરાઠી ભાશાંતર કરી તે જોડવામાં આવ્યું હોત તો તેથી ઘણા લોકો એનો લાભ લઈ શકત. વેદનો પ્રસારો થવો ઘણો જરૂરનોછે અને તે કરવામાં જે કોશીશ કરવામાં આવેછે તે જોઈ તેમાં આગેવાની લેનારોને હમો સાબાશી આપીયે છઈયે.

**વેદાન્તિ ધ્વાન્ત નિવારણમ.** આ નામનું હિંદી ભાશામાં બાળબોધ લીપીમાં છપાયલું ચોપાનીયું હમોને મળ્યુંછે તેની પોહોંચ ઉપકાર સાથે કબુલ કરીયે છઈયે.

**બક્ષીસ.** જમખંડીના નામદાર રાજા સાહેબ રામચંદ્રરાવ આપા સાહેબે શરીર વિદ્યાની ગુજરાતીમાં રચાયલી કીતાબની ૧૦ નકલ ગ્રાંટમેડીકલ કાલેજમાં સ્થપાયલા ગુજરાતી વર્ગને ભેટ કીધીછે અને એ વર્ગમાં કેળવણી લેનાર વિદ્યાર્થીઓને એ નામદારની આ બક્ષીસથી એક મ્હોટો આસરો મળ્યો છે.

## MARRIAGE OF HINDU WIDOWS.

But since the son begotten by a man himself on the widow to whom he is married, is not another's son, he cannot be designated by either of those appellations. The definitions of Dattuka (son adopted) and Kritima (son made) as given in the Sastras, cannot be applied to the son begotten by a man himself on the widow married to him, *but he falls* under the description of the Aurasa (son by birth). Thus :—

माता पिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि।
सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्त्रिम सुतः॥

"the son given, according to the injunctions of the Sartras, by either of his parents, with a contented mind, to a person of the same caste, who has no male issue, is the Dattaka (son adopted) of the donee."

सदृशन्तु प्रकुर्य्याद्यं गुणदोषविचक्षणम्।
पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयस्तु कृत्रिमः॥

"He who is endowed with filial duties and well acquainted with merits and demerits, when affiliated by a person of the same class is called Kritrima (son made)."

स्वे क्षेत्रे संस्कृतायान्तु स्वयमुत्पादयेद्धि यम्।
तमौरसं विजानीयात् पुत्रं प्रथमकल्पितम्॥

"Whom a man himself has begotten on a woman of the same class, to whom he is married, know him to be the Aurasa (son of the body) and the first in rank."

The indicia of an Aurasa (son by birth) as above set forth, apply therefore, *with full force to the son begotten by a* man himself on a widow of the same class to whom he is wedded.

Since the Parasara Sanhita prescribes the marriage of widows and out of twelve legalizes only three sorts of sons in the Kali Yuga; since the indicia of the Dattaka (son adopted) and of the Kritrima (son made), do not apply to the son born of a widow in lawful wedlock, while those of the Aurasa (son by birth) apply to him with full force, we are authorized to recognize him as the Aurasa or *the son of the body*. *It can by no* means be established that Parasara intended to reckon the son of a wedded widow in the Kali Yuga as a Paunarbhava by which name such a son was designated in the former Yugas; and had it been necessary to give him the same designation in the Kali Yuga, Parasara would certainly have included the Paunarbhava in his enumeration of the different sorts of sons in the Kali Yuga. *But far from this. The term Paunarbhava* is not to be found in the Parasara Sanhita. There can be no doubt, therefore, that in the Kali Yuga, the son begotten by a person himself on the widow to whom he is wedded, instead of being called Paunarbhava, will be reckoned as the Aurasa.

It being settled by the arguments *above cited, that the marriage of* widows in the Kali Yuga is consonant to the Sastra, we should, now, enquire whether in any Sastra's, other than the Parasara Sanhita, there is a prohibition of this marriage in the Kali Yuga. For it is argued by many that the marriage, of widows was in vogue, in the former Yugas, but has been forbidden in the Kali Yuga. It should be remembered, however, that in the Parasara Sanhita the Dharmas, appropriated to the Kali Yuga only, have been assigned and among those Dharmas the marriage of widows has been proscribed in the clearest manner. It can therefore never be maintained that widows have been forbidden to marry in the Kali Yuga. Under what authority this prohibitory dogma is upheld is a secret known only to the prohibitionists.

Some people consider the texts of the Vrihannaradiya and Aditya Puranas, quoted by the Smartta Bhattacharya Raghunandana in his article on marriage, as prohibitory of the marriage of widows in the Kali Yuga. Those texts are therefore cited here with an explanation of, their meaning and purport.

Vrihannaradiya Purana.

समुद्रयात्रास्वीकारः कमण्डलुविधारणम्।
द्विजानामसवर्णासु कन्यासूपयमस्तथा॥
देवरेण सुतोत्पत्तिर्मधुपर्के पशोर्वधः।

—◆◆—

# મીલાવડો.

OR

THE MISCELLANY.

અંક ૩૬—પુ૦ ૩]  મુંબઈ, માસ મે, સને ૧૮૭૯.  [કીં૦ આના. ૨

## *CHEMISTS' HALL.*

## રસાયન કર્મશાળા.



આ ઉપલા ચીતરને બારીક નજરેથી જોતાં માલમ પડશે કે, એક મ્હોટા ઓરડામાં કેટલાક કેમિસ્ટો યાને રસાયન વિદ્યા જાણનારા જુદી જુદી જાતનાં વાસણો, ઓજારો અને યંત્રોવડે રસાયની પ્રયોગો અને અખતરાઓ કરવામાં ગુંથાયલાછે. તેઓ જુદા જુદા પદાર્થો કહી કહી વસ્તુના બનેલાછે તથા સઘળી ચીજોને મેળવી નાખવાથી શું પેદા થશે તે શોધી કાઢવાની કોશીશ કરેછે. રસાયન શાસ્ત્રની મદદથી ઘણી તાજુબ પમાડે હેવી ચીજો શોધી કાઢવામાં આવીછે. બીજી સઘળી વિદ્યાઓમાં રસાયન વિદ્યાનું જ્ઞાન કંઈ ઓછી અગત ધરાવતું નથી.

—:o:—

## જબરદસ્તીથી ગઉશીતળા કાઢવાની કંઈ જરૂર નથી.

### COMPULSARY VACCINATION NOT DESIRABLE.

ત્રણ મહીનાના અરસામાં સઈયડનો ચેપી અને કાળો રોગ આ ટાપુમાં એટલો તો બોહોળો ફેલાવો પામ્યોછે કે, તેનાં પંજામાંથી કોઈપણ કોમના લોકો થોડા ઘણા પણ સપડાયા વીના રહ્યા નથી. એ ચેપી રોગનો ઘટતો અટકાવ કરવાને સત્તાવાળાઓએ વખત સર બનતી કોશીશ કરવામાં કંઈ ખામી રાખી નથી. તે લોકોએ એ રોગથી પોતાના આદમીઓ અને મુખ્ય કરીને બચ્ચાંઓ, જેનો એ રોગ કટ્ટો વેરીછે તેઓની બાવજતને સારૂ જુદાજુદા લત્તામાં ઈસપીટાલો બંધાવીછે અને ગઉશીતળા કાઢવાનું કામ ઘણી ચાલાકીથી કરવામાં આવ્યુંછે. ગઉશીતળા કાઢવાથી સઈયડનો કેટલે બધે દરજ્જે અટકાવ થઈ શકેછે અને કેટલા કિમ્મતી જાનોની ખુવારી થતી અટકેછે તે હવે દેશી લોકો પુરતી રીતે સમજવા લાગાછે અને બચ્ચાંની જે મ્હોટી સંખ્યા અહિંયાં અને મોફુસીલમાં હાલ ગઉશીતળા કઢાવેછે તે ઉપરથી એ વાત સાબીત થાયછે. એ ગઉશીતળા કઢાવવાની કેટલી જરૂરછે અને તેથી કેટલા ફાયદા હાંસીલ થાયછે તે બાબે બાળરક્ષણ વિધિ નામના ગ્રંથના પેહલા ભાગમાં જાણવા જોગ અહેવાલ આપેલોછે. હવે એ રોગના ફેલાવાને અટકાવવાનું કામ જે લોકોના હાથમાં છે તેઓમાના કેટલાનો વીચાર જબરદસ્તીથી ગઉશીતળા કાઢવાની તરફેનમાંછે. હું મારી નજરમાં તેમ કરવાની કંઈ જરૂર દીસતી નથી.

આ રોગ ચેપીછે હેવું દેશીઓ સારી પઠે સમજેછે તોપણ કેટલાક વેહેમાને લીધે તેઓ એ મરજથી ભોગવનારોને પોતાથી જોઈયે તેટલા દુર રાખી શકતા નથી. અંગ્રેજ લોકો એ બાબતમાં જે સાવચેતી રાખેછે તે ખરે ઘણીજ જરૂરની અને વખાણવા જોગ છે; પણ વેહેપાર ધંધા અને નોકરી ચાકરીમાં બધી કોમોનું દરરોજ એક બીજા સાથે જરૂરીયાત મળવું થાયછે અને જેનો કોઈપણ રીતે અટકાવ થઈ શકે હેવું નથી તે કેટલે બધે દરજ્જે તેઓની આવી બારીક કોશીશને આડે આવેછે તેનો તેઓને કદીપણ ખયાલ આવ્યો હોય હેવું દીસતું નથી; કેમકે જે લત્તામાં તેઓ વસેછે તે ભાગમાં હમેશા સાફસુફી રાખવા વીગેરેની ગોઠવણી સત્તાવાળા તરફથી જારી રેહેછે, પણ ગરીબ ગુરબાંઓ ક્યાં અને કેવી જગામાં વસેછે તેની જરાપણ કોઈ દરકાર રાખતું નથી; અને તેમાંથી પરીણામ એ નીપજે છે કે, તેઓ સાધારણ રીતે આના જેહેરી અને ચેપી મરજોને તાબે થાયછે અને તેઓના સંબંધમાં જેઓ આવેછે તેઓમાં તે મરજો દાખલ કરેછે; માટે બીજી બધી કોશીશોની સાથે સર્વથી અગતનું કામ એ છે કે, ગલીકુચી અને ઘાટીવસ્તીવાળા ભાગોને સાફ રાખવા બાબે સત્તાવાળાઓ તરફથી ઘટતો બંદોબસ્ત થવો જોઈયે કે, તેથી કરીને એ ભાગમાં વસનાર લોકોનેજ નહીં પણ તેઓના સંબંધમાં દરરોજ આવનાર શખસોનો પણ આ અને એહેવાજ બીજા જેહેરી અને ચેપી મરજોથી બચાવ થઈ શકે.

—•○○•—

## સ્ત્રી ઉપયોગી સૂચના.

(સાંધણ પાને ૧૭૪ થી.)

જો આવી નાજુક તંદુરસ્તીવાળી ઓરતથી કદાચ કોઈ દરિયા કિનારાનાં મકાનોપર નહીં જવાય, તો પોતે જ્યાંહાં રેહેતી હોય, તે જગોપર કાંઈક તાજી હવાનો ઉપભોગ કરી સકાય એવી ગોઠવણ કરે તોપણ સારૂં છે. સહવારના પોહોરમાં પોતાથી દરિયાની લેહેરનો ઉપભોગ ન થઈ સકે, તો મોટી સહવારની બારણા બાહારની સ્વચ્છ હવાની લેહેર માત્રનોજ ઉપભોગ કરવો. જુવો આ નીચેનું લખાણ એવિષે:—

"The skies, the air, the morning's breezy call
Alike are free, and full of health to all."

અર્થ.—આકાશ, હવા, સહવારની લેહેર, તે સ્વતંત્ર (પૈસાવિનાં પ્રાપ્ત થાય)છે, તેમજ સર્વેને ખુબ તંદુરસ્તી આપનારાં છે.

આપણો સ્વભાવ ગોયા પવનની આસિયત ધરાવેછે. પવન નરમ અને અંદાજ સરખો વાહાણને ચાલવામાં મોટી મદત કરેછે, પણ ઘણા જોરથી જો પવન વાયછે તો વાહાણને મદત કરવાને બદલે તેનો નાશ કરે છે. એજ પ્રમાણે જુવાન ઓરતનો મિજાજ જો શાંત અને ખુશાલુમા હોય તો તેજ તેની તંદુરસ્તીને વધારે છે, અને તેનો સ્વભાવ જો આકરો હોયતો તે તેથી તેની ભુખ જતી રેહેછે, ફેર પોતાનો ધર્મ બરોબર કરી સકતું નથી, અને આંતરડાં બગડી જાયછે. એ પ્રમાણે મોટાં નુકસાન થાએછે, વાસ્તે જુવાન પરણેલી ઓરતે તંદુરસ્તી વિષે ઘણી ચિંતા રાખવી જોઈએ. જો તંદુરસ્તી સારી હશે, તો મિજાજ સારો રેહેશે, અને મિજાજ સારો હશે, તોજ તેના શરીરની ક્રિયાઓ સારી ચાલશે; ને શરીરની ક્રિયા સારી રીતે ચાલશે તોજ તેને મજબુત, તંદુરસ્ત, અને સુખી બચ્ચાં પેદા થશે. તેનું કુટુંબ સુખી થશે, એટલુંજ નહીં, પણ તંદુરસ્તીની ચંતા લીધેથી તેની મનશક્તિ હમેશ તેજ રેહેશે, અને તે સારી હાલતમાં રેહેવેથી તેના પેદા કરનારની આ ક્ષણભંગુર દુનિયાંમાં ખુબી ગાવાનું વધારે સારી રીતે બની આવશે.

---

## ભાગ બિજો.

### હમેલ રેહેછે તે વિશે.

હમેલ—એટલે ઓરતને દાહાડા રેહેછે તે. ઓરતને દાહાડા રહ્યા એટલે ગર્ભ ધારણ કીધો એમ સમજવું. જે દીવસથી ગર્ભ ધારણ થાએછે, તે દીવસથી નવ મહીના પછી ઓરતના ગર્ભમાં રહેલી વસ્તુ, તે બાળક બાહાર પડેછે.

નાહાનામાં નાહાની ૧૦ અથવા ૧૧ વર્ષનાં વયની ઓરત જણેલી છે. મેનચેસટરનો રેહેવાશી મીસટર રોબર્ટસન લખેછે કે, એક છોકરી તાંનાં રૂના કારખાનામાં અગીઆર વર્ષની હતી ત્યારે તેને હમેલ રહ્યા હતા. મીસટર ધારે તેની ઉમરની ખાતર જમા કરવાને તેણે બાપટીસમ લીધું, તથા જનમી, તેનું રેજીસટર મંગાવ્યું, તે જોતાં સઘળું ખરૂં પડ્યું કે, તે અગીઆર વર્ષની હતી, અને જ્યારે જણી ત્યારે બાર વર્ષ ઉપર થોડા મહીનાની ઉમરની હતી.

સને ૧૮૪૮ ના ઓગસ્ટ મહીનામાં જુલીઆ સ્પેસંન નામની છોકરી પોતાના કાકા ઉપર રેપ* કીધાની તકસીરનું તોહોમત લાવી,

* બળાત્કાર.

અને તે વાત સરકારમાં સાબીત થવાથી, પેલા કાકાને બે વર્ષની કેદ મળી. એ છોકરી જ્યારે ૧૦ વર્ષ અને ૯ અઠવાડીઆની હતી, ત્યારની દસ્તાન બેશવા લાગી. એના કાકાએ રેપ સને ૧૮૪૭ ના નવેમબર મહીનામાં કીધો હતો, અને પછી દાહાડા રહ્યા, ઇઆને પેટથી રહી. પછી સને ૧૮૪૮ ના સપટેમબર મહીનાની ૧૬ મી તારીખે એ જણી.

આગળ આપણે એમ કહી ગયા છૈયે કે, ઓરત ૪૫ વર્ષની થાએછે, ત્યાંસગી દસ્તાન બેસેછે; પછી બંધ થાએછે. દસ્તાન બંધ થયા પછી ગર્ભ ધારણ કરવાની શક્તિ ઓરતમાંથી જાએછે; પણ કેટલાએક દાખલા એવા બન્યાછે કે તેમાં એમ નથી થયું. એક ઓરતમાં ઘણા વર્ષ દસ્તાન બંધ રહ્યા પછી, પાછું ૬૫ મે વર્ષે દેખાયું, અને ત્યારબાદ તેને હમેશ રહ્યા, અને ત્રણ મહીનાનો ગર્ભ થયા પછી અધુરે ગયું. ઘણું કરીને ૫૪ વર્ષ લગીની ઓરતને ગર્ભ ધારણ કરવાની શક્તિ હોયછે; પણ "હેલર" એમ કેહુછે કે, હું એક ઓરત ૬૩ વર્ષની અને બીજી ૭૦ વર્ષનીને જણાવતા ગયો હતો. એનસરી કોર્ટમાં વારસા બાબનની તકરાર ચાલતી હતી, તે વખતે એવો સવાલ ઉઠ્યો કે, ઓરતને ૬૦ વર્ષની ઉમરે દાહાડા રહી શકેછે કે નહીં. "શર વીલીઅમ હોરન" નામના વકીલે કહ્યું કે, એવો દાખલો બન્યો નથી, અને જો કદાચ કોઈ ખરેખરો એવો બનાવ બન્યોછે, એવું બનાવે તો મારા અસીલનો દાવો રદ કરવો. તે વખતે એવો દાખલો મળી શક્યો નહીં, અને પોતાના અસીલનો વારસા બાબતનો દાવો સ્થાપીત થયો.

મરદમાં પેદા કરવાની શક્તિ લાંબી ઉમરે પોહોચ્યા પછી પણ ઓછી થતી નથી, તે આ દાખલા ઉપરથી સાબીત થશે. લાર્ડ બર્સકીને પોતાનાં ભાષણમાં કહી સંભળાવ્યું હતું કે, સર સ્ટીફન ફોક્સ ૭૭ વર્ષની ઉમરે પરણ્યો, અને ૮૧ વર્ષની વયનો થયો તે દરમીઆંનમાં તેને ચાર છોકરાં થયાં હતાં. એવા ઘણા દાખલા બન્યાછે. એક વધારે અગત્ય ભરેલો દાખલો આ જગોપર લખી જણાવીએ છૈયે. "ટામસ પાર" નામનો શખસ તા૦ ૧૪ મી નવેમબર સને ૧૬૩૫ માં ૧૫૨ વર્ષ અને નવ મહીનાની ઉમરનો થઈને મુવો. જ્યારે એ ૧૨૦ વર્ષની ઉમરનો હતો, ત્યારે એણે એક રાંડેલી સાથે લગ્ન કીધાં, અને જ્યારે એ મુઓ ત્યારે તપાસ ઉપરથી એનામાં પેદા કરવાની ઇંદ્રીની શક્તિમાં કંઈપણ બગાડ જોવામાં આવ્યો ન હતો.

ઘણીક વખત આવો સવાલ થાએછે કે, ઓરતને પણામાં ઘણા કેટલાં બચ્ચાં થઈ શકે? ડાકટર "ન્ડ્કીરટ" લખેછે, મારા જોવામાં બે ઓરત આવી હતી, તેઓને ચોવીશ ચોવીશ છોકરાં થયાં હતાં. "એસીએનતર" લખેછે કે એક ઓરતને ૪૪ છોકરાં અને બીજીને ૫૩ છોકરાં થયાં હતાં. "બરટકે" લખેછ કે માસકોનાં પરગણામાં રેહનાર એક શખસની ઓરતને ૨૭ સુવાવડમાં ૬૯ છોકરાં થયાં હતાં, તે આ પ્રમાણે. પેહેલી ચાર વખત જણી ત્યારે દરએક વખતે ૪ છોકરાં સાથે; સાત વખત, ત્રણ ત્રણ છોકરાં દર વખતે; અને સોળ વખત બબે ઇઆને જોળા થયાં. "ન્યુરેમબર્ગ" ની તવારીખ જે સને ૧૭૭૭ માં છપાયલી છે, તેમાં એવું લખ્યુંછે કે, એક ચકારટાંડમાં રેહનાર વણકરની એકજ ઓરતને ૬૨ છો-

કરાં થયાં હતાં; અને તેમાંનાં ૪૬ છોકરાં પુખ્ત ઉમરે પોહોચ્યાં હતાં. એમાંનાં કેટલાંક જ્યારે મીસ્તર "દીસેવાલ" એ વાતની તજવીજ કરવા નીકળ્યો હતો, ત્યારે ન્યુટેલમાં સને ૧૮૩૦ માં રેહતાં હતાં. સને ૧૮૫૭ માં ડાક્ટર "ટેનર"ને એક મોચીએ કહ્યું કે મહને ૩૩ વરસની ઉમરમાં ૨૫ વ ખત હમેલ રહ્યા હતા, અને ૧૯ જીવતાં છોકરાંને જન્મ આપ્યો. વીએનાના સને ૧૮૦૯ ના વર્તમાન પત્રમાં લખેલું છે કે, એક ગરીબ કપડાં વણનારની ઓરત વીસ વર્ષ થયાં પરણેલી હતી, તે દરમીઆનમાં તેને ૧૧ સુવાવડ થઈ, અને ૩૨ છોકરાં થયાં, તેમાંના ૨૮ જીવતાં હતાં, અને ચાર મરી ગયાં હતાં. આ બચ્ચાંમાં ૨૬ છોકરા અને ૬ છોકરી હતી, અને એ સઘળાં એક મરદ અને એક ઓરતથી પેદા થયેલાં, અને એક માગે તેઓને ઉછેરેલાં હતાં. છેલ્લી વખતની સુવાવડમાં એને ત્રણ છોકરાં થયાં, તેમાંનું એક જીવ્યું અને બે મરી ગયાં હતાં. એનો ધણી પણ જોડીયામાંનો એક હતો. ઓરતની આ ચાર છોકરાં એકજ વખતે જણ્યાં, તેમાંની એક એ હતી. આ ઓરતે સઘળાં મળીને ૩૮ છોકરાંને જન્મ આપ્યો હતો, અને પછી છેલ્લી સુવાવડમાં પેટમાં જોડલાં હતાં, તે વખત મરી ગઈ.

એકદમમાં એકાં એક સુવાવડમાં ઓરત કેટલાં બચ્ચાંને જન્મ આપી શકેછે? ઘણાં એક ગ્રંથમાં આ વાતપર કેટલાક માહી આપછે. "પ્લીની" લખેછે કે, ઇજીપ્ટ દેશમાં કોઈ કોઈ વખત ઓરતને એકજ વખતે સાતબચ્ચાં પેદા થએલાંછે. "સેનીકા" કેહેછે, નાઇલ નદીના પાણીમાંજ ઓરતને ફળદ્રૂપ કરવાનો ગુણછે. એક જણ લખેછે કે, કોઈ વખત ઓરતને એકજ વખતે ૪,૫,૬,૭, અથવા ૧૦ બચ્ચાં ગર્ભમાં રેહેછે. તે એમ પણ કેહેછે કે, એક વખતે એક ઓરતને અધુરે ગયું, તે વખત સાત બાળક પડયાં, અને બીજામાં એકદમ પંદર પડયાં. એક જણ લખેછે કે એક ઓરતે સને ૧૬૫૦ માં એકજ વખતે ૮ પુરા દાહાડાનાં બચ્ચાંને જન્મ આપ્યો. "પેરી" નામનો ઘણી માહીતગારી ધરાવનાર શખ્સ લખેછે કે, માહારા વખતમાં એક "મેલેરમીર" નામની ઓરત એક અમીરને પરણ્યા પછી એક વર્ષના દરમીઆનમાં પેહલી વખતે જોડવાં એટલે બે બાળક જણી; બીજી વખતે ત્રણ; ત્રીજી વખતે ચાર; ચોથી વખતે પાંચ; અને પાંચમી વખતે છ, તેમાંનું એકજ જીવ્યું, અને પછી ઓરત મરી ગઈ.

"મારીસુએ" લખેછે કે, (આ વાત અગર તો ઇશ્વરી કદરત હોય કે પછી ગપ હોય) હાલંડ દેશની કાઉન્ટેસ "માર્ગ્રેટ"ની તવારીખમાં લખેલું છે કે, તેણે સને ૧૭૧૩ ના વર્ષમાં ૩૬૫ બચ્ચાંને એકજ વખતે જન્મ આપ્યો, અને એમાંના ૧૮૨ છોકરા તથા એટલીજ છોકરી અને એક નહી મરદમાં અને નહી ઓરતમાં એવું હતું. હમેશાં ક્રીસચીઅન લોકમાં કેટલાએક દીકરાનું બાળક થાએછે, ત્યારે તેને બાપટિઝમ આપેછે અને ક્રીસચીઅન કરેછે. જેમ હિંદુઓમાં નામ પાડેછે અને પારશીઓમાં કસ્તી બાંધેછે, તે પ્રમાણે ક્રીસચીઅનમાં પણ નામ પાડેછે. "ગીત વીલીઅમ" નામના પાદરીએ પેલાં ઉપર લખેલાં છોકરાંને ક્રીસચીઅન કીધાં, તે વખતે બે મોટી પીતળની કથરોટમાં ભરીને સાથે રાખ્યાં હતાં. છોકરાઓને જાન નામ આપ્યું, અને છોકરીઓને "એલીઝાબેથ" — એક પાદરી "એપીસ" નામનો

સમ ખાઈને કેહેછે કે, મારી ભતરીજીને એકેજ વખતે ૧૫૧૪ છોકરાં થયાં, અને તેઓને બીશપે બાપટિસ્મ આપ્યું હતું.

આગરજો આપણે ખચીતપણાથી કેહી નથી શકતા કે ઓરત એકેજ વખતે કેટલાં બચ્ચાં જણી શકે, તોપણ સરાસરી છ બચ્ચાં જન્મેલાંછે. સને ૧૮૦૬ ના વર્ષના વર્તમાન પત્રમાં લખેલુંછે તે ઉપરથી માલુમ પડેછે કે, આપણા વખતમાં પણ કેટલાએકોએ ગપ મારવામાં આવેલ ખાધો નથી. પણ તે સઘળાનું આ જગોપર બયાન કરવું દુરસ્ત લાગતું નથી. તારીખ ૧૦ મી ડીસેમબર સને ૧૮૦૫ માં, એક હુમાડીયાં સાફ કરનારની ઓરતને એક વખતે છ છોકરાં થયાં હતાં, અને તેઓ સઘળા છોકરા હતા; પણ તેઓ પછી મરી ગયા. એ ઓરત બે વખત પરણી હતી. પેહલી વખતના ધણી સાથે ૨૨ વર્ષ રહી, તે દરમીઆનમાં ૨૭ છોકરા અને ત્રણ છોકરીઓ એને થઈ હતી; અને બીજા વખતના લગ્ન પછી ત્રણજ વર્ષ ધણી સાથે રહી, તે દરમીઆનમાં ૧૪ છોકરાં થયાં, તેમાં પેહલી સુવાવડે ત્રણ, બીજીએ પાંચ, અને ત્રીજીએ છ.

તારીખ ૩૦ મી ડીસેમબર સને ૧૮૩૧ માં એક ઓરતને છ છોકરી એકેજ વખતે આવી, અને તે સઘળી જીવતી રહી. બચ્ચાં કદમાં નાહાનાં હતાં. માનુ શરીર મજબુત હતું, અને તેની ઉમર આ વખતે બરોબર વીસ વર્ષની પણ નોહતી. બચ્ચાં સઘળાં મરી ગયાં. બીજો ઘણોજ તાજો દાખલોછે. એક આયરલન્ડમાં રેહનારી ઓરતને સને ૧૮૪૧ માં ૧૬ કલાક પેટમાં દુખ્યા પછી ૭ બચ્ચાં આવ્યાં. તે સઘળી છોકરી હતી, તેમાંની એક તો મુએલી જન્મી હતી, બેતો જનમ્યા પછી તુરત મરી ગઈ; અને ત્રણ છ, સાત અઠવાડીયાં જીવીને મરી ગઈ. એક ઓરત પેટથી રહ્યા બાદ પાંચમે મહીને જણી, તે વખતે પાંચ જીવતી છોકરી પેદા થઈ હતી.

એક ઘણી અજાએબ જેવી વાત છે કે, એક ઓરતને સાત સુવાવડમાં ૨૧ છોકરાં થયાં, એટલે દર સુવાવડે બરોબર ત્રણ છોકરાં થતાં હતાં, તેમાંનાં કેટલાંક થોડા દાહાડાના, કેટલાંક થોડાએક મહીનાનાં થઈને મરી ગયાં; અને ચાર છોકરાં જીવ્યાં અને મોટાં થયાં. આ ઉપરથી વીચાર થયો કે, એ બનાવ કેમ બન્યો હશે. એ કઈ મરદમાં ખાશીઅત હશે તેથી, કે ઓરતમાં કંઈ એમ હશે તેથી આવો બનાવ બન્યો. આ ઉપરથી મરદે પોતે એક બીજી ઓરત રાખી, અને તેને નવ મહીના પછી ત્રણ છોકરાં સાથે થયાં; અને તેઓ ૧૫ અથવા ૨૦ દીવસ રહીને મરી ગયાં.

ઓરતની જીંદગાનીમાં કયો વખત એવો છે કે, જ્યારે ઘણાં બચ્ચાં પેદા થાએ છે? ડાક્ટર "બરીન્ડે" જે હીસાબ રાખ્યા હતા તે ઉપરથી માલુમ પડેછે કે, ૨૬ અને ૩૦ વર્ષની વચમાંના વખતમાં ઓરતોને પેદાશ વધારે થાએછે. એ ડાક્ટર કેહેછે કે, ૨૧૦૨ ઓરતોના હીસાબ રાખ્યા ઉપરથી, તેમાં ૧૫ થીતે ૨૦ વર્ષની વચમાં ૮૫; ૨૧ થીતે ૨૫ ની વચમાં ૫૭૮; ૨૬ થીતે ૩૦ વર્ષની વચમાં ૬૯૯; ૩૧ થી ૩૫ ની વચમાં ૪૦૯; ૩૬ થીતે ૪૦ ની વચમાં ૨૯૧; ૪૧ થીતે ૪૫ વર્ષની વચમાં ૩૬; અને ૪૬ થીતે ૪૯ વર્ષની વચમાં ૬ થયાં.

ઓરતને હમેલ રહ્યા પછી કેટલાક ભોળા લોકો, જાણવાને ઘણા આતુર હોય છે કે ગ-

ર્ભમાં છોકરો કે છોકરી છે? આ બાબે આગળ જોશીઓને ઘણુ માન મળતાં. પણ હાલ તે જંગલી વખત દુર ગયો છે. આગળ એ વાત જે કેહે તે ઘણુ કાબેલ કેહેવાતા. આગળની ભોળી ઓરતો ગર્ભમાં છોકરો છે કે છોકરી છે; એ જાણવાને કાબેલ જોશીને જ્યારે સવાલ કરતી તે વખતે તેઓ કેહેતા કે, તારાં દુધનુ એક ટીપું કાચ અથવા ચકચકીત છરીના પાના અથવા તારા પોતાના નખપર મુક, અને જો પછી આ ટીપું પથરાઈ જાય, તો ગર્ભમાં છોકરી છે એમ સમજવું; અને એમને એમ રેહેતો છોકરોછે એમ સમજવું. હજુ આપણા લોકો એવાજ વેહમી આ કાળમો પણ છે, એ ઘણુ અફસોસ ભરેલું છે.

જ્યારે ઓરતને હમેલ રેહેછે, ત્યારે તેની તરફ ઘણુ કરીને માયાળુ રેહવું જોઈએ. એથેન્સના લોક કોઈ ખુની હમેલ રહેલી ઓરતના ઘરમાં ભરાઈને બેસે, તો પછી તેનો બચાવ થતો હતો. ઈરાનમાં હરેક ઓરત પેટથી રહેલી તેને તાંના રાજા સુતાની મોહોર ભેટ આપતા હતા. ઈજીપ્તમાં ઓરતને ફાંસીનો હુકમ થતો, તો તે જણે ત્યાંહાં લગી તેને ફાંસી નહીં દેતા હતા. "બ્રુસ" લખેછે કે આબીસીનીયામાં ગાલા કરીને જગોછે ત્યાંહાં ઓરત જણ્યા પછી એક દાહાડો પણ ખાટલામાં સુઈ રેહતી નથી; પણ તુરત નાહી ધોઈ પોતાને કામે વળગેછે. દેરસીન લોક વીરોની ગપ ભરેલી વાતથી કોઈપણ અજાએબ થયા વગર રેહશે નહીં. જ્યારે ઓરત જણવા બેસે, ત્યારે તેનો સંકટને વખત કોઈ જાણતા સે નહીં. તેનો ધણી ઢોલીયાપર જઈને જાણે પોતે જણવાના દુઃખમાં હોય તેમ પડેછે. અને તે તેમાં ગણા દાહાડા સુવાવડ ભોગવેછે. "સાઈબીરીયા" દેશની ઓરત જણે અનેપછી જમીન ખેડવાનાં કામમાં લાગે, અને ધણીની પરેહગારીમાં રેહે, અને ધણી ખાટલામાં પડ્યો સુવાવડ ભોગવે. તારતરી દેશનો એક "કારટન" નામના પરગણામાં ઓરત જણે કે પછી તે તુરત ઉઠેછે, બાળકને કપડાં પેહેરાવે, પછી તેના ધણીને ઢોલીયામાં સુવાડે, અને તેની પાસે બાળકને સુવાડે. ધણી ઢોલીયામાં ૪૦ દીવસ સુવાવડ ભોગવે, અને લોકો જેમ આ દેશમાં સુવાવડીને મળવા જાયછે, તેમ તેને મળવા જાએ. (અધુરૂં.)



## બતરીસ પુતળીની વાત.

(સાંધણ પાને ૧૫૩ થી)

૨ પુતળી ચીતર રેખા બોલી:

કે હે રાજા! આ સિંહાસન ઉપર બેસવાને તું લાએક નથી તેથી નકામી હઠ નહીં લે. એમાં તું કાંઈ ફાએદો કાહડશે નહીં. તું એવી અનીતી કરવાથી દુર રેહે. એ ઉપર તો જેનામાં વીક્રમ સરખા ગુણ હોય તેનાવીજ બેશાય. આ ઉપરથી રાજા બોલીઓ કે, વીક્રમમાં એવા શું શું સારા ગુણ હતા. તે મને કેહે. પુતળીએ જવાબ દીધો કે રાજા સાંભળ:

એક દીવસ રાજા વીક્રમ શીકારમાં ગયો. તાંહાં તેને એક જતી (સાધુ) સાથે મુલાકાત થઈ. તેણે રાજાને સાધુ થવા વીશે બોધ દીધો. આથી કરીને રાજાનું મન તેમ કરવા તરફ લાગીઉં. અને ફેર આવી સાધુ થવા વીશેની મરજી જાહેર કીધી. રાજ, પાટ, ધન દોલત સઘળું પોતાના ભાઈ ભરથરીને સોંપીઉં. બાદ પોતે સઘળા શરીર ઉપર ભીભુતી (બાહ્મણો રાખ લગાડેછે તે) લગાવી હાંમળો ઓઢી વેરાગી થઈ નીકળો

ગયો; અને ઉતર અરણીયમાં જઈ તપ કરવા લાગીયો.

આ પરમાણે રાજા વીક્રમે ભરથરીને રાજ સોંપીયું હતું. ભરથરી રાજા ઘણી સારી રીતે રાજ ચલાવતો હતો. એના રાજ માહેલો એક બરાહ્મણ કેટલાએક દીવસ સુધી પાસેના જંગલમાં તપસચરીયા કરતો હતો. તેનાં ઉપર ખુદાએ તેનો વીશવાસ જોઈને રેહેમ કીધી, અને તેને અમર ફૂળ આપીયું. આ ફૂળ પેહેલ વેહેલાં તો તેણે કબુલ કીધુ નહીં; કેમકે બરાહ્મણભાઈનેતો પઈસાનો લોભ વધારે હોયછે તેથી તેણે વીચાર કીધો કે એ ફૂળને હું શું કરૂં. પણ આકાશવાણી થઈ કે જે અમરત ફૂળ હમે મોકલીયુંછે તે તું લે. તે તું ખાશે તો અમર થશે. આ વાત સાંભળીને તે ઘણો ખુશી થયો; અને તે ફૂળ લઈ પોતાને ઘેર આવી ઓરતને કેહેવા લાગીેા કે, દેવતાઓએ મારા ઉપર ઘણા ખુશી થઈ આ અમરત ફૂળ મને આપીયુંછે. આ વાત સાંભળીને તેની બાએડી ઘભરાઈ, અને કેહેવા લાગી કે, આતો જીવી જીવીને ભીખ માગો, પેટભરો, પછી રેહેવાનો ઉપાએ તમો લાવીયા એમાં આપણે શું વધારે ફાએદોછે. એ બાઈને ઘણા વરશ જીવી ભીખ માગી મુશ્કીલ હાલનમાં રેહેવું તેના કરતાં જલદી જલદી મરી જવું ઓર બેહેતરછે; કેમકે જે મરી જાએછે તેને આવા દુખાંમાં દાહડા કાહડવા પડતા નથી. આવું કહી તેણે પોતાના ધણીને સમજાવીયું કે, એ ફૂળ રાજાને જઈને આપો કે, તે આપણે કાંઈ દોલત આપે તો તે વડે આપણે સુખે રહીએ. આ વાત બરાહ્મણને પણ પસંદ પડી. તે ફૂળ લઈ તે રાજાના મેહેલ આગળ ગયો, અને દરવાનથી દોસ્તી કરીને બોલીેા કે ભાઈ તું રાજાને ખબર કરશે કે તારા ગામનો કોઈ ગરીબ બરાહ્મણ તમારે સારૂ એક ફૂળ લાવીઓછે?

દરવાને રાજાને જઈ અરજ કીધી કે, માહારાજ કોઈ બરાહ્મણ આપને માટે એક ફૂળ લઈ દરવાજા આગળ ઉભોછે. તેને માટે આપનો શું હુકમછે તે ફરમાવો. આ વાત સાંભળતાંજ રાજાએ બરાહ્મણને ઉપર બોલાવવાનો હુકમ કીધો. બરાહ્મણ ઘણો ખુશી થતો રાજા આગળ ગયો, અને તેને આશીરવાદ દઈ તેણે પેલુ ફૂળ તેનાં હાથમાં આપીયું. રાજાએ તે ફૂળ હાથમાં લઈ તે વીશેનો હેવાલ પેલા બરાહ્મણને પુછીયો. તેણે ઉતર આપીયો કે, માહારાજ મેં જંગલમાં ઘણા દીવસ સુધી તપ કીધો. દેવતાઓએ પરસંન થઈ, આ અમરત ફૂળ મને આપીયું. પણ માહારાજ એ ફૂળ ખાઈ અમર થઈ હું શું કરૂં. માટે એ ફૂળ તો તમો જેવા લાખો જીવોનું પાલણ પોશણકરનાર ખાઓ તો ઠીક. તમો વધારે જીવશો તો સઘળી દુનીઆને સદા સુખ આપશો.

આ હકીકત સાંભળી રાજાને ઘણું હસવું આવીયું, અને બરાહ્મણને એક લાખ રૂપીઆ આપી વીદાએ કીધો. બાદ તેણે પોતાના મનમા વીચાર કીધો કે, હુંતો પુરૂશ છઉં તેથી કદાપી કમજોર થઈશ નહીં. માટે એ ફૂળ રાણીને આપું તો સારૂં; કેમકે તે મારા મસણનો આધારછે, તેથી તે જો આ ફૂળ ખાઈ જીવતી રેહેશે તો મને વધારે સુખ મળશે. આ મુજબ વીચાર કરી પોતે જનાનખાંનામાં ગયો. રાણીએ રાજાને ઘણો ખુશ મીજાજમાં પેલુ ફૂળ લઈને આવેલો જોઈ પુછીયું કે, આ ફૂળને આટલું બધું જતન કરી લાવવાનું કારણ શુંછે તે મને કેહો?

રાજાએ જવાબ દીધો કે, અરે મારી વાહાલી! હું શું કહું. એ ફુળમાં એવો ગુણછે કે, જો તું એ ખાએ તો હંમેશા જુવાન ને જુવાન રેહેશે, અને દીનપરદીન તારી ખુબસુરતીમાં વધારો થશે એટલુંજ નહીં પણ વળી તું અમર થશે. આ વાત સાંભળી રાણીએ ઘણી ખુશીથી તે ફુળ રાજા પાસેથી લીધું. બાદ રાજા પોતાના મેહેલમાં પાછો ગયો.

જેવો રાજા ફુળ આપી પોતાના મકાન ઉપર ગયો એટલે રાણીએ પોતાના ઇઆર કોટવાલને બોલાવી તેને કહીયું કે, આ ફુળ રાજાએ મને આપીયુંછે. એહનો એવો ગુણછે કે, જે કોઈ એ ખાએ તે અમર થાય; માટે તમો મને ઘણા વાહાલા છો, તેથી તમો એ ફુળ ખાઈ અમર થશો તો હું ઘણી ખુશી થઈશ. આ વાત સાંભળતાંજ કોટવાલે ફુળ રાણીના હાથમાંથી લઈ લીધું, અને પોતાને ઘેર ગયો. કોટવાલે વળી તેની એક માશુક હતી, તેને તે ખાવાને આપીયું.

આવી તરેહ ફુળ એક બીજાના હાથમાં ગયું. આ કોટવાલની રખેલી પાસે જારે તે ફુળ આવીયું, તારે તેણે વીચાર કીધો કે, હું એકતો પાપણીછઉંજ, અને વળી અમર થઈને શું કરીશ. ખરે ઊલટું વધારે પાપ કરીશ. માટે એ ફુળ હું રાજાને જઈને આપું તો સારૂ કે તે ગમે ત્યાં જીવે તાંહાંસુધી ઇનસાફ કરે. આ પરમાણે વીચાર કરી તે રાજાના દરબારમાં ગઈ. સલામ બજાવી તે ફુળ રાજાના હાથમાં આપીયું.

રાજાના હાથમાં જેવું તે ફુળ આવીયું, તેવોજ તે બેસુધ થઈ ગયો, અને ઘભરાઈ બોલવા લાગીયો કે, આ ફુળ તો મેં રાણીને આપીયું હતું, તે આ રાંડ કાંહાંથી લાવી. આ બાબે તે પોતાના મનમાં તરેહવાર તરેહ ઊઠવવા લાગીયો. જરા હસતું મોહડું રાખી તેને પુછીયું કે,' આ ફુળ તને કોણે આપીયું. તેણે જવાબ દીધો કે, હે માહારાજ! એ ફુળ મને આપણા કોટવાલ સાહેબે આપીયું. આ વાત રાજાને કાને પડતાંજ તેણે ધારીયું કે, રાણીએ બુરૂં કામ કીધું એમાં શક નથી. પેલી ઓરતને કાંઈ થોડા ઘણા રૂપીઆ આપી રૂખસત કીધી. બાદ રાજાનું હઈયું ઘણુંજ ભરાઈ આવીયું; અને તેથી તે ઘણો બેભાન થઈ ગયો. થોડીવાર પછી તે જરા હોશીઆર થયો તારે પોતાના મનમાં કેહેવા લાગીયો કે, અરે! આ પાપણી (રાણી) કે જેને મારો સઘળો પરાણ મેં સોંપીયોછે, તેણે મને છોડી દઈ પોતાનું મન કોટવાલને હસતગ કીધું. અરે! અરે! લીયાનતછે તે રાણીને તથા કોટવાલને કે, તેઓ નીમક હરામ થયાં; અને ધીકારછે મને કે હવે હું રાજ કરૂ. આ દુનીઆમાં સઘળું ખોટુંછે. કોની બઈરીને કોનાં છોકરાં. કોનો જીવ અને કોનું ધન. એ સઘળાં સ્વારથીયાંછે. સઘળાં સુપના સરખાંછે. 'સુખ હોય તો પારકે સઘળાં આવે. મરી જઈશ તો કોઈ સાથે આવવાનું નથી. આહાવો વીચાર કરતો કરતો તે રાણીના મેહેલમાં ગયો. રાણીને મળીઆ બાદ તેને પુછયું કે, પેલું ફુળ કાંહાં ગયું. તુરતજ તેણે જવાબ દિધો કે, ફુળ તો હું ખાઈ ગઈ. રાજાએ એકદમ પેલું ફુળ તેને દેખાડીયું. આ જોતાં વારને રાણી બેહોશ થઈ જમીન ઉપર પડી ગઈ, રાજાએ તેની કાંઈ પણ દરકાર કરી નહીં. એકદમ તેને પરતીમુકી બાહેર આવીઓ, અને પેલાં ફુળને મોંઈ નાખી ખાઈ ગયો. બાદ રાજ, પાટ, રાણી, ધન દોલત, વીગેરે રાજાની માહામતમાં શું બધુ હોય, તે સઘળુ તીઆગ કરી પોતે વૈરાગી થઈ ગયો. (અધુરૂં.)

—o—

ગયો; અને ઉત્તર અરણીયમાં જઈ તપ કરવા લાગીઓ.

આ પરમાણે રાજા વીકરમે ભરથરીને રાજ સોંપીયું હતું. ભરથરી રાજા ઘણી સારી રીતે રાજ ચલાવતો હતો. એના રાજ માહેલો એક બરાહમણ કેટલાએક દીવસ સુધી પાસેના જંગલમાં તપસચરીયા કરતો હતો. તેનાં ઉપર ખુદાએ તેનો વીશ્વાસ જોઈને રેહેમ કીધી, અને તેને અમર ફળ આપીયું. આ ફળ પેહેલા વેહેલાં તો તેણે કબુલ કીધુ નહીં; કેમકે બરાહમણભાઈનેતો પઈસાનો લોભ વધારે હોયછે તેથી તેણે વીચાર કીધો કે એ ફળને હું શું કરૂં. પણ આકાશવાણી થઈ કે જે અમરત ફળ હમે મોકલીયુંછે તે તું લે. તે તું ખાશે તો અમર થશે. આ વાત સાંભળીને તે ઘણો ખુશી થયો; અને તે ફળ લઈ પોતાને ઘેર આવી બાએડીને કેહેવા લાગીઓ કે, દેવતાઓએ મારા ઉપર ઘણા ખુશી થઈ આ અમરત ફળ મને આપીયુંછે. આ વાત સાંભળીને તેની બાએડી ઘભરાઈ, અને કેહેના લાગી કે, આતો જીવી જીવીને ભીખ માગો, પેટભરી, મરી રેહેવાનો ઉપાએ તમો લાવીયા એમાં આપણે શું વધારે ફાએદો છે, જો ખાઈને ઘણા વરસ જીવી ભીખ માગી મુશકીલ હાલતમાં રેહેવું તેના કરતાં જલદી જલદી મરી જવું એ વધારે બેહેતરછે; કેમકે જે મરી જાએછે તેને આવા દુખનાં દાહડા કાહડના પડતા નથી. આવું કહી તેણે પોતાના ધણીને સમજાવીયું કે, એ ફળ રાજાને જઈને આપો કે, તે આપણે કાંઈ દોલત આપે તો તે વડે આપણે સુખે રહીએ. આ વાત બરાહમણને પણ પસંદ પડી. તે ફળ લઈ તે રાજાના મેહેલ આગળ ગયો, અને દરવાનથી કહી કહાડ મોકલીઓ કે જાઈ તું રાજાને ખબર કરશે કે તારા ગામનો કોઈ ગરીબ બરાહમણ તમારે સારૂ એક ફળ લાવીઓછે?

દરવાને રાજાને જઈ અરજ કીધી કે, માહારાજ કોઈ બરાહમણ આપને માટે એક ફળ લઈ દરવાજા આગળ ઉભોછે. તેને માટે આપનો શું હુકમછે તે ફરમાવો. આ વાત સાંભળતાંજ રાજાએ બરાહમણને ઉપર બોલાવવાનો હુકમ કીધો. બરાહમણ ઘણો ખુશી થતો રાજા આગળ ગયો, અને તેને આશીરવાદ દઈ તેણે પેલું ફળ તેનાં હાથમાં આપીયું. રાજાએ તે ફળ હાથમાં લઈ તે વીશેનો હેવાલ પેલા બરાહમણને પુછીઓ. તેણે ઉત્તર આપીઓ કે, માહારાજ મેં જંગલમાં ઘણા દીવસ સુધી તપ કીધો. દેવતાઓએ પરસન થઈ, આ અમરત ફળ મને આપીયું. પણ માહારાજ એ ફળ ખાઈ અમર થઈ હું શું કરૂં. માટે એ ફળ તો તમો જેવા લાખો જીવોનું પાલણ પોશણકરનાર ખાઓ તો ઠીક. તમો વધારે જીવશો તો સઘળી દુનીઆને સદા સુખ આપશો.

આ હકીકત સાંભળી રાજાને ઘણું હસવું આવીયું, અને બરાહમણને એક લાખ રૂપીઆ આપી વીદાએ કીધો. બાદ તેણે પોતાના મનમા વીચાર કીધો કે, હુંતો પુરશ છઉં તેથી કદાપી કમજોર થઈશ નહીં. માટે એ ફળ રાણીને આપું તો સારૂં; કેમકે તે મારા પરાણનો આધારછે, તેથી તે જો આ ફળ ખાઈ જીવતી રેહેશે તો મને વધારે સુખ મળશે. આ મુજબ વીચાર કરી પોતે જનાનખાનામાં ગયો. રાણીએ રાજાને ઘણો ખુશ મીજાસમાં પેલું ફળ લઈને આવેલો જોઈ પુછીયું કે, આ ફળને આટલું બધું જતન કરી હાથમાં લેઈ ફરોછો તે મને કહો?

રાજાએ જવાબ દીધો કે, અરે મારી વાહાલી! હું શું કહું. એ ફળમાં એવો ગુણછે કે, જો તું એ ખાએ તો હંમેશા જુવાન ને જુવાન રેહેશે, અને દીનપરદીન તારી ખુબસુરતીમાં વધારો થશે એટલુંજ નહીં પણ વળી તું અમર થશે. આ વાત સાંભળી રાણીએ ઘણી ખુશીથી તે ફળ રાજા પાસેથી લીધું. બાદ રાજા પોતાના મેહેલમાં પાછો ગયો.

જેવો રાજા ફળ આપી પોતાના મુકામ ઉપર ગયો એટલે રાણીએ પોતાના ઈઆર કોટવાલને બોલાવી તેને કહીયું કે, આ ફળ રાજાએ મને આપીયુંછે. એહમાં એવો ગુણછે કે, જે કોઈ એ ખાએ તે અમર થાય; માટે તમો મને ઘણા વાહાલા છો, તેથી તમો એ ફળ ખાઈ અમર થશો તો હું ઘણી ખુશી થઈશ. આ વાત સાંભળતાંજ કોટવાલે ફળ રાણીના હાથમાંથી લઈ લીધું, અને પોતાને ઘેર ગયો. કોટવાલે વળી તેની એક માશુક હતી, તેને તે ખાવાને આપીયું.

આવી તરેહ ફળ એક બીજાના હાથમાં ગયું. આ કોટવાલની રખેલી પાસે જારે તે ફળ આવીયું, તારે તેણે વીચાર કીધો કે, હું એકતો પાપણીછઊજ, અને વળી અમર થઈને શું કરીશ. પારે ઊલટું વધારે પાપ કરીશ. માટે એ ફળ હું રાજાને જઈને આપું તો સારૂ કે તે મને જીવે તાંહાંસુધી ઈઆદ કરે. આ પરમાણે વીચાર કરી તે રાજાના દરબારમાં ગઈ. સલામ બજાવી તે ફળ રાજાના હાથમાં આપીયું.

રાજાના હાથમાં જેવું તે ફળ આવીયું, તેવોજ તે બેસુધ થઈ ગયો, અને ગભરાઈ બોલવા લાગીયો કે, આ ફળ તો મે રાણીને આપીયું હતું, તે આ રાંડ કાંહાંથી લાવી. આ બાબે તે પોતાના મનમાં તરેહેવાર તરક ઉઠાવવા લાગીયો. જરા હસતું મોહડું રાખી તેને પુછીયું કે, આ ફળ તને કોણે આપીયું. તેણે જવાબ દીધો કે, હે માહારાજ! એ ફળ મને આપણા કોટવાલ સાહેબે આપીયું, આ વાત રાજાને કાને પડતાંજ તેણે ધારીયું કે, રાણીએ બુરૂં કામ કીધું એમાં શક નથી. પેલી ઓરતને કાંઈ થોડા ઘણા રૂપીઆ આપી રૂખસત કીધી. બાદ રાજાનું દલ ઘણુંજ ભરાઈ આવીયું; અને તેથી તે ઘણો બેભાન થઈ ગયો. થોડીવાર પછી તે જરા હોશીઆર થયો તારે પોતાના મનમાં કેહેવા લાગીયો કે, અરે! આ પાપણી (રાણી) કે જેને મારો સઘળો પરાણ મે સોંપીયોછે, તેણે મને છોડી દઈ પોતાનું મન કોટવાલને હસતગ કીધું. અરે! અરે! લીઆનતછે તે રાણીને તથા કોટવાલને કે, તેઓ નીમક હરામ થયાં; અને ધીકારછે મને કે હવે હું રાજ કરૂ. આ દુનીઆમાં સઘળું મીથીયાછે. કોની બઈરીને કોનાં છોકરાં. કોનો જીવ અને કોનુ ધન. એ સઘળાં સવારથીયાંછે. સઘળાં સુખના સગાંછે. સુખ હોય તો પાસે સઘળાં આવે. મરી જઈએતો કોઈ સાથે આવવાનું નથી. આહાવો વીચાર કરતો કરતો તે રાણીના મેહેલમાં ગયો. રાણીને મળીઆ બાદ તેને પુછયું કે, પેલું ફળ કાંહાં ગયું. તુરતજ તેણે જવાબ દિધો કે, ફળ તો હું ખાઈ ગઈ. રાજાએ એકદમ પેલું ફળ તેને દેખાડીયું. આ જોતાં વારને રાણી બેહોશ થઈ જમીન ઉપર પડી ગઈ, રાજાએ તેની કાંઈ પણ દરકાર કરી નહીં. એકદમ તેને પરતીમુકી બાહેર આવીઓ, અને પેલાં ફળને ધોઈ નાખી ખાઈ ગયો. બાદ રાજ, પાટ, રાણી, ધન દોલત, વીગેરે રાજાની શાહાબતમાં શું આણા હોય, તે સઘળુ તીઆગ કરી પોતે વૈરાગી થઈ ગયો. (અધુરૂં.)

---

## સીતા.

(આગળ પાને ૧૯૯ થી.)

આ બનાવને એક વરસ ઉપર થવા આવ્યું, પણ લુટારાઓનો કંઈ પતો હાથ લાગ્યો નહીં અને પોલીસ ખાતાની ચોકસીઉપર એક મોટો ડાઘ રહી ગયો. આની પેહતર હેવાતો ઘણા ગુનાહ થયા હતા કે જેમાં પોલીસનું કંઈ ફાવ્યેતું નહીં હતું, છતાં તેઓમાંનો એક પણ આના જેવો કારી નોતો. એ જીલ્લામાં લડફાટ વગેરે બનાવો ઘણા સાધારણ હતા એતો દેખીતું હતું. ગોકુળપુરનો આ મામલો અને હરીદાસનું ખુન એ હેવાતો પ્રખ્યાત બનાવો બન્યા હતા કે, પોલીસના ઉપરી અમલદારે બનતો ચોકસી કરવામાં કંઈ મણા રાખી નોતી, પણ જ્યારે તેઓની બધી કોશીસ નીશફળ ગઈ હેતું તેણે જોયું ત્યારે એ જીલ્લાની પોલીસ બાબે તેને ઘણોજ હલકો વીચાર આવ્યો.

રામદાસનો કેસ ચુંથવાથી કંઈ ભરમ ભાંગશે હેવો જરા સંભવ હોવાથી તે કેસને ઘણી બારીકીથી તપાસ્યો. રામદાસને ત્યાં બે પરદેશીઓ આવેલા હતા અને ધાડ પડી તે દહાડા લગી તે લોકોને ઓણે રાખેલા સાધારણ રીતે ધારી શકાતું હતું કે, લુટમાંથી જે કઈ મળ્યું તેના વીભાગ થવાને ઝાઝા દહાડા થયા નોતા. એ પૈસામાં રામદાસની ખાનગી છાપવાળા ઘણા રૂપીઆ હતા; પણ એટલા ઉપરથી રામદાસ આ ગુનાહમાં શામીલ હતો એમ પુરવાર થઈ શકતું નોતું; કેમકે એનું પૈસા ટકાનું લેનદેન બોહોળું હતું અને જે રૂપીઆ એની પાસે આવતા જતા તે ઉપર એ હંમેશ પોતાની એક નીશાણી કરતો હતો. આ નીશાણી કીધેલા ઘણા રૂપીઆ સાધારણ રીતે વપરાતા હતા તેથી કોઇપણ ગામના બજારમાંથી તે મળી શકે હેમાં નવાઇની વાત નોતી.

રામદાસે પોતાના મરનાર ભીતરાઈ સાથે છેલ્લી શું ગોફતેગો કીધી હતી તે બધું તેણે વીસતારીને કહ્યું. એની પાસે એના કલકત્તા વાળા વકીલના કેટલાક કાગળો હતા તે એણે રજુ કીધા અને નીચલી કોરટોમાં એની સામા જે હુકમનામું થયું હતું તે ઉપર એ અપીલ કરવાનો હતો તે બાબેની નોટીસ પણ હાજર કીધી. શાહાગંજના એક દેશી અમલદારે સીતાની જુબાની લીધી હતી તે જુબાનીએ રામદાસની જુબાનીને મ્હોટો ટેકો આપ્યો; પણ તેણે એટલું કબુલ

લોકોને પત્તો લાવી આપશે તેને રૂ૫૦૦) ઇનામ આપવામાં આવશે અને એ ધાડમાં શામીલગીરમાના કોઇપણ બે આસામી જેઓએ આ ખુન પોતાને હાથે કીધું નહીં હશે તેઓ જો આ બાબતની બાતમી આપશે તો તેઓને માફી બક્ષવામાં આવશે. નારેંદ્રે વળી પોતાની તરફથી આટલું ઇનામ આપવાને ખાએશ બતાવી. એક ઘણાજ અનુભવી અમલદારના હાથ નીચે થોડી અને ડેકાઇટી પોલીસની એક ટુકડી પરગણામાં મોકલી અને ગુનેહગારોને પકડવા સારૂ જેટલી તદબીર થઇ શકે તેટલી કીધી.

આમને આમ કેટલા મહીનાઓ ગુજરી ગયા. એ પરગણાઓમાં અંગ્રેજ બાદશાહી નીચે આવેલા ભાગોમાં જોઇતી તલાસ કીધી એટલુંજ નહીં; પણ બે દેશી રાજાઓ જેઓ લાખો રૂપીઆની સ્વતંત્ર મીલકત ધરાવતા હતા તેઓને પણ આ કામની ખોળમાં મદદ કરવા સારૂ ફરજ પાડવામાં આવી હતી; અને તે લોકોએ એ કામ કરવાને પોતાની ઘણીજ ખુશી અને આતુરતા બતાવી હતી. નવાબ દીલખાન બાહાદુરે જજ્જ સાહેબની અને કમીશનર સાહેબની મુલાકાત લીધી. મુલાકાતો ત્યાં થએછે તે બાબે પોતાની દલગીરી બતાવી અને હેવી ખાતરી કરી આપી કે, આ ગોકુળપુરના મામલામાં એ નવાબના તાબાની રઇયતમાંના કોઇપણ આદમી તેમાં શામીલ હતો એવું માલમ પડશે તો તેને એ તોપના બારથી ઉરાડી મુકશે અથવા ફાંસી દેશે. તેણે કબુલ કીધું કે, તેના સીપાઇઓ જંગલી હતા અને બાજે વખતે તેના કહ્યામાં પણ રેતા નોતા. રાજા હરીપાળસીંગ એક જંગલી આદમી હતો. એ જંગલી ગોન્ડસ જેઓ ગોન્ડના મેદાનની સરહદમાં વસતા હતા તેની ઓલાદનો હતો; પણ તેના લશ્કરના જુવાનીઆ અમલદારો સાથે તે સારી સલુકાઇ રાખતો હતો.

સીતા હવે શાહાગંજપર હરે હામ થઇ. તે પછી ગોકુળપુર કદી પણ આવી નોતી. તેના ધણીની ઇમારાતનો સઘળો કારોબાર તેનો ડોસો અને તેના હાસ્તીઆઓ ચલાવતા હતા. નારેંદ્રે સીતાના ધણીની મીલકતનો હીસાબ પોતાના હીસાબથી નીરાળો રાખ્યો હતો અને તેની અંદરથી જે ભાડે પેદાશ થતી હતી તે તે સીતાનેજ આપતો હતો. સીતાના ધણીની મીલકતની ઉપજનો હીસાબ તપાસવાને પાંચ આબરૂદાર ગૃહસ્થોની પંચાયત નેમવામા આવી હતી અથવા તેઓને ટ્રસ્ટી તરીકે ઠેરવવામાં આવ્યા હતા. એ પાંચ જણામાં નારેંદ્ર અને વામનભટ પણ હતા. તેઓ દર મહીને હીસાબ તપાસી આપતા હતા. બાહારના દેખાવમાં સીતાની અંદર કઇ ફેરફાર થએલો દેખાતો નોતો બલકે તે વધારે મોહીણી દીસતી હતી. તેના ચેહેરાનું તેજ અને ખુબસુરતી વધતી જતી જોઇને તેની ડોસી અને કોઇ ઘણાં બેફકાર રેહેતાં હતાં. હેવી ખુબસુરતી પરમેશ્વરે હેને શું કામ આપી હશે? એવાં નખરાં એક રાંડીરાંડને શું કામ હોવાં જોઇયે? તે લોક પ્રતેજારીથી રાહ જોઇ બેઠાં હતાં કે, એના ધણીનું વરસી આવશે તે દાહાડે દીવગ વેસ ધારણ કરવાને, માથાના બાલ કાઢી નાખવા, હાથની બંગડીઓ અને બીજાં આભુશણો ભાંગી નાખવા, વગેરેની ક્રિયાઓ એ બાઇ કરવા માંગેછે કે નહીં. પણ સીતા પોતે એ બાબતને લગતી જરાપણ ઇંતેજારી રાખતી નોતી. એક વખતે એની મોઇએ સેહેજ આ બાબત છેડી જોઇ અને સૌભાગ ઉતર-

વાની જરૂરીઆત બાબે ચેતવણી આપી તે વખતે સીતાએ જરા તસુ ચલાવીને તેને કહ્યું કે "મારી વાહાલી ફોઈ, તું શું એમ રાગણેછે કે, જે વિધવાએ પોતાનું માથું બોડાએલું હોય અથવા હલકી કીસમનો અને તોછડો પોશાક અખ્તીઆર કીધો હોય તેજ સદ્ગુણી વિધવા કેહેવાય. હું તો જેવી રહી તેવીજ રેહેવાની. શું મારે મારી જાતે કદરૂપા બનીને મારો છોકરો મ્હોટો થાય તારે તેને નાહેક ફંટાળો અપાવવો જોઇયે? ના. એમ કરતાં પણ એ છોકરાના બાપના ખુનનું વેર લીધામાં આવ્યું હતે તો એ બાબે મારે કંઈ પણ વીચાર કરવાનું મુનાસીબ હતું, પણ તેમ થયું નથી ત્યાં સુધી એ વાત નહીં છેડાય તેગાંજ સારૂંછે."

આ ઠરાવ મુજબ સીતાના સગાંઓએ આ વાતને બીલકુલ છેડી નહીં અને તેને પોતાની આંખ નીચે રાખી. સીતા જ્યારે પેહેલવેલી તેને સાસરે ગઈ તે વખતે તેનાં સગાંવાહાલાંઓ જેમ તેને સમજાવતાં હતાં તેમ તે કરતી હતી; પણ હમણાં તો તે પોતાની નજરમાં આવે તે મુજબ વરતતી હતી. કોઈપણ બાબતનો ઠરાવ કરતી હતી તો તેને આખર લગી વળગી રહી તે પાર પાડતી હતી. આ ગુણ હેનાં સગાંઓના જોવામાં પેહેલાં આવ્યો નોતો. તેની બોલવાની ઢબ અને છટામાં પણ પેહેલાં કરતાં ઘણો ફેરફાર થયો હતો.

સીતા પોતાનાં બચ્ચાં તરફ ઘણીજ મમતા રાખતી હતી બલકે તેનું આખું મન તેની તરફજ વળેલું રેહેતું હતું. એક ક્ષણ પણ તેને પોતાની નજર તળેથી ખસેડતી નોતી અને તેની હાજતો ઘણીજ ચપળતાથી પુરી પાડતી હતી. સીતાનો એ છોકરો પણ ઘણો ખુબસુરત હતો અને ધીમે ધીમે ઘુંટણીઆં કાઢી એક બે કાલા શબ્દો બોલતો હતો. એ છોકરાને કોઈની નઠારી નજર નહીં લાગે તેટલા સારૂ રૂપાનું એક મંત્રેલું માદળીયું પેહેરાએલું હતું. એ છોકરાની સાથે અને કીતાબોનો સેર કરીને સીતાએ પોતાનો વખત સારી રીતે ગાળવો જોઇતો હતો બારે, પણ તેમ નોતું. જો હેના ઠેસાએ હેને કેળવણી લેવાની પરવાનગી આપી નહીં હોત અને એની કેળવણી જેટલે દરજ્જે વધી હતી તે વધવા પામી નહીં હોત તો એ બાઈએ પણ હિંદુ લોકોના રેવાજ મુજબ રંડાપો અખ્તીયાર કીધો હતે; પણ આ અજ્બ હથીયારની મદદથી તે આખર લગી આ કઢંગા રેવાજની સામે થઈ અને તેના અઘટીતપણા બાબે તેણે પોતાનાં વાલીઓને ખાતરજમાં કરી આપી. (અધુરૂં.)

---

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૧૬૭થી)

હેસ્ટિંગ્સ જ્યારે હિંદુસ્થાન છોડીને વીલાયત આવવા નીકળ્યો ત્યારે તેની પાસે વસીલો અને નાણું બન્નો હતાં; પણ તેની પાસે તે ધારતો હતો તેટલો અધીકાર અને મરતબો નોતો. તે વખતે મોહોટા સરપાવો, ચાંદો અને કાઉનસીલ બોર્ડના મેમ્બર થવાની ઉમેદ રાખતો હતો. તે વખતે એની ઉમ્મર, ફકત બાવન વરસની હતી અને એનાં શરીરનો બાંધો અને મન શકતી એટલાં જોરાવર હતાં કે જાહેર કામમાં લાંબા વખત સુધી તે ભાગ લઈ શકશે હેવી આશા રાખતો હતો:

પણ તે વખતે એ હતો તેમાં અને એના મુકરદમાનું ફાંસણ થયું તે દાહાડે અમીરી ટોલકીમાંથી એ ગયો તેમાં કેટલો મ્હોટો ફેરફાર થઈ ગયો હતો. આ વખતે એ એટલો જઈફ થઈ ગયો હતો કે, એનાથી કંઈ નવી બાબતો ઉપર ધ્યાન આપી શકાય એવું નોતું. પીટના હાથમાં જ્યાંસુધી રાજની લગામ હતી ત્યાંસુધી તો એને કઈપણ તરેહનું માન મળવાની વકી નોતી અને જ્યારે પીટે અમલ છોડયો ત્યારે હેસ્ટિંગ્સની વય નજદીક ૭૦ વરસની થવા આવી હતી.

આ મુકરદમો થયા બાદ હેસ્ટિંગ્સે ફકત એક વખત રાજદરબારી કામમાં માથું ઘાલ્યું હતું; અને તેમાં પણ એ ઈજ્જત કમાયો નોતો. મી૰ આંડીંગટન જેની પાસે તીજોરીનો અખ્તીયાર હતો તેની સામા મી૰ ફાક્સ અને પીટ થવાથી તે રાજીનામું આપવાને તઈયાર થયો હતો, તેને તેમ કરતાં અટકાવવાને હેસ્ટિંગ્સે ઈ૰સ૰ ૧૮૦૪ માં ઘણી મેહેનત લીધી હતી.

એની હયાતીનાં પાછલાં ચોવીસ વરસ એણે ડેઈલ્સફોર્ડમાં ગાળ્યાં હતાં. એણે પોતાના બાગોને સણગારવામાં, સારાસારા ઘોડા વાપરવામાં અને હિંદુસ્થાનનાં જાનવર અને વનસ્પતિને વિલાયતની અંદર ઉછેરી મ્હોટાં કરવામાં પોતાનો વખત સારી રીતે ગુજરાન કીધો હતો. મોગલ પાદશાહોએ તેઓના અમલમાં, હિંદુસ્થાનની અંદર ટીબેટનું બોકું જેનાં ઉનની કાશમીરની ઉમદામાં ઉમદા શાલો બનેછે, તેને હિંદુસ્થાનમાં દાખલ કરવાને ઘણી કોશીસ કીધી હતી પણ તે નીસફળ ગઈ હતી. હેસ્ટિંગ્સે એજ જાતનાં ગેટાંની ઉત્પત્તી વિલાયતમાં કરવાને જોકે તેટલી મેહેનત કીધી પણ તેમાંથી તેનું કંઈ વળ્યું નહીં.

કવીતાઓનો રોર અસલથીજ એ ઘણાં ખંતીપણાથી કરતો હતો અને હાલતો એને પોતાનો વખત ગાળવાને તે કાયમ રાખવાની જરૂર હતી. એ કંઈ મ્હોટો કવી નોતો, તોપણ ઘણી વખતે સેહેજમાં સારી કવીતાઓ રચતો હતો. દરરોજ સહવારના પોહોરમાં એક કવીતા રચવાનો એણે નીયમ રાખેલો હતો અને નાસ્તા ઉપર આવતો તારે હંમેશ તે પોતાના સાથીઓને વાંચી સંભળાવતો હતો.

હેસ્ટિંગ્સે ઘણાં વરસ એકાંત રીતે કાઢયાં બાદ એ પાછો થોડો વખત બાહાર પડયો. સને ૧૮૧૩ માં ઈસ્ટઈન્ડીઆ કંપનીનું ચારટર નવે સરથી કરવામાં આવ્યું અને પારલેમેન્ટમાં હિંદુસ્થાનના કારોબારને લગતી ચરચા ઘણા જોસથી ચાલી હતી અને હેવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે, હાઉસ અવ કામન્સની કચેરીમાં કેટલાક શાખ્સોની જુબાની લેવી. આ ઠેકાણે હાજર રેહેવાને હેસ્ટિંગ્સને પણ હુકમ મળ્યો હતો. બર્કના આર્જનો જવાબ આપવાને આજ ઠેકાણે હેસ્ટિંગ્સ હાજર થયો હતો તે વાતને નજદીક ૨૭ વરસ થવા આવ્યાં હતાં. જાહેર મતમાં મ્હોટો ફેરફાર થઈ ગયો હતો. લોકોના મનમાંથી એની ભુલોનો ખ્યાલ નીકળી જઈ હેની કિમ્મતી નોકરીનો સારો વીચાર રહી ગયો હતો. આટલા બધા લાંબા અરસા પછી આવા એક પ્રભાત અને જાહેર આદમીની હાજરીથી એક ઘણીજ ચિત્તવેદક અને તાજુબ ભરેલી અસર થાય એમાં કંઈ આશ્ચર્ય જેવું નોતું. કોમન્સોએ ખુશાલીના પોકારો સાથે મ્હોટા આદરમાનથી એને એક ખુરસી ઉપર બેસાડયો અને એને વીદાય કરતી વખત તેઓ બધા ફરી ઉભા થયા. આ મીજલસમાં હેવા ઘણા થોડા જણ હતા

કે, આ એને આપેલું માન તેઓને પસંદ પડ્યું નોતું. એના ઉપર કામ ચલાવવામાં આગેવાની ધરાવનારાઓમાના એક બે જણ ત્યાં હાજર હતા, તેઓને આ વાત નાપસંદ પડી હતી ખરી, પણ તેઓની હેરી ચાલથી એને માન આપનારાઓ તેમ કરવામાં એર ઉશ્કેરાયા હતા અને એ જઈફ આદમીને વૃદ્ધ અવસ્થાએ ઘણુંજ માન મળ્યું હતું. અમીરોની ટોળીએ પણ એને એટલુંજ માન આપેલું હતું. આક્સફોર્ડની યુનીવરસીટીએ એને Doctor of Laws નો કીતાબ આપ્યો હતો.

આ જાહેર માનપત્રો પુરાં થયાં કે, તુરત લાગલાં પાદશાહી માનપત્રો શરૂ થઈ ગયાં. એને પ્રીવી કાઉન્સીલમાં દાખલ કીધો અને પ્રીન્સ રીજંટની સાથે એની મુલાકાત કરાવી. જ્યારે રૂશીયા અને પ્રુશીયાના સેહેનશાહાઓએ ઇગ્લંડની ભેટ લીધી તે વખતે હેસ્ટિંગ્સ તેઓની ટ્રેનમાં હતો. પ્રીન્સ રીજંટે, નામદાર એલેકઝાનડર અને ફ્રેડ્રીક વીલીયમની રૂબરૂ હેસ્ટીંગ્સને બોલાવી તેઓની મુલાકાત કરાવી હતી. હેસ્ટિંગ્સને અમીરી પદવી મળવાની ઘણી વકી હતી, પણ તેમાં એને પાછા નાઉમેદ થવાનું કોણ જાણે શું કારણ હતું. આ બનાવ બનયા બાદ હેસ્ટિંગ્સ ચાર એક વરસ જીવ્યો. આખર લગી એનું શરીર ઘણુ દ્રઢ હતું અને એની બુદ્ધી તેજ હતી. સને ૧૮૧૮ ના આગસ્ટ મહીનાની ૨૨ મી તારીખે ૮૬ વરસની મ્હોટી ઉમ્મરે એણે દેહ છોડી. એની આબરૂ અને નામ પ્રમાણે એની કબર મ્હાનત પુરૂષોની વચ્ચમાં કરવામાં આવી હતી અને એ હયાત હતો ને જેટલું માન મળ્યું હતું તેટલુંજ એને મરતી વખતે પણ મળ્યું હતું.

—હેરલ.

## હિંદુઓના ધર્મ ગુરૂઓની ફરજ.

આ વિશય ઉપર એક "વૈશ્નવે" કેટલુંક લખાણ ગરબા પતરના આકારમાં લખી હમારાં ચોપાનીયામાં પ્રગટ કરવા સારૂ મોકલ્યું છે. એ લખનારના કેટલાક વીચારો, જેવા કે ધર્મનો ઉપદેશ આપવો એ ધર્મ ગુરૂઓની પેહેલી ફરજ છે અને જ્યાંલગી તેઓ પોતાની આ ફરજ બજાવતા નથી ત્યાંલગી હિંદુ લેકોનું વલણ પરાયો ધરમ સ્વિકાર કરવાને થાય તેમાં કશું તાજુબ જેવું નથી. એ ધર્મ ગુરૂઓએ પોતાના સેવકોના પૈસાવડે એશઆરામમાં વખત ગાળવાને બદલે શા સારૂ ધર્મના જ્ઞાનનો ફેલાવો કરવાનાં સાધનો નહીં સોધવાં જોઈએ. જો તેઓ એક અથવા બે સારા વિદ્વાન શાસ્ત્રીઓના હાથ નીચે પોતાને ખરચે નીશાળો કાઢે અને તેની અંદર હિંદીઓમાં ભણનાર છોકરાઓને હરરોજ સાંજના થોડેક ધર્મનો ઉપદેશ આપવામાં આવે તો તેથી બેશક "ઘણોજ ફાયદો થાય, વીગેરે વીચારોને હમો મળતા આવીએ છઈયે; પણ તેનાં લખાણો આવાં માસીક ચોપાનીયાં કરતાં ન્યુસપેપરોમાં પ્રગટ થવાને વધારે લાયક છે, અને તેમ કરવાની હમો એ લખનારને ભલામણ કરીએ છઈયે.

## પોહોંચ.

મેમરાય અને ચારૂમતી એ નામનો નાટક હમોને તેના બનાવનાર તરફથી મળ્યો છે તે હમો મ્હોટા માન સાથે કબુલ કરીએ છઈયે.

